સ્વ. ગુલાબબાઈ. તે મંછુભાઈ સાકરચંદ ઝવેરીનાં પત્ની સ્મા૦ ગ્રંથ૦ પુ. ૭

# હિંદમાં યુદ્ધોત્તર કેળવણીનો ઉત્કર્ષ

(સાર્જન્ટ યોજનાનો અનુવાદ)



અનુવાદક

**ગટુલાલ ગો. ધ્રુ**

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી : અમદાવાદ

## સ્વ. ગુલાબબાઈ, તે રા. મંછુભાઈ સાકરચંદ ઝવેરીનાં પત્ની, સ્મારક ગ્રંથમાળાનો

# ઉપોદ્ઘાત

સને ૧૯૧૯માં રા. મંછુભાઈ સાકરચંદ ઝવેરી તરફથી રૂ. ૩૫૦૦)-નું ફંડ તેમનાં પત્ની શ્રી ગુલાબબાઈના સ્મરણાર્થે મળ્યું હતું; એવી શરતે કે રૂ. ૩૫૦૦)ની મૂડી કાયમ રાખી એનું જે વ્યાજ આવે તેમાંથી વખતોવખત સ્ત્રીઉપયોગી સામાન્ય જ્ઞાન, નીતિ અને ધર્મનાં પુસ્તક લખાવી પ્રસિદ્ધ કરવામાં આવે તેને 'સ્વ. ગુલાબબાઈ, તે મંછુભાઈ સાકરચંદ ઝવેરીનાં પત્ની સ્મારક ગ્રંથમાળા' એવું નામ આપવું. એ પ્રમાણે એ ફંડમાંથી નીચેનાં પુસ્તક આજસુધીમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છેઃ–

| પુસ્તક | કર્તા | કીમત |
|---|---|---|
| ૧. સ્ત્રીઓનો કાર્યપ્રદેશ | મણિલાલ છોટાલાલ પરીખ | ૦—૮—૦ |
| ૨. આઇવેન્હો ભાગ ૧લો | અનુ. વિમળાગૌરી મોતીલાલ સેતલવાડ | ૦–૧૨–૦ |
| ૩. આઈવેન્હો ભાગ ૨જો | ,, | ૦–૧૨–૦ |
| ૪. ગુજરાતી લગ્નવ્યવસ્થા અને કુટુંબસંસ્થા | સૌ. સરોજિનીબહેન મહેતા | ૧—૦—૦ |
| ૫. માનવ ધર્મ | અનુ. જયંતીલાલ આચાર્ય | ૦—૬—૦ |
| ૬. શુક્રતારક | વિજયરાય કલ્યાણરાય વૈદ્ય | ૧—૦—૦ |

પ્રસ્તુત પુસ્તક એ ગ્રંથમાળાનું સાતમું પ્રકાશન છે.

ગુ૦ વ૦ સોસાયટી,
ભદ્ર, અમદાવાદ
તા. ૧૫–૮–૪૬

જેઠાલાલ જીવણલાલ ગાંધી
એસિ. સેક્રેટરી

# અનુક્રમ



પુરવણી તરીકે આપવામાં આવેલાં કોષ્ઠક વાપરવાના કાગળની મર્યાદાના કારણે આપ્યાં નથી. પાછળથી અનુકૂળતા થતાં તે આપવા વિચાર છે.

# અનુવાદકનું નિવેદન

હિન્દમાં યુદ્ધોત્તર કેળવણીની પ્રગતિનો રિપોર્ટ જે કેળવણીના મધ્યસ્થ બોર્ડ તરફથી પ્રકટ કરવામાં આવ્યો છે તેનું આ ભાષાન્તર છે. હિન્દમાં કેળવણીનો વિચાર કરવા માટે અને યોજનાઓ ઘડવા માટે અનેક કમિટીઓ અને કમિશનો અત્યાર સુધીમાં થઈ ગયાં છે. તેમાંનાં કેટલાંક અમુક પ્રકારની અગર અમુક કક્ષાની કેળવણીનો વિચાર કરવા માટે ખાસ યોજવામાં આવ્યાં હતાં. આ બધી કમિટીઓ અને કમિશનોના રિપોર્ટો પ્રકટ થયેલા છે, અને તેમાં અમૂલ્ય માહિતી ભરેલી છે.

પરન્તુ આખા દેશની કેળવણીની સર્વ દિશા અને કેળવણીના સર્વ પ્રકારનો સમગ્ર અને અખંડ દૃષ્ટિએ વિચાર આ રિપોર્ટમાં કરવામાં આવ્યો છે તેવો અત્યાર સુધી કદી કરવામાં આવ્યો નથી. શિક્ષણ અને કેળવણીનો એવો એક પણ પ્રશ્ન નથી કે જેનો આ રિપોર્ટમાં થોડોઘણો પણ વિચાર કરવામાં ન આવ્યો હોય.

તે ઉપરાન્ત, અત્યાર સુધીના જે રિપોર્ટો પ્રકટ થયા છે તે સમય અને સંજોગોમાં હવે બહુ મહત્ત્વના ફેરફારો થઇ ગયા છે. રાષ્ટ્રિય દૃષ્ટિ ઘણી બદલાઈ ગઇ છે. દેશના રાજતંત્રમાં ભારે ફેરફારો થવાની તૈયારી ચાલી રહી છે. શિક્ષણ અને કેળવણી સંબંધી પ્રશ્નના વિચારમાં અગાઉ કરતાં તાત્ત્વિક ભેદ પડેલો છે. ઉદ્યોગ હુન્નર અને વિજ્ઞાનના શિક્ષણને અત્યારે બહુ મહત્ત્વનું સ્થાન અપાય છે. જેને બેઝિક (પાયા)ની કેળવણી કહેવામાં આવે છે તે પદ્ધતિનો સર્વત્ર સ્વીકાર થતો જાય છે. શિક્ષકોની ગુણવત્તા, તેમનાં વેતન, સમાજમાં તેમનું સ્થાન વગેરે બાબતોની અગત્ય અત્યારે ઘણી મનાય છે. આ અને આવા અનેક પ્રશ્નોનો તલસ્પર્શી વિચાર કરી યુદ્ધોત્તર હિત માટે એક વિશાળ યોજના આ રિપોર્ટમાં રજૂ કરવામાં આવેલી છે. એ કારણે જ એનું આજ આટલું મહત્ત્વ ગણાયું છે.

હિન્દ સરકારના કેળવણી ખાતાના સલાહકાર સર જ્હોન સાર્જન્ટે આ આખો રિપોર્ટ અતિશય કાળજીપૂર્વક અને સ્પષ્ટ રીતે ઘડયો છે તેથી એ રિપોર્ટ 'સાર્જન્ટ રિપોર્ટ' તરીકે સામાન્ય રીતે ઓળખાય છે.

આ રિપોર્ટનો અનુવાદ ગયા વર્ષના જુલાઈ માસની આખરે છપાઈ તૈયાર થવો જોઈતો હતો તે આ વર્ષના જુલાઈ માસની આખરે થાય છે એ ઢીલ માટે મોટે

ભાગે હું જવાબદાર છું. એ કાર્યને જેટલી ત્વરાથી પૂરું કરવું જોઈએ તેટલી ત્વરાથી મારાથી થઈ શકયું નહિ તે માટે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની માફી ક્ષમા માગવી જોઇએ.

જેઓ અંગ્રેજી ભાષા સમજે છે તેઓ તો અસલ અંગ્રેજી રિપોર્ટ જ વાંચશે. જેમને અંગ્રેજી નથી આવડતું અગર જે અંગ્રેજી નથી વાંચવાના તેમને માટે ભાષા સરળ રાખવાનો બનતો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

રિપોર્ટમાં જણાવેલા વિચારો અને કરેલા નિર્ણયો વિશે મતભેદ હોઈ શકે, મને પણ આમાંનું બધું માન્ય નથી. પરન્તુ તેની ચર્ચા અહીં કરવાનું અસ્થાને છે.

અમદાવાદ
તા. ૨૪-૭-૪૬

ગટુલાલ ગો. ધ્રુ

# હિંદમાં યુદ્ધોત્તર કેળવણીનો ઉત્કર્ષ

## પ્રકરણ ૧ લું

### પાયાની ( પ્રાથમિક અને શરૂઆતની માધ્યમિક ) કેળવણી

**પશ્ચિમના** કે પૂર્વના જે દેશો પોતાને સંસ્કૃતિમાં ઉન્નત થયેલા ગણાવા ઇચ્છે છે તેમાં હિન્દ સિવાય દરેક દેશમાં છોકરાઓ તેમ જ કન્યાઓ માટે, નાગરિક તરીકેની યોગ્યતા માટેની થોડીઘણી પણ તૈયારી થઈ શકે એવી રાષ્ટ્રિય કેળવણીની આવશ્યકતા હવે સ્વીકારવામાં આવેલી છે.

હિન્દમાં એ પ્રકારની કેળવણીની વ્યવસ્થા બાબત ઘણાં વર્ષોથી ચર્ચા થયા કરી છે, પરન્તુ કોઈ પ્રકારની ગણનાપાત્ર પ્રગતિ એ દિશામાં હજી સુધી થઈ નથી. વસ્તીના ૮૫ ટકા પ્રજા હજી નિરક્ષર રહેલી છે એ હકીકત આ કથનનો સ્પષ્ટ પુરાવો છે. અત્યારની પરિસ્થિતિમાં, કોઇપણ દેશની આ જાતની નિરક્ષરતાની સ્થિતિ હોય તે સમસ્ત જગતને ભયરૂપ ગણાય, અને જ્યારે એ દેશમાં લોકશાસન પ્રચલિત હોય, અગર લોકશાસનને માર્ગે તે દેશ પ્રયાણ કરતો હોય, ત્યારે આવી સ્થિતિ વિશેષ ભયપ્રદ ગણાય. લોકશાસન જેમાં પ્રવર્તતું હોય એવા કોઈ પણ દેશમાં કેળવણી માટેનું એટલું ધોરણ તો નિશ્ચિત હોવું જ જોઈએ કે દેશના સર્વ વતનીઓને—માત્ર થોડા ગણ્યાગાંઠયાને જ નહિ—એકંદરે સારા નાગરિક બનાવવા માટે જરૂરી કેળવણીની વ્યવસ્થા આખા દેશમાં થયેલી હોવી જોઇએ.

•

આ જાતની કેળવણી માટે ઓછામાં ઓછી કેવી અને કેટલી વ્યવસ્થા થવી જોઈએ તે બાબતમાં છેવટનો સર્વમાન્ય થયેલો ચુકાદો હજી જગતમાં કોઈ સ્થળે અપાયો નથી, અગર એવા છેવટના ચુકાદાની નજીક પણ આપણે હજી આવી પહોંચ્યા નથી. યુદ્ધ અગાઉ અમેરિકામાં અને યુરોપના લગભગ બધા દેશોમાં ફરજિયાત કેળવણી માટેની ઉમરની હદ પાંચ અગર છથી ચૌદ અગર પંદર વર્ષ સુધીની બાંધવામાં આવી હતી. યુદ્ધોત્તર કેળવણીની જે યોજનાઓ અત્યાર સુધીમાં પ્રકટ થઇ છે તેમાં ઉમરની આ હદમાં થોડો વધારો કરેલો જણાય છે.

સને ૧૯૩૮—૩૯માં કેળવણીના મધ્યસ્થ સલાહકારી બોર્ડે પાયાની કેળવણી માટે જે બે સમિતિની યોજના કરી હતી, અને જેના રિપોર્ટ ઉપરથી આ પ્રકરણમાં જણાવેલી યોજના મોટે ભાગે ઘડવામાં આવેલી છે, તેણે હિન્દની શાળાઓમાં ફરજિયાત શિક્ષણના સમય માટે ૬ થી ૧૪ વર્ષ સુધીની ઉમર ઠરાવેલી છે. બીજા પ્રકરણમાં જે કારણો જણાવવામાં આવ્યાં છે તે મુજબ કેળવણીની દષ્ટિએ છ કરતાં કાંઇક ઓછી ઉમરે શાળાના શિક્ષણની શરૂઆત કરવાનું કદાચ ઠીક જણાય, તોપણ શાળામાં ફરજિયાત આઠ વર્ષના શિક્ષણના ધોરણના પાયા ઉપર યુદ્ધ પછીની કેળવણીની વિસ્તૃત યોજના નક્કી કરવાનું એકંદરે ઇષ્ટ જણાય છે. ઇન્ટર યુનિવર્સિટી બોર્ડે પાંચ વર્ષની ઉમરથી શરૂ કરીને આઠ વર્ષ સુધીના ફરજિયાત શિક્ષણની ભલામણ કરેલી છે, પણ ભવિષ્યના નાગરિકોના ૮૦ ટકા જેટલા માટે શિક્ષણ પૂરું કરવા માટે તેર વર્ષની ઉમર બહુ નાની છે એવું આ બોર્ડને લાગે છે, અને ફરજિયાત શિક્ષણની ઉમરમાં એક વર્ષ વધારવા જતાં કુલ ખર્ચમાં વીસ કરોડ રૂપિયા જેટલો વધારો કરવો પડે તેમ છે. મોડામાં મોડા છ વર્ષની ઉમરનાં બાળકોને શાળામાં ફરજિયાત મૂકવાં જોઇએ એ નિયમને બધાએ અનુમતિ આપી હતી અને એવું ઠરાવવામાં આવ્યું હતું કે પાંચ વર્ષનાં અગર તેથી ઓછી ઉમરનાં બાળકોને શાળામાં દાખલ થવાનું ઉત્તેજન આપવું.

સર્વસ્વીકૃત એક અભિપ્રાયને આ કેળવણીના મધ્યસ્થ સલાહકારી બોર્ડે પણ સમર્થન આપ્યું હતું કે ફરજિયાત શિક્ષણ મફત જ હોવું જોઈએ.

ઉપર જણાવેલા કેળવણી માટેના ક્ષેત્રનો વિસ્તાર અને અક્ષરજ્ઞાન મેળવેલા જનોની સંખ્યાની બાબતની વ્યવસ્થા, બીજા દેશોમાં જે મોટા પ્રમાણમાં યોજનાઓ થઈ રહી છે તેની સરખામણીમાં, બહુ ઉદાર કદાચ ન લાગે, પરન્તુ હિન્દમાં એ બાબતમાં હાલ પ્રવર્તતી સ્થિતિનું દિગ્દર્શન કરવાથી સ્પષ્ટ જણાશે કે એટલાથી પણ કેટલા મહાન ક્ષેત્રમાં શિક્ષણનો વિસ્તાર ફેલાશે, અને એ આખી યોજના અમલમાં મુકાય તે અગાઉ કેટલા પ્રશ્નો અને કેવી કેવી ગૂંચો તથા મુશ્કેલીઓનો સામનો કરવો પડશે. સને ૧૯૪૦—૪૧ માં બ્રિટિશ હિન્દનાં ૧૯૪ શહેરી વિસ્તારમાં અને ૩૨૯૭ ગ્રામવિસ્તારમાં (જેમાં ૧૪૫૦૧ ગામડાંનો સમાવેશ થતો હતો) ફરજિયાત કેળવણીનું કાર્ય અમલમાં મૂકવામાં આવેલું હતું. આમાંના ૬૬ શહેરી અને ૨૯૦૮ ગ્રામવિસ્તારનો પ્રદેશ પંજાબમાં આવેલો હતો.

આમાંના માત્ર ૨૩ વિસ્તાર સિવાય બીજા એકે પ્રદેશમાં પ્રાથમિક શિક્ષણ, એટલે કે એકથી ચાર અથવા પાંચથી વધારે ધોરણમાં, આ શિક્ષણ આપવામાં આવતું ન હતું. અને તે પણ માત્ર છોકરાઓને જ આપવામાં આવતું હતું. વળી એમ પણ સાચી રીતે તો ન કહેવાય કે આમાંના કોઈ સ્થળે—પંજાબમાં પણ—ફરજિયાતનો નિયમ અસરકારક રીતે અમલમાં મુકાયો હતો. બાળકો વાસ્તવિક રીતે શાળામાં હાજર રહે છે કે નહિ તેની તપાસ રાખનાર નિષ્ણાત નિરીક્ષકોનો પ્રબંધ જ્યાં ન કરવામાં આવ્યો હોય, અને એ નિયમ અમલમાં મુકાય તે જોવા માટે અદાલતોમાં ખાસ કાંઇ સખ્તાઈ ન રાખવામાં આવી હોય, ત્યાં એવું પરિણામ સ્વાભાવિક રીતે આવે જ.

ઉપર જણાવેલા થોડાક વિસ્તારો સિવાય, શાળામાં હાજરી આપવાનું આખા દેશમાં અત્યાર સુધી, અને હાલ પણ, ઐચ્છિક રાખવામાં આવ્યું છે. સને ૧૯૩૧—૩૭ માં આખા દેશનાં ૫ થી ૧૪ વર્ષ સુધીની ઉમરનાં ૬,૦૦,૦૦૦૦૦ (૬ કરોડ) બાળકોમાંથી ૧,૧૯,૮૫,૯૮૬ બાળકો કોઇ ને કોઇ શાળાનાં દફતરે નોંધાયેલાં હતાં. આમાંનાં ૫૧,૮૮,૫૦૧ પહેલા ધોરણમાં, ૨૩,૨૫,૪૧૮ બીજા ધોરણમાં, ૧૭,૨૨,૨૯૨ ત્રીજા ધોરણમાં ૧૨,૧૪,૫૦૪ ચોથા ધોરણમાં અને માત્ર ૭,૦૩,૬૨૮ પાંચમા ધોરણમાં હતાં, બાકીનાં મિડલ સ્કૂલમાં અગર હાઇસ્કૂલોનાં નીચલાં ધોરણોમાં ભણતાં હતાં. તે અગાઉના વર્ષોમાં પણ જેમ ઉપલાં ધોરણ તેમ સંખ્યા ઘટતી જવાના આંકડા મળે છે. અલબત્ત, દેશના અમુક ભાગમાં, બીજા કેટલાક ભાગ કરતાં, હાજરી વધારે સારી હોય છે, પણ બ્રિટિશ હિન્દના આ આંકડા જોતાં જણાય છે કે પહેલા ધોરણમાં ભણનાર બાળકોની સંખ્યાના ચોથા ભાગ કરતાં પણ ઓછાં ચોથા ધોરણ સુધી શાળામાં ભણવાનું ચાલુ રાખતાં હોય છે, અને ચોથા ધોરણ સુધી ભણે તો જ પ્રાથમિક શિક્ષણનું થોડું કાયમી અક્ષરજ્ઞાન પણ એમને મળી શકે છે.

અર્થાત્ પરિણામ એવું આવે છે કે બાકીનાં બીજાંને—એટલે કે ભણતાં બાળકોમાંની લગભગ ૮૦ ટકા જેટલી સંખ્યાનાં બાળકોને—માટે ખર્ચાયેલાં નાણાંનો નિરર્થક વ્યય થાય છે.

આ જાતનો નિરર્થક વ્યય અટકાવવાનો એક જ રસ્તો છે. અને તે એ કે શિક્ષણ ફરજિયાત કરવું. બાળકોની શરૂઆતની કેળવણીથી તે કિશોર અવસ્થા સુધી તેમને શિક્ષણ આપવું એ પોતાનાં સંતાનોના કાયમના લાભ માટે છે એ વાતનું

ભાન માતપિતાને કરાવવા માટે, પોતાની ફરજ સારી રીતે સમજનારા હાજરી-નિરીક્ષક અમલદારો નીમવા માટે અને હાજરીનિયમનો ભંગ કરનારને યોગ્ય શાસન થવાની અગત્ય સમજનારી અદાલતો સ્થાપવા ઉપરાંત બહુ મોટા પાયા ઉપર એ બાબતનું પ્રચારકાર્ય કરવાની પણ જરૂર પડશે. જે વર્ગના લાભ માટે ફરજિયાત શિક્ષણ પ્રથમ દાખલ કરવામાં આવ્યું હોય તેમના જ તરફથી એની સામે વિરોધ જગાવાય એવું, જે જે દેશોમાં ફરજિયાત શિક્ષણ દાખલ કરવામાં આવ્યું છે તેવા લગભગ બધા દેશોમાં, બનતું આવ્યું છે. ગરીબ ખેડૂતો અને મજૂરવર્ગને પોતાના કુટુંબનાં ગુજરાનનાં સાધન પ્રાપ્ત કરવા માટે પોતાનાં બાળકો તરફથી જે મદદ મળી શકે એવું હોય તે જતી કરવાને તેઓ તૈયાર ન હોય એ નવાઈ જેવું ન ગણાય. પણ તેની સાથે એ ધ્યાનમાં રાખવું જોઈએ કે પ્રજાના સૌથી ગરીબ વર્ગના માણસોને પણ પોતાની આવકજાવકના આંકડાનો મેળ મેળવવા માટે નાનાં બાળકોની મજૂરી અને મદદની જરૂર પડે એવી આર્થિક સ્થિતિ હોય એ બિલકુલ સંતોષકારક ગણાય નહિ. બીજા દેશોના અનુભવથી એટલું સાબિત થયું છે કે જે જે પ્રજાઓને ફરજિયાત જાહેર કેળવણીનો લાભ એક વખત મળ્યો છે—એ શિક્ષણપદ્ધતિ અને વ્યવસ્થા ગમે એટલી અપૂર્ણ હોય તોપણ, અને શરૂઆતમાં તેની સામે ગમે તેટલો તીવ્ર વિરોધ ઉત્પન્ન થયો હોય તોપણ—તેમને હવે એ શિક્ષણમાંથી વંચિત રાખવાની સૂચનાનો તેઓ જરૂર ઇન્કાર કરે. આ હકીકત આપણને એક રીતે આપણા કાર્યમાં ઉત્તેજન આપનાર ગણાય.

છથી ચૌદ વર્ષ સુધીની ઉમરનાં બધાં જ બાળકોને—છોકરા તેમ જ છોકરીઓને—પાયાની કેળવણીની પદ્ધતિ દ્વારા ફરજિયાત શિક્ષણ આપવાની યોજનાને અંગે મધ્યસ્થ સલાહકારક સમિતિએ કરેલી દરખાસ્તોની વિગતવાર ચર્ચા કરવાનું અહીં અસ્થાને છે. તેમના રિપોર્ટો જાહેર પ્રજા માટે પ્રકટ કરવામાં આવ્યા છે, પરન્તુ સગવડ ખાતર તેમના મુખ્ય નિર્ણયો અને ભલામણોનો સંક્ષિપ્ત સાર આ પ્રકરણને છેડે આપવામાં આવ્યો છે.

મધ્યસ્થ સલાહકારી મંડળે પાયાની (પ્રાથમિક અને માધ્યમિક) કેળવણીની જે યોજના ઘડી છે તેમાં અસલ વર્ધાશિક્ષણ યોજનાના ઘણાખરા સિદ્ધાંતોનો સમાવેશ થયેલો છે, જો કે કેટલીક અગત્યની બાબતોમાં તેમાં મતભેદ રહેલો છે. 'ક્રિયા મારફત શિક્ષણ' એ મુખ્ય સિદ્ધાંત અત્યારે આખા જગતમાં કેળવ-

ણીકારોએ સ્વીકારેલો છે. પ્રાથમિક ધોરણોમાં આ ક્રિયાઓ માટે અનેક પ્રકારના ઉદ્યોગો દાખલ કરી શકાશે, અને ધીમે ધીમે તેને પરિણામે, સ્થાનિક પરિસ્થિતિને અનુકૂળ કોઈ ઉદ્યોગ અગર ઉદ્યોગો હાથ ધરવામાં આવશે. બનશે ત્યાંસુધી આખો અભ્યાસક્રમ એવી રીતે યોજવામાં આવશે કે જેથી આ મધ્યવર્તી ધ્યેયને અનુકૂળ તે રહી શકે. નાગરિકને માટેના આવશ્યક ગુણો કેળવવા માટે માત્ર વાચન, લેખન અને ગણિત એટલું જ શિક્ષણ અત્યારના આપણા ખ્યાલ મુજબ પૂરતું ગણી શકાય નહિ. પરન્તુ આ પ્રમાણે શિક્ષણ માટે નક્કી કરેલા ઉદ્યોગદ્વારા વિદ્યાર્થીના ઉત્પન્નમાંથી કોઇપણ ધોરણોમાં અને ખાસ કરીને પ્રાથમિક શ્રેણીઓમાં, એટલાં નાણાં વસૂલ થઈ શકે કે જેથી તેમાંથી જ કેળવણીનું બધું ખર્ચ નીકળી શકે એ મતને આ મધ્યસ્થ સલાહકારી મંડળ સંમત થઈ શકતું નથી. આ બાબતમાં વધારેમાં વધારે એટલી આશા રાખી શકાય કે કોઈ ખાસ ઉદ્યોગો માટેનાં જરૂરી સાધનોની કીમત આ જાતના ઉદ્યોગના ઉત્પાદનનાં સાહિત્યોનાં વેચાણમાંથી વસૂલ કરી શકાય.

પાયાની કેળવણીની બે કક્ષાઓ (Stages) રાખવામાં આવશે. આ બન્ને કક્ષાઓ વચ્ચે અખંડ એકતા સાચવવામાં આવશે. પ્રાથમિક કક્ષાનાં પાંચ વર્ષો અને માધ્યમિક કક્ષાનાં ત્રણ વર્ષ. 'પાયાની કેળવણી' એ નામ જેમને પસંદ ન પડતું હોય તેઓ આને માટે 'પ્રાથમિક અને માધ્યમિક' એ નામોનો ઉપયોગ કરી શકે છે, પરન્તુ એ બન્ને કક્ષાઓ વચ્ચેની આવશ્યક અખંડ એકતા તો હોવી જોઈએ, અને પ્રાથમિક કક્ષાની યોજના એવી થવી જોઈએ કે જેથી પ્રાથમિક કક્ષામાંથી માધ્યમિક કક્ષામાં પ્રવેશ સ્વાભાવિક રીતે જ થઇ શકે. આ પ્રકારના બે ભેદ પાડવાનું મુખ્ય કારણ એ છે કે છોકરા—છોકરીઓની આશરે અગિયાર બાર વર્ષની ઉમર થાય ત્યારે, બાળકના તારુણ્યની શરૂઆતના સમય પછી, તેનામાં અમુક શારીરિક અને માનસિક ફેરફારો થાય છે, જેને પરિણામે અભ્યાસક્રમમાં સમાવેલા વિષયોમાં તેમ જ શિક્ષણપદ્ધતિમાં અમુક જાતના ફેરફાર કરવાની જરૂર પડે છે. તેથી પાયાની કેળવણીની બીજી કમિટીએ જણાવ્યું છે તેમ, મનોવિકાસની આ સંધિને સમયે શિક્ષણના વિષયોના અને પદ્ધતિના બે સ્પષ્ટ વિભાગ પાડવાની આવશ્યકતા ઊભી થાય છે. આ દરેક વિભાગનાં ક્ષેત્ર, મર્યાદા, ધ્યેય અને પદ્ધતિ ભિન્ન ભિન્ન રાખવાની જરૂર ઉત્પન્ન થાય છે. આ બન્ને વિભાગનાં મૂળભૂત સિદ્ધાન્ત અને ધ્યેય તો અલબત્ત એના એ જ અસલનાં કાયમ રહે છે.

પાયાની કેળવણીની શાળામાં શિક્ષણ લેતાં બાળકોને, પ્રથમની કક્ષા પૂરી કર્યા પછી, એટલે કે પાંચમા ધોરણ પછી—અગિયાર વર્ષ પૂરાં થયા પછી—બીજા કોઈ અભ્યાસક્રમ પ્રમાણે શિક્ષણ આપતી માધ્યમિક શાળામાં જોડાવાની ઇચ્છા હોય તો તેનાથી તેમ થઇ શકે એવી વ્યવસ્થા રાખવી જોઇએ એવી ભલામણ કરવામાં આવી છે. જો કે દેશનાં બાળકોનો ઘણો મોટો ભાગ તો માધ્યમિક કક્ષાથી જ શિક્ષણનું કાર્ય સમાપ્ત કરશે, તોપણ આ પ્રમાણે બીજી જાતની માધ્યમિક શાળામાં જોડાઈ, પાયાની માધ્યમિક શાળામાં આપી શકાય તેના કરતાં ઊંચી કક્ષાનો અગર વધારે લાંબો અભ્યાસક્રમ શીખવાની અનુકૂળતા હોવાથી, જે બાળકોની વિશેષ બુદ્ધિશક્તિ હોય, અગર જેમની મનોવૃત્તિ કોઈ અમુક ખાસ દિશામાં વળેલી હોય, તેમને પોતાની વિશેષ પ્રગતિ કરવાનો અવકાશ મળી શકે. આ જાતનાં બાળકોની પસંદગી કેવી રીતે કરવી, અને ગરીબ પણ બુદ્ધિશાળી બાળકોને ઉચ્ચ કેળવણી લેવાનો અવકાશ મળે તે માટે જે મદદની જરૂર પડે તે કેવી રીતે કરવી તે બાબતનો નિર્દેશ હાઈસ્કૂલોવાળા પ્રકરણમાં કરેલો છે. મધ્યસ્થ સલાહકારી મંડળ જણાવે છે તે પ્રમાણે " માધ્યમિક પાયાની શાળાઓ સિવાયની જે બીજી અનેક જાતની માધ્યમિક શિક્ષણ શાળાઓમાં તેને માટેનાં લાયક બાળકોને મોકલવાની વ્યવસ્થા, પ્રાથમિક શિક્ષણને અંતે કરવામાં આવે તેમાં, અગિયાર વર્ષની ઉપરનાં બાળકોને વિવિધ પ્રકારનું શિક્ષણ આપવાની સગવડ ઓછામાં ઓછાં પાંચ વર્ષ સુધી, થયેલી હોવી જોઈએ. આ અભ્યાસક્રમ એવો હોવો જોઈએ કે બાળકો તેમાં અભ્યાસ કરી બુદ્ધિવિકાસનું મુખ્ય ધ્યેય સાચવવાની સાથે, કોઈપણ ઉદ્યોગની સંસ્થામાં, વ્યાપારી સંસ્થામાં અગર ખેતીવાડીના ધંધામાં દાખલ થવાની લાયકાત કેળવી શકે, તેમ જ યુનિવર્સિટીમાં પણ દાખલ થઈ શકે."

સિનિયર બેઝિક સ્કૂલ ( માધ્યમિક પાયાની કેળવણીની શાળાઓ ) ના હેતુ અને ઉદ્દેશો અગાઉ જણાવવામાં આવ્યા છે. એટલું શિક્ષણ પૂરું કર્યા પછી કોઇપણ વિદ્યાર્થી સમાજને ઉપયોગી ધંધાદારી અને ભવિષ્યના નાગરિક તરીકે લાયક થયેલો હોવો જોઇએ. તે ઉપરાંત કોઇપણ રાષ્ટ્રિય કેળવણીની યોજના મુજબની કેળવણીની વ્યવસ્થાનો લાભ લેવાની તેની અભિલાષા કેળવાયેલી હોવી જોઇએ. આ ધ્યેય લક્ષ્યમાં રાખીને માધ્યમિક કેળવણીની સંસ્થાઓમાં, શારીરિક કેળવણી, વ્યવસ્થિત રમતગમતો અને તે ઉપરાંત બીજી જે જે ખાસ પ્રકારની કેળવણી જે વર્ગશિક્ષણ ઉપરાંત આવશ્યક છે તે વિવિધ સમૂહશિક્ષણની સર્વ

તક વિદ્યાર્થીને મળવી જોઈએ.

પાયાની કેળવણીની શાળામાં અંગ્રેજીનું શિક્ષણ દાખલ કરવું કે નહિ તે બાબત ઉપર કાળજીપૂર્વક વિચાર કરવામાં આવ્યો છે. મધ્યસ્થ મંડળનો એવો અભિપ્રાય છે કે પ્રાથમિક પાયાની શાળામાં તો, કોઈપણ સંજોગોમાં, અંગ્રેજીનું શિક્ષણ દાખલ કરવું નહિ. તેમજ માધ્યમિક શિક્ષણની શાળાઓમાં પણ અંગ્રેજી શિક્ષણ દાખલ કરવાની બાબતમાં મધ્યસ્થ મંડળને સંતોષકારક જણાયું નથી, પરંતુ મધ્યસ્થ મંડળને એમ લાગે છે કે એ માટે દેશના અમુક ભાગોમાં જાહેર પ્રજાની ઘણી માગણી હોવાનો સંભવ છે, એટલે એ બાબતનો છેવટનો નિર્ણય કરવાનું કામ પ્રાન્તિક કેળવણી ખાતાની મુન્સફી ઉપર છોડવામાં આવ્યું છે, કમિટીની પ્રથમ બેઠકમાં જણાવેલા ૧૩મા નંબરના નિર્ણયમાં આ રીતે ફેરફાર કરવામાં આવ્યો છે.

માધ્યમિક પાયાની શાળાઓમાં વિદ્યાર્થીઓની સંખ્યા એટલી હોવી જોઈએ કે જેથી વર્ગોની વહેંચણી માફકસરની થઇ શકે અને જે જાતનું ઉદ્યોગનું સક્રિય શિક્ષણ આપવાનું હોય તેમાં આર્થિક દૃષ્ટિએ કરકસર કરવાનો યોગ્ય અવકાશ રાખી શકાય. એટલા માટે ગ્રામવિસ્તારોમાં, જ્યાં વસ્તી છૂટી છવાઇ પથરાયેલી છે ત્યાં માધ્યમિક શાળાઓ માટે છાત્રાલયો બાંધવાની જોગવાઈ કરવી પડશે.

પાયાની કેળવણીના પ્રયોગો પાંચ પ્રાન્તોમાં અત્યાર સુધીમાં કરવામાં આવ્યા છે અને ભવિષ્યના આ કાર્યના વિકાસ માટે આ પ્રયોગો ઉપયોગી સાધન પૂરું પાડી શકશે.

દેશનાં બાળકોના ઘણા મોટા સમૂહને કેવા પ્રકારનું રાષ્ટ્રિય શિક્ષણ આપવું જોઈએ તેની રૂપરેખા આ ઉપરથી જાણી શકાશે. જેમને આ બાબત વધુ વિગતવાર માહિતી મેળવવાની ઇચ્છા હોય તેમણે ઉપર જણાવેલા એ રિપોર્ટમાંથી તે મેળવી લેવી. હવે, કેળવણીની સફળતા માટે સૌથી અગત્યની બાબત—શિક્ષકની લાયકાત એ વિશે આપણે વિચાર કરવાની જરૂર છે. એ તો બહુ જાણીતી વાત છે કે આ દેશમાં શિક્ષકોને છેક કંગાલ પગાર આપવામાં આવે છે. સરકારી શાળાઓમાં શિક્ષકોના પગારની સરેરાશ સત્તાવીસ રૂપિયા અને ખાનગી શાળાઓમાં તેથી પણ ઓછી આવે છે, એક પ્રાન્તમાં તો શિક્ષકોના પગારની સરેરાશ માસિક માત્ર દસ જ રૂપિયા થાય છે. ખરેખરી સારી લાયકાત ધરાવતા

માણસોને શિક્ષણના કાર્યમાં જોડવા હોય તો શિક્ષકનો પગાર અને સમાજમાં તેનો દરજ્જો એ બન્નેમાં ઘણો ભારે સુધારો કરવો પડશે એ વાત સ્પષ્ટ છે. અત્યારે આ બાબતમાં જે સ્થિતિ પ્રવર્તે છે તે ઉપરથી તો સ્પષ્ટ રીતે એમ જ સમજાય છે કે જવાબદાર અધિકારીઓની દૃષ્ટિમાં કેળવણી એ કોઇ રીતે જન-સમાજને માટે અગત્યનો વિષય જ નથી. શિક્ષણના ધોરણમાં સાર્વત્રિક ફેરફાર કરવાની ખાસ અગત્ય એટલા માટે છે કે પાયાની કેળવણીમાં કોઇપણ હુન્નરના શિક્ષણ ઉપર ભાર મૂકવામાં આવેલો છે, અને હુન્નરના શિક્ષણને કેન્દ્રસ્થ કરીને વિવિધ વિષયોનું શિક્ષણ આપવાની જે યોજના રાખવામાં આવી છે, તેની સાચી સફળતા માટે શિક્ષણપદ્ધતિની ઊંચા પ્રકારની આવડત અને કુશળતાની ખાસ જરૂર છે.

આ માટે એક ખાસ અગત્ય એ છે કે તાલીમ પામેલી શિક્ષિકાઓની સંખ્યામાં ઘણો મોટો વધારો થવો જોઈએ. પ્રાક્—પ્રાથમિક શાળાઓ ( Pre-Primary Schools), જેમાં શિક્ષણ આપનાર બધી જ શિક્ષિકાઓ હોવી જોઇએ, તે સિવાય પણ, પ્રાથમિક પાયાની શાળાઓમાં શીખવનારાના $\frac{3}{4}$ અને માધ્યમિક શાળાઓમાં $\frac{1}{3}$ શિક્ષિકાઓ હોવી જોઈએ. એમ માની લેવામાં આવેલું છે કે પ્રાથમિક શાળાઓમાં છોકરા અને છોકરીઓ ભેગાં ભણશે, પણ માધ્યમિક શાળાઓ કન્યાઓ માટે અલગ રાખવાની વ્યવસ્થા કરવી પડશે. સને ૧૯૪૨માં, શાળાઓ માટે શિક્ષકોની ભરતી, તાલીમ, નોકરીનો સ્થિતિ ( પગાર, પેન્શન વગેરે ) નો વિચાર કરવા માટે મધ્યસ્થ સલાહકારી કેળવણી મંડળ તરફથી એક કમિટી નીમવામાં આવી હતી અને તે કમિટીની ભલામણોનો રિપોર્ટ મધ્યસ્થ મંડળની તા. ૧૨ મી જાન્યુઆરી ૧૯૪૩ની સભામાં સર્વાનુમતે મંજૂર રાખવામાં આવ્યો હતો. આ અગત્યના રિપોર્ટના વિગતવાર અભ્યાસ પ્રત્યે ધ્યાન દોરવામાં આવે છે, કારણ કે અત્યારે જે પ્રકારની રાષ્ટ્રિય કેળવણી સંબંધી વિચાર ચાલે છે તેની કાર્યક્ષમતા અને તેને માટેના ખર્ચના અંદાજનો નિર્ણય એ રિપોર્ટમાં જણાવેલા હેવાલ ઉપરથી મોટે ભાગે કરી શકાશે. સંક્ષેપમાં કહીએ તો એ કમિ-ટીએ પાયાની પ્રાથમિક અને માધ્યમિક શાળાના શિક્ષક માટે મેટ્રિક્યુલેશન પરીક્ષા, અથવા તેના જેટલી લાયકાત વાળી બીજી પરીક્ષા પસાર કરેલી હોવા ઉપરાંત બે અગર ત્રણ વર્ષની શિક્ષણની તાલીમ લીધેલી હોય એટલી ઓછામાં ઓછી લાયકાત ઠરાવી હતી. શિક્ષકના પગારની બાબતમાં તેમણે નીચે મુજબની ભલામણ કરી હતી:—

પાયાના શિક્ષણની પ્રાથમિક શાળાઓ ( બાળમંદિર સુધ્ધાં ) ના શિક્ષકોનો ઓછામાં ઓછો માસિક પગાર રૂ૦—૧–૩૫ ( બે વર્ષે )–૫૦. પુરુષ અને સ્ત્રી શિક્ષિકાઓ માટે પગારનું સમાન ધોરણ સૂચવવામાં આવ્યું હતું. ગામડાંની શાળાઓના શિક્ષકોને રહેવાનાં મકાન મફત મળવાની, અને એ પ્રમાણે ન બની શકે ત્યાં પગારના દસ ટકા જેટલું ઘરભાડું આપવાની વ્યવસ્થા કરવાનું સૂચવવામાં આવ્યું હતું. જે સ્થળોમાં જીવનસાધનોની મોંઘવારી હોય અગર બીજા કોઈ ખાસ સંજોગો હોય ત્યાં પગારના આ ધોરણમાં પચાસ ટકા જેટલો વધારો કરવાનું સૂચવવામાં આવ્યું હતું. દાખલા તરીકે દિલ્હીમાં અગર જિલ્લાના મુખ્ય શહેરમાં પ્રાથમિક શાળાના શિક્ષકનો શરૂઆતનો પગાર રૂ. ૪૫ અને છેવટનો રૂ. ૭૫ સૂચવવામાં આવ્યો હતો.

માધ્યમિક પાયાની શાળાઓના શિક્ષકો માટે પગારનું ધોરણ ૪૦—૨—૮૦, અને પ્રાથમિક શાળાના શિક્ષકોની માફક જ જ્યાં જીવનસાધનોની મોંઘવારી હોય ત્યાં પચાસ ટકાનો વધારો સૂચવવામાં આવ્યો હતો; આમાં પણ પુરુષ અને સ્ત્રી શિક્ષકોના પગારના ધોરણમાં ફેર રાખવાનું કાંઇ કારણ કમિટીને જણાયું ન હતું.

ઉપર પગારનું જે ધોરણ જણાવવામાં આવ્યું છે તે જુદીજુદી પ્રાથમિક શાળાઓમાં મદદનીશ શિક્ષકો માટેનું હતું. માત્ર પગારના આટલા ધોરણથી જ ખરેખરી સારી લાયકાતવાળા માણસો શિક્ષકના ધંધા તરફ આકર્ષાશે અગર બીજા ધંધાઓની સમાન કોટિએ શિક્ષકનો ધંધો, આ જાતના ધોરણથી આવી જશે, એવું તો કમિટી માનતી નથી. પણ કમિટીનું એવું માનવું છે કે એ નોકરીમાં અમુક પ્રકારની જગ્યાઓ એવી ખાસ રાખવામાં આવે કે તેના પગારનું ધોરણ ઉપર જણાવેલા સામાન્ય ધોરણ કરતાં ઊંચું રાખવામાં આવ્યું હોય, તો કાંઇ મહત્ત્વાકાંક્ષાવાળા અને ઉત્સાહવાળા માણસો શિક્ષકના ધંધા તરફ પ્રેરાય ખરા. આવી ખાસ જગ્યાઓ તે મુખ્ય શિક્ષકની જગ્યાઓ છે, અને મુખ્ય શિક્ષકની જગ્યાઓના પગારનું ધોરણ વધારે ઊંચું રાખી તેમની કદર કરવામાં આવે તો શિક્ષકનો દરજ્જો જનસમાજની અને ખાસ કરીને બાળકનાં માતપિતાની નજરમાં ઊંચો ચડાવવામાં સહાયભૂત થવા માટે ઘણું કરી શકાય. પરન્તુ શિક્ષકના દરજ્જાને ઊંચે ચડાવવાના આ જાતના, એક રીતે જેને પ્રચારકાર્ય કહી શકાય તેવા, ઉપાય કરતાં પણ, છેક નાની શાળાઓ સિવાયની શાળાઓના

વહીવટ માટેની મુખ્ય જવાબદારીના કાર્ય ઉપરાંત, ખાસ કરીને ગ્રામવિસ્તારમાં, વિદ્યાર્થીઓ, માતપિતા અને જનતા ઉપર અસર પાડવાના વધારે મહત્ત્વના કાર્યની દૃષ્ટિએ, અત્યાર સુધી શિક્ષકોને જે જાતનું સ્થાન અને દરજ્જો આપવામાં આવ્યો છે તેના કરતાં વધારે ઊંચો આપવાની આવશ્યકતા છે એવી કમિટીને ખાતરી થઈ છે. સૌથી નાનામાં નાની શાળાનો મુખ્ય શિક્ષક પણ ગ્રામવિસ્તારમાં ઊંચી ગણતરીનો માણસ ગણાવો જોઈએ અને એ જાતની ગણતરી તેના પગારના ધોરણની બાબતમાં લક્ષ્યમાં લેવાવી જોઇએ. આ કારણે કમિટીએ એવી ભલામણ કરી હતી કે જુદીજુદી શાળાના મુખ્ય શિક્ષકોના પગારનું ધોરણ નીચે જણાવ્યા મુજબનું હોવું જોઈએ:—

**(૧) પાયાની પ્રાથમિક શાળાઓ**

| શાળાનો પ્રકાર | માસિક પગારનું ધોરણ |
|---|---|
| ગ્રેડ (અ) એક અગર બે વર્ગની શાળા | મદદનીશ શિક્ષક કરતાં રૂ. દસ વધારે |
| ગ્રેડ (આ) ૩,૪,૫ વર્ગની શાળા | રૂ. ૫૦–૪–૭૦ |
| ગ્રેડ (ઈ) ૫,૬ થી ૮ અને દસ વર્ગ સુધી | રૂ. ૬૦–૪–૮૦ |

**નોંધ**—પુરુષ અને સ્ત્રીશિક્ષકના પગારનું સમાન ધોરણ. જે સ્થળે ઘરની વ્યવસ્થા ન કરવામાં આવી હોય ત્યાં પગારના દસ ટકાનો વધારો આપવો.

**(૨) માધ્યમિક પાયાની શાળાઓ** (પ્રાન્ત ભાષાની તેમ જ અંગ્રેજી શીખવનારી)

| શાળાના પ્રકાર | માસિક પગારનું ધોરણ |
|---|---|
| ગ્રેડ (અ) ૩ થી ૪ વર્ગ સુધીની | રૂ. ૮૦–૪–૧૦૦ |
| ,, (આ) ૪,૫,૬ થી ૮ વર્ગ સુધીની | ,, ૯૦–૪–૧૧૦ |
| ,, (ઇ) ૬ અગર ૮ થી વધારે વર્ગની | ,, ૧૧૦–૪–૧૩૦ |

**નોંધ**—પુરુષ અને સ્ત્રીશિક્ષકોના પગારનું સમાન ધોરણ. જે સ્થળે ઘરની વ્યવસ્થા ન કરી શકાય ત્યાં પગારના દસ ટકા જેટલું ઘરભાડું.

આ ઉપરાંત કમિટીએ એવો અભિપ્રાય જણાવ્યો હતો કે શિક્ષકની નોકરી પેન્શનેબલ ગણાવી જોઈએ અને જ્યાં એ પ્રમાણે પેન્શન ફંડની ગોઠવણ ન હોય અગર નજીકના ભવિષ્યમાં થઈ શકે એવું ન હોય, ત્યાં પચાસ ટકા જેટલું ખાતા તરફથી અને પચાસ ટકા શિક્ષકના પગારમાંથી કાપી લઇ પ્રોવિડન્ટ ફંડની ગોઠવણ કરવી જોઇએ. ઉપર જણાવેલા પગારના દર ઉપરથી જણાશે કે અત્યારના પગારના દરમાં ઘણો સારો વધારો સૂચવવામાં આવ્યો છે. તેમ છતાં શિક્ષણની

કક્ષા જે પ્રમાણમાં ઊંચી કરવાની યોજના રજૂ થઇ છે તેના પ્રમાણમાં ખરેખરી સારી લાયકાતવાળા શિક્ષકો આટલા પગારે પણ મેળવી શકાશે કે કેમ તે સંશય પડતું છે.

આખા દેશના ૬ થી ૧૪ વર્ષની ઉમરનાં ૫,૧૫,૨૫,૦૦૦ બાળકોને શિક્ષણ આપવા માટે પ્રાથમિક પાયાની શાળાઓમાં દર ત્રીસ બાળકે, અને માધ્યમિક પાયાની શાળાઓમાં ૨૫ બાળકે એક શિક્ષક પ્રમાણે ગણતાં કુલ ૧૮,૨૧,૭૬૦ શિક્ષકોની જરૂર પડશે. આ આંકડામાં અગિયારથી ચૌદ વર્ષનાં જે બાળકો બીજી માધ્યમિક શાળામાં જશે તે ૨૦ ટકા જેટલાં ગણીને, બાદ કરવામાં આવેલાં છે.

વિદ્યાર્થી અને શિક્ષકનું જે પ્રમાણ ઉપર જણાવ્યું છે તેની બાબતમાં એક સ્પષ્ટતા કરવાની જરૂર છે. હાલ બ્રિટનમાં પણ, જ્યાં કેટલીક શાળાઓમાં કેટલાક વર્ગોમાં ચાળીસ વિદ્યાર્થીઓ રજિસ્ટરમાં નોંધાયેલા હોય છે ત્યાં પણ, આખી શાળાનાં બાળકો અને શિક્ષકોનો હિસાબ કાઢતાં સરાસરી એક શિક્ષકને ભાગે ત્રીસથી ઓછાં બાળકો આવે છે. ગામડાંની શાળાઓમાં એ પ્રમાણે બાળકોના પ્રમાણમાં શિક્ષકોની ચોક્કસ હદ બાંધવાનું જરા મુશ્કેલ છે કારણ કે જો ૪૦ બાળકે એક શિક્ષકનું ધોરણ ચોક્કસ ઠરાવવામાં આવે, તો ૪૫ બાળકો થાય ત્યારે બે, અને ૮૫ બાળકો થાય ત્યારે ત્રણ શિક્ષક રાખવાની જરૂર પડશે. આ ઉપરાંત ઉદ્યોગના વિષયો માટે વર્ગના પેટા ભાગ પાડવા પડશે, મુખ્ય શિક્ષકને શિક્ષણના કામમાંથી, શાળાના બીજા કાર્ય માટે, અમુક સમય માટે મુક્ત રાખવા પડશે અને તેને કારણે શિક્ષકની સંખ્યામાં વધારો કરવો પડશે. આ ઉપરાંત એ યાદ રાખવાનું છે કે માધ્યમિક પાયાની શાળાઓમાં વર્ગો નાના થતા જશે અને વધારે પેટા ભાગ પાડવા પડશે, વળી ખાસ નિષ્ણાત શિક્ષકોની સંખ્યામાં પણ વધારો કરવો પડશે. એટલે એકંદરે જોતાં પ્રાથમિક શાળામાં ત્રીસ વિદ્યાર્થીએ એક અને માધ્યમિક શાળામાં દર ૨૫ વિદ્યાર્થીએ એક શિક્ષકની ગણતરી એ વધુ પડતું ઉદાર ધોરણ નથી.

અત્યારે જે આંકડા મળી શકે છે તે ઉપરથી, આખા દેશમાં પ્રાથમિક અને માધ્યમિક પાયાના શિક્ષણની શાળાઓ શરૂ કરવા માટેના ખર્ચનો અંદાજ કાઢી શકાય તેમ છે. પાયાની અને બીજી શાળાઓના શિક્ષકના પગારમાં કુલ ખર્ચના સિત્તેર ટકા જેટલાં નાણાં વાપરવાં પડશે. બાકીના ત્રીસ ટકા નીચે પ્રમાણેના ખર્ચમાં વહેંચાશે:—

## પાયાની કેળવણી આખા બ્રિટિશ હિંદમાં સાર્વત્રિક થાય ત્યારે જે ખર્ચ થશે તેના આંકડા

| શાળાઓ | ઉંમરનો ગાળો | વિદ્યાર્થીઓની સંખ્યા (લાખમાં) | શિક્ષકોની સંખ્યા | દરેક શિક્ષકનો માસિક સરાસરી પગાર | પગારનું કુલ વાર્ષિક ખર્ચ (લાખમાં) | બીજું ખર્ચ (લાખમાં) | કુલ વાર્ષિક ખર્ચ (લાખમાં) | દર વિદ્યાર્થી દીઠ વાર્ષિક ખર્ચ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| પ્રાથમિક— | ૬–૧૧ | ૩૬૦ | ૧૨,૦૦,૦૦૦ | રૂ. ૪૨.૫ | રૂ. ૮૦,૦૦ | રૂ. ૩૪,૨૯ | ૧૧૪,૨૯ | ૩૧.૮૪ |
| માધ્યમિક— | ૧૧–૧૪ | ૧૫૬ | ૬,૦૦,૦૦૦ | ,, ૬૧.૫ | ,, ૬૦,૫૫ | ,, ૨૫,૯૫ | ૮૬,૫૧ | ૫૫.૩૧ |

વિદ્યાર્થીઓની સંખ્યાના આંકડા સને ૧૯૪૦ના જાહેર આરોગ્ય ખાતાના કમિશનરના રિપોર્ટ ઉપરથી લેવામાં આવ્યા છે. ૧૧–૧૪ની ઉંમરનાં બાળકોમાંથી ⅘ જેટલાં માધ્યમિક શાળામાં ભણનારાં ગણવામાં આવ્યાં છે. શિક્ષકોની સંખ્યાના આંકડામાં પ્રાથમિક શાળામાં ૩૯ વિદ્યાર્થીએ એક અને માધ્યમિક શાળામાં ૨૫ વિદ્યાર્થીએ એક શિક્ષક ગણવામાં આવ્યો છે.

પગારની કુલ ગણતરીમાં મુખ્ય શિક્ષકના વધારાના પગાર, શહેરી વિસ્તારમાં પગારના વધારાના દર, ઘરભાડાં, પેન્શન અને પ્રોવિડન્ટ ફંડમાં સરકારનો ફાળો એ બધાંની ગણતરી કરવામાં આવી છે. કુલ ખર્ચના ૭૦ ટકા જેટલી રકમ શિક્ષકોના પગારમાં ખર્ચાશે એવી ગણતરી કરવામાં આવી છે.

બીજા ખર્ચમાં શાળામાં દાક્તરી તપાસનું ખર્ચ, ફર્નિચર તથા બીજા સામાન અને સાધનોનું ખર્ચ, વહીવટી ખર્ચ, પુસ્તકો, સ્ટેશનરી, મકાન મરામત વગેરે બીજા પરચૂરણ ખર્ચનો સમાવેશ કરવામાં આવ્યો છે. કુલ ખર્ચના ત્રીસ ટકા જેટલું આ બધું ખર્ચ ગણવામાં આવ્યું છે.

પ્રાથમિક અને માધ્યમિક પાયાની શાળાઓ સ્થાપવાના ખર્ચના વધારે વિગતવાર આંકડા પરિશિષ્ટમાં કોષ્ઠક **अ** અને **आ** માં જણાવેલા છે.

આ આંકડા ઉપરથી જણાશે કે પાયાની શિક્ષણશાળાઓ સાર્વત્રિક સ્થાપવાનું કુલ ખર્ચ. રૂ. ૨૦૦,૦૦,૦૦,૦૦૦ (બે અબજ) જેટલું લગભગ થાય. અત્યારે પ્રાથમિક અને માધ્યમિક (હાઈસ્કૂલનાં ઉપલાં ધોરણો સિવાય) શાળાઓમાં થતું ખર્ચ બાદ કરવામાં આવે, તો આખા બ્રિટિશ હિન્દમાં ૬ થી ૧૪ વર્ષનાં બાળકો માટે પ્રાથમિક અને માધ્યમિક પાયાની કેળવણી મફત અને ફરજિયાત કરવા માટે વધારાનું કેટલું ખર્ચ થાય તેનો આંકડો જાણી શકાય. આ જાતના આંકડાની જરૂર ત્યારે જણાય કે જ્યારે બહુ નજીકના ભવિષ્યમાં આ પ્રમાણેની ફરજિયાત અને મફત કેળવણી આખા દેશમાં વ્યાપક રીતે શરૂ કરી દેવાનું હાથમાં લઇ શકાય તેમ હોય. પરન્તુ શિક્ષકોની તાલીમના પ્રકરણમાં જે સબળ કારણ રજૂ કરવામાં આવ્યું છે તે મુજબ, એવી સર્વત્ર વ્યાપક કેળવણી થતાં ઓછામાં ઓછાં ત્રીસથી ૪૦ વર્ષો લાગશે. એટલે કેળવણીના વિસ્તાર અને સંખ્યામાં વધારો થતો જાય તે સમયમાં વધતી જતી વસ્તીને માટેના વધારાના ખર્ચમાં, અત્યારે શિક્ષણમાં ખર્ચાતાં નાણાં અગર તેમાંનો કેટલોક ભાગ વાપરવા માટે અનામત રાખેલી રકમ તરીકે આપણે ગણીશું.

મધ્યસ્થ મંડળે નીમેલી પાયાની કેળવણી માટેની એ કમિટીએ વર્ધા-યોજના તપાસી પોતાના નિર્ણયનો જે રિપોર્ટ રજૂ કર્યો છે તેના મુદ્દા નીચે પ્રમાણે છેઃ—

## (अ) પ્રથમ કમિટી

(૧) પાયાની કેળવણીની યોજના પ્રથમ ગ્રામવિસ્તારમાં શરૂ કરવી.

(૨) ફરજિયાત શિક્ષણ માટેની ઉમર ૬ થી ૧૪ વર્ષ સુધીની રાખવી, પરન્તુ પાંચ વર્ષની ઉમરનાં બાળકોને પાયાની કેળવણીની શાળામાં દાખલ કરી શકાય.

(૩) પાયાની કેળવણીની શાળાઓમાંથી બીજી જાતની શાળાઓમાં કોઈ બાળકોને જવું હોય તો તેને પાંચમા ધોરણ પછી એટલે અગિયાર પૂરાંની ઉમર થયા પછી તેમ કરવાની પરવાનગી આપી શકાય.

(૪) બાળકની પોતાની માતૃભાષાને બોધભાષા તરીકે ગણવી.

(૫) આખા હિન્દમાં એક ભાષા થાય એ ઇચ્છવાજોગ છે. આ ભાષા તે 'હિન્દુસ્તાની' ભાષા થવી જોઇએ. હિન્દી તેમ જ ઉર્દૂ બન્ને લિપિમાં તે લખાવી જોઇએ. બાળકને પોતાની ઇચ્છા મુજબ આ બે લિપિમાંથી એક પસંદ કરવા દેવી અને તે લિપિમાં તેને શીખવવાની વ્યવસ્થા કરી આપવી. દરેક શિક્ષકને આ બન્ને લિપિ આવડવી જોઈએ. કમિટીના કેટલાક સભ્યોની એવી સૂચના છે કે લિપિના પ્રશ્નનો નિકાલ રોમન લિપિનો સ્વીકાર કર્યાથી સહેલાઈથી થઈ શકશે અને એ રીતે શિક્ષક અને વિદ્યાર્થી બન્નેના કાર્યનો બોજો હલકો થઇ શકશે.

(૬) ક્રિયા મારફત શિક્ષણનો સિદ્ધાંત જે વુડ–ઍબટ રિપોર્ટમાં પ્રતિપાદન કરવામાં આવ્યો છે તેની સાથે વર્ધાકમિટી સંપૂર્ણ રીતે સંમત થાય છે. નીચલાં ધોરણોમાં આ પ્રકારની ક્રિયા વિવિધ પ્રકારની હોઈ શકે, અને આગળ ઉપર તે કોઈ પાયાના ઉદ્યોગમાં પરિણમવી જોઈએ. આ ઉદ્યોગથી ઉત્પન્ન થતી ચીજો વેચી શકાય એવી થવી જોઇએ અને તેનાં નાણાં શાળાના ખર્ચમાં વાપરવાં જોઈએ.

(૭) પાયાના ઉદ્યોગની સાથે જે વિષયોનો સમન્વય ન સાધી શકાય તે વિષયો અલગ શીખવવા.

(૮) શિક્ષકોની તાલીમની પુનર્વ્યવસ્થા થવી જોઇએ અને તેમનો દરજ્જો ઊંચો થવો જોઈએ.

(૯) કોઇપણ શિક્ષકને રૂ. ૨૦ થી ઓછો પગાર મળવો જોઇએ નહિ. (પાછળથી પગારનું ઓછામાં ઓછું ધોરણ રૂ. ૩૦ નું રાખવામાં આવ્યું છે).

(૧૦) સ્ત્રીશિક્ષિકાઓનું પ્રમાણ વધારે મોટું હોવું જોઇએ અને સારી કેળવણી લીધેલી બાળાઓને શિક્ષિકાના કાર્ય તરફ વાળવા પ્રયાસ કરવા.

(૧૧) જ્યારે યોગ્ય તાલીમ પામેલા શિક્ષકો મળી શકે ત્યારે પાયાની કેળવણીના કાર્યની શરૂઆત કરવી.

(૧૨) જેમજેમ અનુભવ થતો જશે તેમતેમ અભ્યાસક્રમમાં ફેરફાર કરવો પડશે.

(૧૩) પાયાની કેળવણીમાં ઐચ્છિક વિષય તરીકે અંગ્રેજી દાખલ કરવું નહિ,

(૧૪) કોઈપણ કોમ પોતાના ધર્મનું શિક્ષણ આપવાની માગણી કરે તો તેને તે માટેની સગવડ કરી આપવી, પરન્તુ તે રાજ્યને ખર્ચે નહિ.

(૧૫) જાહેર પરીક્ષાઓ લેવી નહિ. પાયાની કેળવણી પૂરી થયે શાળામાં વિદ્યાર્થીના કામની પરીક્ષા કરી તેને શાળાન્ત પ્રમાણપત્ર આપવું.

(૧૬) જે વિદ્યાર્થીઓ પાંચમા ધોરણ પછી (અગિયાર વર્ષ પૂરાં થયે) બીજી શાળામાં દાખલ થવા ઇચ્છતા હોય તેમને શાળા છોડચાનું પ્રમાણ-પત્ર આપવું.

(૧૭) એક વર્ગમાંથી બીજા વર્ગમાં ચડાવવાની લાયકાત શાળાના સંચાલકો નક્કી કરશે, શાળાના કામની કસોટી માટે શાળાની અંદરની પરીક્ષાની નોંધની નિરીક્ષક તપાસણી કરશે.

## (आ) બીજી કમિટી

(૧) પાયાની કેળવણી શરૂ થતાં અગાઉ પ્રાક્-પ્રાથમિક શિક્ષણ માટે બાળ-મંદિરો અને ક્રીડાંગણોના વર્ગો હોવાની અગત્ય સ્વીકારવી જોઇએ, તેમ છતાં અત્યારને તબક્કે એ અમલમાં મૂકી શકાય તેવું નથી, કારણ કે નાણાંની તેમ જ તાલીમ લીધેલી શિક્ષિકાઓની તંગી છે. એટલે એ પ્રકારની કેળવણી ફરજિયાત કરવાની ભલામણ થઈ શકે તેમ નથી પ્રાન્તિક રાજ્યસત્તા તરફથી (अ) અમુક ખાસ યોગ્ય સ્થળોમાં આદર્શ બાળમંદિરો ઉઘાડવાની વ્યવસ્થા કરવી, (आ) એવાં બાળમંદિર ચલાવવા માટેની તાલીમ લીધેલા શિક્ષકો વધારે ને વધારે તૈયાર કરવાની વ્યવસ્થા કરવી, (इ) પાયાની કેળવણીની શરૂઆત માટે જે વય મુકરર કરવામાં આવી છે તેથી નાની ઉમરના બાળકોને ફરજિયાત દાખલ કરવાનું ઉત્તેજન આપવું, (उ) ખાનગી સાહસથી એ પ્રકારનાં બાળમંદિરો સ્થાપન કરવાના કાર્યને પ્રોત્સાહન આપવું.

(૨) છથી ચૌદ વર્ષ સુધીનાં બાળકો માટે આઠ વર્ષનો અભ્યાસક્રમ પાયાની કેળવણીની શાળાઓ માટે યોજવો. આ અભ્યાસક્રમમાં એકતાનું ધોરણ લક્ષ્યમાં રાખી બે વિભાગ પાડવા: પહેલો વિભાગ જે પ્રાથમિક વિભાગ છે તેમાં પાંચ વર્ષનો અભ્યાસક્રમ રાખવો અને બીજો વિભાગ જે માધ્યમિક શાળાઓનો છે તેનાં ત્રણ વર્ષ રાખવાં.

(૩) પ્રાથમિક વિભાગમાંથી બીજી જાતની શાળામાં જવા ઇચ્છતા વિદ્યાર્થી-ઓને પ્રાથમિક વિભાગના પાંચમા ધોરણ પછી એટલે અગિયાર વર્ષની ઉમરે તેમ કરવાની પરવાનગી આપવી.

(૪) પ્રાથમિક પછીની બીજી વિવિધ પ્રકારની માધ્યમિક શાળાઓ ( પાયાની કેળવણીની માધ્યમિક શાળાઓ સિવાયની ) માં તેને લાયક જે વિદ્યાર્થીઓ અભ્યાસ માટે દાખલ થાય તેમને માટે અગિયાર વર્ષની ઉમર પછી ઓછામાં ઓછાં બીજાં પાંચ વર્ષના અભ્યાક્રમની યોજના કરવી. આ અભ્યાસક્રમ પ્રમાણે શિક્ષણ લેનારા વિદ્યાર્થીઓને વિશિષ્ટ સંસ્કારના અભ્યાસક્રમની સગવડ હોવા ઉપરાંત કોઇ ઉદ્યોગ ધંધા કે વેપારમાં જોડાવા માટેની લાયકાત પ્રાપ્ત થાય અને યુનિવર્સિટીમાં ઉચ્ચ અભ્યાસ કરી શકાય એવી તૈયારીની પણ વ્યવસ્થા કરવી.

(૫) આ જાતની શાળામાં પૂરો અભ્યાસ કર્યા પછી, એટલે પૂરાં આઠ વર્ષ પછી, જે વિદ્યાર્થીઓને આગળ વધારે અભ્યાસ કરવાની ઇચ્છા હોય, તેને તેમ કરવા માટેની સગવડ આ શાળામાં કરી આપવી.

(૬) માધ્યમિક પાયાની કેળવણીની શાળાઓમાં જે વિદ્યાર્થિનીઓ દાખલ થવા ઇચ્છતી હોય તેમને માટે તેમને લાયકના અભ્યાસક્રમની સગવડ કરવી. આ અભ્યાસક્રમમાં રસોઇનું શિક્ષણ, કપડાં ધોવાં તથા ઇસ્ત્રી કરવાનું કામ ( લૉન્ડ્રી વર્ક ), સીવણકામ, ગૃહઉદ્યોગો, બાળસંગોપન, અકસ્માત વખતે તાત્કાલિક મદદ વગેરે વિષયો રાખવા. ગૃહવ્યવસ્થા અને તેને લગતા વિષયોના અભ્યાસ માટેના શિક્ષણની યોજના પાયાની કેળવણીની મુખ્ય યોજનામાં જે રીતે બધા વિષયનો સમન્વય કરવામાં આવે તે ધોરણે કરવી.

(૭) મધ્યસ્થ સલાહકારી કેળવણી મંડળની એક વ્યવસ્થાપક સમિતિ નીમવી, અને તે પ્રાન્તોમાં શિક્ષણના જે નવા પ્રયોગો અમલમાં મૂકવામાં આવે તેની, તેમજ કેળવણીમાં જે સામાન્ય રીતે પ્રગતિ થતી હોય તેની તપાસ રાખ્યા કરે. આ સમિતિ પાયાની કેળવણીના પ્રયોગની ખાસ તપાસ રાખે. એ બાબતમાં જે અમલી પગલાં લેવાની જરૂર જણાય તે વિશે બૉર્ડને માહિતી આપે. આ સમિતિમાં હિન્દુસ્તાની તાલીમી સંઘના એક પ્રતિનિધિનો સમાવેશ કરવો.

(૮) રિપોર્ટમાં જે શરતો જણાવેલી છે તે ધ્યાનમાં રાખીને, દરેક પ્રાન્તમાં પાયાની કેળવણીના વાસ્તવિક ખર્ચના ઓછામાં ઓછા અર્ધા ખર્ચ જેટલો હિસ્સો મધ્યસ્થ સરકાર તરફથી આપવો. બાકીના અર્ધા ભાગના ખર્ચની રકમ પ્રાન્તિક સરકાર અને ફરજિયાત શિક્ષણની જવાબદારી જે સ્થાનિક સંસ્થાઓને પ્રાન્તિક સરકાર તરફથી સોંપવામાં આવેલી હોય, તેમના તરફથી મેળવવી.

શાળાના મકાન વગેરે માટેના મોટી રકમના ખર્ચ માટે લોનની પદ્ધતિ અખત્યાર કરવી.

(૯) શાળાના ઉદ્યોગ દ્વારા જે ચીજો બનાવવામાં આવે તેને બજારમાં વેચવા માટે દરેક પ્રાન્તમાં એક મધ્યસ્થ સંસ્થા સ્થાપવી.

આ કમિટીએ સૂચવેલી મોટા ભાગની દરખાસ્તો અને ભલામણોનો મધ્યસ્થ બૉર્ડે સ્વીકાર કર્યો હતો. નં. ૮ ની સૂચના સંબંધે મધ્યસ્થ બૉર્ડે એવો ઠરાવ કર્યો કેઃ—

"બૉર્ડના સભ્યોના મોટા ભાગના સભ્યો કમિટીની ભલામણોનો સ્વીકાર કરે છે, પરન્તુ હિન્દી સરકાર તરફથી નિમાયેલા અમલદાર સભ્યો એ વિષયમાં કોઇપણ રીતે નિશ્ચિત અભિપ્રાય આપી પોતે બંધાઇ શક્તા નથી. ધારાસભાના પ્રતિનિધિ જે આ સભામાં હાજર હતા તેઓ કમિટીની ભલામણોને સમર્થન આપવાનું, સંજોગો અને પરિસ્થિતિ અનુસાર, મુનાસબ ધારતા નથી. એક બે સભ્યો, જે એમ માનતા હતા કે સરકારે આ કાર્યમાં ખર્ચનો હિસ્સો આપવો જોઈએ તેઓ કમિટીએ જણાવેલી હદ સુધીના સરકારી હિસ્સાની બાબતમાં સંમત થઇ શકતા નથી.

આ પ્રકરણમાં સમાયેલા મુખ્ય મુદ્દાનો સારાંશઃ—

(अ) છથી ચૌદ વર્ષ સુધીની ઉમરનાં તમામ બાળકો છોકરા તેમ જ છોકરીઓ માટે વ્યાપક, ફરજિયાત અને મફત શિક્ષણની યોજના જેમ બને તેમ જલદીથી દાખલ કરવી. જો કે તાલીમ પામેલા શિક્ષકો તાત્કાલિક તૈયાર થઈ શકવાની વ્યાવહારિક મુશ્કેલીને લીધે આ આખી યોજના પૂરી અમલમાં આવતાં ચાળીસ વર્ષથી ઓછો સમય થવાની શકયતા જણાતી નથી.

(आ) મધ્યસ્થ સલાહકારક મંડળે નીમેલી બે કમિટીઓએ શિક્ષણપદ્ધતિની જે યોજના સૂચવેલી છે તેને અનુસરીને આ યોજના માટેનો અભ્યાસક્રમ રાખવો.

(इ) ભવિષ્યના નાગરિકોના ઘણા મોટા ભાગને કેળવણી પૂરી કરવા માટે માધ્યમિક શાળામાં આપવાનું શિક્ષણ અતિ અગત્યનું હોવ થી, માધ્યમિક શાળાના શિક્ષકો, સાધનો વગેરે માટે ઉદાર ધોરણે ખર્ચ કરવાની જોગવાઈ થવી જોઈએ.

(उ) બધી જાતના શિક્ષણનો મુખ્ય આધાર શિક્ષક ઉપર રહેલો છે. અત્યારના શિક્ષકોના પગારનું ધોરણ અને સમાજમાં તેમનો દરજ્જો, ખાસ કરીને

પ્રાથમિક શાળાના શિક્ષકોનો, છેક કંગાલ છે. શિક્ષકોની તાલીમ, ભરતી અને નોકરીની સ્થિતિનાં જે ધોરણો કમિટીના રિપોર્ટમાં ઠરાવવામાં આવ્યાં છે, અને જે સને ૧૯૪૩માં મધ્યસ્થ બૉર્ડે મંજૂર કરેલાં છે, તે રાષ્ટ્રિય કેળવણીની સફળતા માટે ઓછામાં ઓછી આવશ્યકતાને અનુસરીને ઠરાવેલાં છે. આ ધોરણોનો સર્વ સ્થળે સ્વીકાર અને અમલ થવો જોઈએ.

(प) તાલીમ લીધેલી શિક્ષિકાઓની સંખ્યામાં ઘણો મોટો વધારો કરવાની જરૂર પડશે.

(ओ) આ પ્રકરણમાં જણાવેલી સૂચનાઓ જ્યારે પૂરી અમલમાં આવશે ત્યારે કુલ આશરે બે અબજ રૂપિયા વાર્ષિક ખર્ચના થશે.

---

# પ્રકરણ બીજું

## પ્રાક્પ્રાથમિક કેળવણી

૧. બાળકના જીવનમાં સૌથી વધારે સંસ્કારક્ષમ (*Impressionable*) સુનમ્ય (*Plastic*) અને કેળવણીની દૃષ્ટિએ સૌથી વિશેષ સામર્થ્યવાન જે સમય છે તે ઉપર સૌથી ઓછું ધ્યાન અપાયું છે એ હિન્દમાં કેળવણીની બાબતમાં કોઈપણ પ્રકારની વિચારશીલ યોજનાના અભાવનાં અનેક પરિણામોનું એક છે. યુરોપ અને અમેરિકાના લગભગ બધા દેશોમાં હવે એ વાતનો સર્વ કોઈએ સ્પષ્ટ રીતે સ્વીકાર કરેલો છે કે શાળાઓ માટેની કોઈપણ યોજનાઓમાં પ્રાક્પ્રાથમિક શિક્ષણ-શાળાઓ—બાળમંદિરો અને બાળક્રીડાંગણોની વ્યવસ્થા બહુ મહત્ત્વનો ભાગ ભજવે છે. રશિયા, જ્યાં કિન્ડરગાર્ટન, ક્રેશ (ઘોડિયાં ખાતાં) અને બાળ-ક્રીડાંગણોની અત્યંત સુવ્યવસ્થિત અને કાર્યક્ષમ યોજના થયેલી છે તેની આ સંબંધમાં ખાસ ગણના થવી જોઈએ. હિન્દની બહારના દેશોમાં, હવે તો, બાળમંદિરોની બધે જ સ્થળે આવશ્યકતા સ્વીકારવામાં આવી છે, અને જાહેર કેળવણીના તંત્રમાં બાળમંદિરોએ પોતાનું યોગ્ય સ્થાન પ્રાપ્ત કર્યું છે, પરન્તુ ભવિષ્યના નાગરિકોના તન અને મનના શ્રેયની સંભાળ છેક બચપણથી લેવાની આવશ્યકતાની બાબત હજી આ દેશના જવાબદાર અધિકારીઓના ધ્યાન ઉપર લાવવાનું કાર્ય બાકી રહ્યું છે. પરન્તુ, અધિકારીઓની બેદરકારી એ એક જ તત્ત્વ આ બાબતમાં અવરોધકર્તા નથી. જેમનો પોતાનો સૌથી અંગત સ્વાર્થ રહેલો છે એવા પ્રજાવર્ગનાં અજ્ઞાન અને ઉપેક્ષાને પરિણામે પણ અત્યારની સ્થિતિ આપણે ભોગવવી પડે છે. જો યોગ્ય સગવડોની વ્યવસ્થા કરવામાં આવે તો-પણ, પોતાના બાળક પ્રત્યેની સ્વાભાવિક પ્રેમની લાગણી કરતાં તેના શારીરિક અને માનસિક વિકાસ માટે વધારે આરોગ્યપ્રદ પરિસ્થિતિ અને વાતાવરણન અવકાશની અગત્ય છે એ બાબત હિન્દી માતાને સમજાવવાનું કાર્ય મુશ્કેલ છે. પ્રાક્પ્રાથમિક શિક્ષણનો વ્યાપક રીતે સ્વીકાર થાય અને તે સફળ રીતે અમલમાં મુકાય તે અગાઉ ઘણા વધારે પ્રચારકાર્યની અને લોકમત કેળવવાની જરૂર પડશે.

૨. હિન્દની જરૂરિયાતોની દૃષ્ટિએ પ્રાક્પ્રાથમિક એટલે શું તેની બરાબર વ્યાખ્યા આપવી પડશે. ગ્રેટબ્રિટન અને પશ્ચિમના બીજા દેશોમાં ફરજિયાત

શિક્ષણ માટેની ઉમર પાંચ વર્ષની અને તેથી પણ ઓછી રાખવામાં આવેલી છે. ત્યાં, બાળકો માટેની શાળાઓ, જેમાં પાંચથી સાત અગર આઠ વર્ષનાં બાળકો માટેના શિક્ષણની વ્યવસ્થા કરેલી હોય છે તેવી શાળાઓ, અને ફરજિયાત શિક્ષણ માટે ઠરાવેલી ઉમર પહેલાંની ઉમરનાં છેક નાનાં બાળકો માટેનાં બાળમંદિરો કે બાળક્રીડાંગણો એ બે વચ્ચે સામાન્ય રીતે ભેદ પાડવામાં આવે છે. છેક જ નાનાં બાળકો માટેના વર્ગો અગર ક્રીડાંગણોના વર્ગો જે બાળમંદિરો અગર બાળક્રીડાંગણોની શાળાઓથી જુદા છે-તે મોટી ઉમરનાં બાળકોની શાળાઓ સાથે જોડાયેલા વર્ગો હોય છે. હિન્દની યોજનામાં, જ્યાંસુધી ફરજિયાત શિક્ષણની ઉમર છ વર્ષની ઠરાવવામાં આવેલી છે ત્યાંસુધી પશ્ચિમના ધોરણનાં બાળમંદિર માટે ભાગ્યે અવકાશ રહી શકે. એટલે પ્રાક્પ્રાથમિક શાળાઓના શિક્ષણની સગવડ પ્રાથમિક શાળાઓની સાથે જોડેલા વર્ગોમાં કરવામાં આવી હોય કે અલગ શાળાઓમાં રાખવામાં આવી હોય, પણ તે બધાંને સગવડ ખાતર "બાળક્રીડાંગણો" (Nursery)નું નામ આપવું જોઈએ, કારણ કે જે જાતનું વાતાવરણ ત્યાં ઉત્પન્ન થવાની જરૂર છે તેને માટે તેમ જ જે અભ્યાસ કરવાનો છે તેને માટે એ શબ્દથી સ્પષ્ટ રીતે અર્થ સમજાય છે.

૩. ફરજિયાત કેળવણીની છ વર્ષની ઉમર—જે ઉમર ઘણાના મત મુજબ શાળાનું શિક્ષણ શરૂ કરવા માટે મોટા ભાગનાં છોકરાંને માટે બહુ મોડી ગણાય—તેથી ઓછી ઉમરનાં બાળકોને ખાસ કેળવણીની સગવડ કરવાનાં કારણોમાં સૌથી અગત્યનું કારણ તે શારીરિક વિકાસને અંગેનું છે. શરીરની અનેક ખામીઓ સુધારવા માટે જે સત્વર ઉપાય યોજવા જોઈએ, તે ખામીઓ આ ઉમર પહેલાં જણાવા માંડે છે. અને તેથી એ જરૂરનું છે, ખાસ કરીને શહેરી વિસ્તારમાં જ્યાં રહેવા માટેનાં ઘરની વ્યવસ્થા અસંતોષકારક હોય છે ત્યાં, કે ફરજિયાત શિક્ષણની ઉમર પહેલાંની ઉમરનાં બાળકો માટે પ્રાથમિક શિક્ષણની શાળાઓની સગવડ ઉપરાંત બાળક્રીડાંગણોની સારી વ્યવસ્થા થવી જોઈએ.

મધ્યસ્થ સલાહકારી મંડળની બીજી કમિટીએ આ જરૂરિયાતનો સ્વીકાર કર્યો છે; જો કે કદાચ રાજ્યની આ બાબતની જવાબદારી ઉપર તેમણે જોઈએ તે કરતાં ઓછો ભાર મૂકયો હશે. આ દિશામાં ખાનગી સાહસથી ખોટ પૂરી પાડી શકાય કે નહિ તે સંશયપડતું છે.

બાળકોની તંદુરસ્તીના પ્રશ્ન ઉપરાંત મહેનત મજૂરી કરતી માતાના પ્રશ્નનો વિચાર થવાની જરૂર છે. બાળકોની ઊઠબેઠ અને સંભાળ તથા બીજા ગૃહકાર્યને

કારણે સ્ત્રીઓ સમાજની આર્થિક અને સાંસ્કારિક પ્રગતિના કાર્યમાં પોતાનું યોગ્ય સ્થાન ન લઈ શકે એવું હોય તે ખેદજનક ગણાય. આવા સંજોગોમાં, ભવિષ્યના નાગરિકો તેમ જ તેમને જન્મ આપનારી માતાના હિતની ખાતર રાજ્યે તેમની વહારે ધાવું જોઈએ, અને સારી રીતે વ્યવસ્થિત કરેલાં અને સારા શિક્ષકોવાળાં આનંદમય વાતાવરણથી ભરપૂર એવાં ક્રીડાંગણો સ્થાપવાં જોઇએ. જ્યારે માત-પિતા કામ કે ધંધામાં રોકાયેલાં હોય ત્યારે આ સ્થળે બાળકોની યોગ્ય રીતે સંભાળ રાખવી જોઈએ. કેળવણીની દૃષ્ટિએ, આ જાતનાં ક્રીડાંગણો, ઊછરતાં બાળકોની માનસિક, શારીરિક અને સામાજિક જરૂરિયાતો સુવ્યવસ્થિત રીતે અને આરોગ્યની દૃષ્ટિ સંપૂર્ણ રીતે ધ્યાનમાં રાખીને, બહુ જ કાળજી અને વિચાર-પૂર્વક યોગ્ય વાતાવરણ પૂરું પાડે એવાં હોવાં જોઇએ. બાળકની પ્રગતિના સમયની કોઈપણ ઉમરે આજુબાજુના વાતાવરણની અસર અતિ અગત્યની છે એ વાતનો સ્વીકાર કરવામાં આવે, તો બચપણનાં છેક શરૂઆતનાં વર્ષોમાં ખરેખરું સારું વાતાવરણ પૂરું પાડવાની અતિ અગત્ય છે એ આપણે સામાન્ય બુદ્ધિથી સ્વીકારવું જોઈએ. જ્યાંજ્યાં ઘરનું વાતાવરણ આ જાતની સગવડ ન આપી શકે તેમ હોય, ત્યાં રાજ્યે તેની વ્યવસ્થા કરવી જોઇએ.

૪. આ જાતનાં બાળક્રીડાંગણો માટે કયા પ્રદેશ સહુથી વધારે અનુકૂળ ગણાય એ પ્રશ્નનો હવે વિચાર કરીએ. આ બાબતનો વિચાર કરતાં, તે પ્રદેશની જરૂરિયાતો ઉપરાંત તેની આર્થિક સ્થિતિ અને તે સ્થળે બાળકોની કેટલી સંખ્યા થઇ શકે એ બે બાબતનો વિચાર કરવાની જરૂર છે. ગીચોગીચ ઘરો, રોગો ચડ-વાની વિશેષ શકયતા, અને ચોખ્ખી હવા અને અજવાળાના અભાવને કારણે, ગામડાં કરતાં શહેરોનાં બાળકો માટે આવી જાતનાં ક્રીડાંગણોની આવશ્યકતા વિશેષ છે એ અગાઉ જણાવવામાં આવ્યું છે, અને ઘણે ઠેકાણે એવાં બાળમંદિરો ઠીક પ્રમાણમાં જોવામાં આવે છે, એ એવાં ક્રીડાંગણોનો વ્યાવહારિક અમલ થઈ શકવાનો પુરાવો છે. ગામડાંનાં બાળકોની માતાઓ ખેતરોમાં મજૂરી કરતી હોય છે અને તેમનાં ઘરમાં સુખ સગવડનાં સાધનો નામનાં જ હોય છે, તેમને આ જાતનાં ક્રીડાંગણોની વધારે આવશ્યકતા છે, પણ ગામડાંના પ્રદેશમાં વાહન-વ્યવહારનાં સાધનો બહુ જૂજ હોવાને લીધે છેક નાનાં બાળકોને પણ ચાલતાં જવું આવવું પડે અને તેઓ ચાલતાં દોઢ માઈલથી વધારે છેટે જઈ શકે નહિ. હવે એટલા વિસ્તારમાં ક્રીડાંગણ સ્થાપવા માટે બાળકો પૂરતી સંખ્યામાં મળે કે નહિ એ શંકાસ્પદ છે. આ કારણથી એવી સૂચના કરવામાં આવી છે, કે બાળ-

ક્રીડાંગણ શાળાઓ ઉઘાડવાને બદલે પ્રાથમિક શાળાઓમાં, ગામડાંના પ્રદેશોમાં, બાળક્રીડાંગણ વર્ગો શાળાના અનુસંધાનમાં કાઢવા એ વધારે વ્યવહારુ માર્ગ છે, એટલું જ નહિ પણ એવી સૂચના કરવામાં આવી છે કે પ્રાથમિક શાળાના છેક છેલ્લા વર્ગને બાળવર્ગ અગર ક્રીડાંગણ વર્ગ એ નામ આપવું અને એ દૃષ્ટિએ તેમાં સાધન વસાવવાં તથા તેને યોગ્ય શિક્ષકો રાખવા. આવા વર્ગો, જે શિક્ષકોને આ જાતના શિક્ષણની ખાસ તાલીમ મળી હોય એવા શિક્ષકો અગર શિક્ષિકાઓને હસ્તક રહેવા જોઈએ એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય. એટલે વ્યવસ્થિત બાળમંદિરો, હાલના સમય માટે તો, મોટાં શહેરોમાં જ સ્થાપન કરવાનું રાખવું એ ઇષ્ટ છે. પ્રાથમિક શાળાના મકાનમાં જ અગર તેની નજીકના કોઈ સ્થળમાં આ જાતનાં બાળક્રીડાંગણો ઉઘાડી શકાય અને તે પ્રાથમિક શાળાનાં જ અંગ તરીકે ગણાય, કારણ કે એમ કરવાથી એ નાનાં બાળકોને તેમનાં મોટાં ભાઈ-બહેનોથી શાળામાં લાવવા લઇ જવાના કાર્યમાં દેખરેખ રાખી શકાશે,

૫. બાળક્રીડાંગણ શાળાઓ અને વર્ગો માટેના શિક્ષકોનો પ્રશ્ન ઘણો મહત્ત્વનો છે. છેક નાનાં બાળકો સાથે બુદ્ધિપૂર્વક કામ પાડનારા શિક્ષકોને ખાસ તાલીમ લેવાની જરૂર પડે છે. છેક નાનાં બાળકો માટે શિક્ષિકાઓ જ હોવી જોઈએ એ તો સ્વયંસિદ્ધ વાત છે. બાળકો માટે આવશ્યક સહાનુભૂતિ અને બાળસ્વભાવનું જ્ઞાન શિક્ષિકાઓને જ હોઈ શકે. અત્યારે એવી શિક્ષિકાઓની સંખ્યા છેક જૂજ છે, એટલે કોઇપણ પુનર્રચનામાં પહેલું કાર્ય તો યોગ્ય સ્ત્રીઓની શિક્ષિકાના કાર્ય માટે ભરતી કરવી, અને તેમને યોગ્ય તાલીમ આપવી, એ જ હોવું જોઇએ.

મધ્યસ્થ સલાહકારી મંડળની બીજી કમિટી (૧૯૩૯) એ એમનો એક મુખ્ય નિર્ણય એવો જણાવ્યો છે કેઃ—

"બાળક્રીડાંગણ શાળાઓ અને વર્ગોમાં પ્રાક્‌પ્રાથમિક શિક્ષણ માટેની વ્યવસ્થા થાય એ ઘણું ઇચ્છવા જેવું છે. પ્રાન્તિક સરકારે (૧) યોગ્ય સ્થળોએ આદર્શ બાળમંદિરો સ્થાપવાનો ઉદ્દેશ ધ્યાનમાં રાખવો જોઈએ, (૨) તે કાર્ય માટે યોગ્ય તાલીમ મેળવેલી શિક્ષિકાની સંખ્યામાં વધારો કરવો જોઇએ, (૩) ફરજિયાત હાજરી માટે નિર્ણીત થયેલી ઉમર કરતાં નાની ઉમરનાં બાળકોને પાયાની કેળવણીની શાળાઓમાં દાખલ કરવાના કાર્યમાં ઉત્તેજન આપવું જોઈએ, અને (૪) ખાનગી સાહસથી એવાં બાળમંદિરો ઉઘાડે તેને માટે પ્રોત્સાહન આપવું જોઇએ." આગળ જણાવવામાં આવ્યું છે તે પ્રમાણે, "ઘણું ઇચ્છવા

જેવું છે " એટલું જ માત્ર કહેવું એ તો જોઇએ તે કરતાં બહુ ઓછું ગણાય. બાળક્રીડાંગણ શાળાઓ અને વર્ગો પૂરતી સંખ્યામાં ઉઘાડવાની વ્યવસ્થા કરવી એ અતિ અગત્યનું છે. અને શરૂઆતમાં એવી શાળાઓમાં હાજરી ફરજિયાત કરવાનું કદાચ અવ્યવહારુ લાગે, છતાં આ શાળાઓમાં શિક્ષણ મફત હોવું જોઈએ અને માતપિતા પોતાનાં બાળકોને સ્વેચ્છાથી આ શાળાઓમાં મોકલવાને આકર્ષાય એવું તેનું સંચાલન કરવાનો જેટલો બને તેટલો પ્રયત્ન થવો જોઇએ.

કેળવણીના ક્ષેત્રમાં, રાજ્ય તરફથી જે વ્યવસ્થા થાય તે ઉપરાંત ખાનગી સાહસથી એ કાર્યમાં વધારો થવા માટે હંમેશ અવકાશ રહેવો જોઇએ. અત્યાર સુધી રાજ્યે આ બાબતમાં ઘણું જ થોડું કાર્ય કરેલું છે એટલે એ દિશામાં થયેલાં ખાનગી સાહસો વધારે કીમતી અને સ્તુતિપાત્ર ગણાવાં જોઈએ. આ જાતની ખાસ જાણીતી શાળાઓમાં, બંગાળામાં જિતેન્દ્ર નારાયણ (હિન્દી બાળકો માટે) બાળમંદિર અને બાળક્રીડાંગણ, બનારસની રાજઘાટ બાળશાળા અને બાળ છાત્રાલય, અને અડ્યારની થિયોસોફિકલ શાળાનો બાળમંદિર વિભાગ (જેમાં મોન્તેસોરી પદ્ધતિ અનુસરવામાં આવે છે) એ ખાસ ગણના યોગ્ય છે.

૬. બાળક્રીડાંગણ શાળાઓની શિક્ષણપદ્ધતિ વિશે બે શબ્દ કહેવાની જરૂર છે. એબટ અને વુડના રિપોર્ટમાં જણાવ્યું છે તે પ્રમાણે છેક નાનાં બાળકને શિક્ષણ કરતાં અનુભવની વિશેષ જરૂર છે. અને બાળક્રીડાંગણ શાળાઓમાં બાળકોને અનેક જાતના અનુભવ કરાવવાનો મુખ્ય હેતુ હોવો જોઈએ. રિપોર્ટમાં જણાવ્યું છે કે " છેક નાનાં બાળકોની કેળવણીમાં તેમનાં શરીરની સંભાળ, તેમને સારી ટેવો કેળવવા પ્રત્યે લક્ષ્ય અને રસિક ક્રિયાઓ દ્વારા તેમના જીવન-અનુભવો વિશાળ કરવા–એ બાબતોનો સમાવેશ થવો જોઇએ. એ બાળકો નીચે જણાવેલી ક્રિયાઓ—કાર્યો કરે એવી અમે આશા રાખીએ : " અભિનય અને સંગીત, શારીરિક કસરતો, રમતો અને નૃત્ય, ફૂલ અને પ્રાણીઓની સંભાળ, ચિત્રકામ અને હસ્તકામ. આ જાતની ક્રિયાઓ બાળકોની વિવિધ પ્રકારની ખાસ જરૂરિયાતો પૂરી પાડે છે, અને તેમની વિકાસ પામતી શારીરિક અને માનસિક શક્તિઓમાં વિશ્વાસ ઉત્પન્ન કરવા માટે આવશ્યક અનુભવો પૂરા પાડે છે. બાળમંદિરો બુદ્ધિપૂર્વક યોજાવાં જોઇએ અને ત્યાં સુખ અને આનંદનું વાતાવરણ હોવું જોઈએ. જે કાર્ય પોતપોતાનાં ઘરોમાં બધે જ સ્થળે થઇ શકતું નથી, પરન્તુ જેની માતપિતા કદર તો જરૂર કરે છે, તેવી પ્રવૃત્તિઓ આવાં બાળમંદિરોમાં જોઈએ. " બાળમંદિરના રોજના કાર્યમાં વાચન, લેખન અને ગણિતના રીતસરના

શિક્ષણને સ્થાન ભાગ્યે જ હોય. પરન્તુ ઇન્દ્રિયોની કેળવણી દ્વારા, પોતાના વિચાર વ્યક્ત કરવાની ક્રિયા દ્વારા, સમૂહ વસવાટ દ્વારા, અને કેળવણીની ભાવનાથી નિયંત્રિત વાતાવરણની સોબતમાં, બાળકના માનસિક, સામાજિક અને શારીરિક સર્વાંગી ઉત્કર્ષની અભિવૃદ્ધિ આવાં બાળમંદિરોમાં થાય છે.

બાળકની અભિવૃદ્ધિ અને ઉત્કર્ષનાં આ સર્વ ક્ષેત્રોનો સમાવેશ કરવાના પાયા અહીં નંખાય છે, અને તે બાળકને આ પછી નાગરિક તરીકેની જે કેળવ-ણી સુસ્થાપિત પાયાની કેળવણીની શાળામાં મળવાની છે તે માટે અહીં તે તૈયાર થાય છે.

૭. આ પ્રકારની કેળવણી કેટલાં બાળકોને આપવાની હશે તે સંખ્યા ચોક્કસ રીતે ભાગ્યે જ ગણી શકાય. જે પ્રદેશોમાં આ જાતની કેળવણી દાખલ કરવામાં આવે તેની પરિસ્થિતિ અને બાળક્રીડાંગણ શાળા માટેના પ્રચારકાર્ય ઉપર આનો આધાર રહેશે. આ ઉપરાંત આ શાળાઓ માટેની ઉમરની હદ પણ ચોક્કસ નક્કી ન કરી શકાય. ચાર અને પાંચ વર્ષનાં બાળકો તેમ જ બે અને ત્રણ વર્ષનાં બાળકો પણ આવી શાળાઓમાં ખુશીથી દાખલ કરી શકાય. પણ બાળક્રીડાંગણ શાળાઓ માટેની ઉમર સામાન્ય રીતે ત્રણથી છ વર્ષની એકંદરે ગણી શકાય. બ્રિટિશ હિન્દના જે છેલ્લા આંકડા મળી શકયા છે ( સને ૧૯૪૦ના ) તે ઉપરથી જણાય છે કે ગ્રામવિસ્તારમાં ૨,૧૩,૦૮,૦૦ અને શહેરી વિસ્તારમાં ૩૧,૦૦૦,૦૦ બાળકો એ ઉમરનાં છે. ઇંગ્લાંડમાં ફરજિયાત શાળામાં જવાની નક્કી કરેલી ઉમર પહેલાં દર સાત બાળકે એક બાળક બાળમંદિરમાં દાખલ થાય છે. આ દેશમાં પણ એ જ પ્રમાણ ગણવામાં આવે તો ત્રણ અને છ વર્ષની વચ્ચેની ઉમરનાં બાળકોની સંખ્યા ૩૫,૦૦,૦૦૦ થાય. હાલ તરત તો બાળક્રીડાંગણ શાળાઓ અને વર્ગોમાં આ સંખ્યાના ⅓ જેટલી સંખ્યા માટે જોગવાઇ કરી હોય તો ચાલી શકે. પ્રાથમિક શાળાઓને ધોરણે જ જો આને માટે ગણતરી કરવામાં આવે, એટલે કે દર ૩૦ બાળકોએ એક શિક્ષક ગણીએ અને શિક્ષકનો સરાસરી માસિક પગાર રૂ, ૪૨.૫ ગણીએ, તો માથાદીઠ વાર્ષિક ખર્ચ રૂ ૩૧.૮૪ આવે. આ યોજના અમલમાં મૂકવામાં આવે તો ખર્ચ આ કરતાં કાંઈક વિશેષ આવશે, કારણ કે આવાં બાળકોની મોટી સંખ્યા શહેરી વિસ્તારની શાળાઓમાં ભણનારાંની હશે અને ત્યાં જીવનનિર્વાહનું ખર્ચ વધારે હોવાને કારણે શિક્ષકના પગારનો દર ઊંચો રાખવો પડશે.

આ ઉપરાંત બાળક્રીડાંગણ શાળાઓમાં વધારે જગ્યા અને વધારે સાધનોની

જરૂર પડશે. બીજી રીતે જોતાં બાલોન્નતિના કાર્ય માટે તાલીમ લેવા ઇચ્છતી મોટી ઉમરની, હાઇસ્કૂલની અને માધ્યમિક પાયાની શાળાઓની બાળાઓને આવાં બાળમંદિરોના શિક્ષણકાર્યમાં રોકવાની યોજના કરવામાં આવે તો શિક્ષકના પગારના ખર્ચમાં કાંઈક ઘટાડો થાય. એટલે ઉપર જણાવેલાં કારણોસર, બાળમંદિરનાં બાળકોની સંખ્યાનો તથા શિક્ષણના ખર્ચનો આંકડો બન્ને અજમાયશી આપવામાં આવેલાં છે એમ સમજવું.

૮. આ પ્રકરણમાં ચર્ચેલા મુખ્ય મુદ્દાનો સંક્ષેપમાં સારાંશ :—

(अ) સર્વવ્યાપી રાષ્ટ્રિય શિક્ષણની કોઇપણ યોજનામાં પ્રાક્પ્રાથમિક શિક્ષણ માટે બાળક્રીડાંગણ શાળાઓ અને વર્ગો ઉઘાડવાની ખાસ આવશ્યકતા છે. આ બાબતમાં અત્યારે જે સગવડ છે તે છેક નહિ જેવી જ ગણાય.

(आ) શહેરી પ્રદેશમાં, જ્યાં સાધારણ અંતરના વિસ્તારમાં બાળકોની પૂરતી સંખ્યા મળી શકે એમ છે, ત્યાં અલગ બાળક્રીડાંગણ શાળાઓ ઉઘાડવી, તે સિવાયના પ્રદેશમાં પ્રાથમિક શાળાઓ સાથે એવા વર્ગો જોડવા.

(इ) જે સ્ત્રીઓને બાળમંદિરના શિક્ષણ માટે યોગ્ય તાલીમ મળેલી હોય એવી શિક્ષિકાઓને જ આવી બાળક્રીડાંગણ શાળાઓમાં રોકવી.

(ई) પ્રાક્પ્રાથમિક શિક્ષણ બધે જ મફત હોવું જોઈએ. એ શાળાઓમાં હાજરી ફરજિયાત કરી શકાય, પરંતુ માતપિતાને સ્વેચ્છાએ પોતાનાં બાળકોને એવી શાળામાં મોકલવાને સમજાવવા માટે બનતા પ્રયત્નો કરવા. ખાસ કરીને જે પ્રદેશોમાં ઘરોની સગવડ અસંતોષકારક હોય, અગર જ્યાં માતપિતાને મજૂરી કે ધંધા માટે બહાર જવું પડતું હોય ત્યાં આ પ્રકારની સમજૂત કરવાની ખાસ જરૂર છે.

(उ) આ ઉમરનાં બાળકોને કેળવણી આપવાનો હેતુ, તેમને કોઇ પ્રકારનું શિક્ષણ આપવાનો નહિ પણ સામાજિક અનુભવ કરાવવાનો હોય છે.

(ऊ) ત્રણ અને છ વર્ષની વચ્ચેનાં બાળકો આ જાતની શાળાઓનો લાભ લેશે એ ગણતરીએ બાળક્રીડાંગણ શાળાઓ અને વર્ગોમાં ૧૦,૦૦,૦૦૦ બાળકો માટે સગવડ કરવામાં આવી છે.

(ऋ) આ પ્રકરણમાં જે સૂચનાઓ કરવામાં આવી છે તેને માટે, જ્યારે તે પૂરી રીતે અમલમાં મૂકવામાં આવે ત્યારે, કુલ ખર્ચ ૩,૧૮,૪૦,૦૦૦ રૂપિયા થશે.

---

# પ્રકરણ ત્રીજું

## હાઈસ્કૂલની કેળવણી

(૧) રાષ્ટ્રિય શિક્ષણની યોજનામાં ચૌદ વર્ષની ઉમર સુધીના દરેક બાળકને ફરજિયાત પૂરા સમયની કેળવણી લેવાની છે એવું માની લેવામાં આવ્યું છે. સામાન્ય કરતાં વધારે ઊંચી કોટિની બુદ્ધિશક્તિવાળાં બાળકો માટે કાંઈક ઊંચી કક્ષાની કેળવણી આપવાનો પ્રબંધ કરવાનું કામ હાઈસ્કૂલોનું ગણાય. ઉચ્ચ કેળવણીનો હેતુ એ છે કે ખાસ ઊંચું શિક્ષણ લીધેલો અમુક વર્ગ ઉત્પન્ન કરવો, જે પોતે વ્યક્તિગત જ નહિ પણ સમાજના સંસ્કાર અને કેળવણીનું ધોરણ ઊંચું લાવી શકે. એવા ઉચ્ચ શિક્ષણને પરિણામે ઉચ્ચ ચારિત્ર્ય અને ઉચ્ચ બુદ્ધિશક્તિ ઉત્પન્ન થાય તે કોઈ અમુક વર્ગ કે કોઈ અમુક કોમના માણસોનો ખાસ ઈજારો નથી. એટલે પ્રાથમિક પાયાનું શિક્ષણ પૂરું થયા પછી ઉચ્ચ માધ્યમિક શિક્ષણ લઈ શકે એવી લાયકાતવાળાં બાળકોની પસંદગીનું કાર્ય બહુ અગત્યનું છે. અત્યારે તો બાળકને હાઈસ્કૂલમાં દાખલ કરવાને માટે એટલું જ જોવામાં આવે છે કે તેનાં માતાપિતા હાઈસ્કૂલના શિક્ષણની ફી ભરી શકે એમ છે કે નહિ. હાઈસ્કૂલમાં જે દાખલ થવા ઇચ્છે છે તેની તે જાતના શિક્ષણ માટે લાયકાત છે કે નહિ, અગર એવા શિક્ષણથી તેને કાંઇપણ ફાયદો થવાનો સંભવ છે કે નહિ એ બાબત જરાપણ વિચાર કરવામાં આવતો નથી. તે ઉપરાંત દરેક મિડલસ્કૂલ પ્રત્યે એવી દૃષ્ટિથી જોવામાં આવે છે કે જાણે તે હાઇસ્કૂલના શિક્ષણ માટે વિદ્યાર્થીઓ પૂરા પાડવાની સંસ્થા હોય; એટલે મિડલસ્કૂલનું શિક્ષણ, શિક્ષણ જ્યાં સ્વયંશિક્ષણનો એક તબકકો સંપૂર્ણ થાય છે, તે અને હાઈસ્કૂલ માટે તૈયારી કરી આપનારી શાળા એ બે વચ્ચે કાંઇ ભેદ જોવામાં આવતો નથી. એટલે હાઇસ્કૂલોની પુનરૂરચનાની જે કોઇ યોજના હોય તેમાં, જે જાતની માધ્યમિક પાયાની શાળામાં ઘણુંખરાં બાળકો પોતાની કેળવણી પૂરી કરવાનાં છે તેવી શાળાઓ, અને હાઇસ્કૂલો એ બે વચ્ચે ધ્યેય અને કાર્યક્ષેત્રની બાબતમાં સ્પષ્ટ ભેદ રહેલો છે, એ વાતનો ખાસ સ્વીકાર થવો જોઈએ. મધ્યસ્થમંડળનું એવું માનવું છે કે ભવિષ્યમાં અગિયાર વર્ષની ઉમર પછી બીજાં છ વર્ષનો અભ્યાસક્રમ રાખવામાં આવશે. એટલે જે બાળકોને હાઈસ્કૂલોમાં દાખલ થવા માટે પસંદ કરવામાં આવશે તેમના અભ્યાસમાં માધ્યમિક પાયાની કેળવણીના અભ્યાસ-

ક્રમનો સમાવેશ થઈ જશે. પ્રાથમિક શાળાઓ અને હાઈસ્કૂલ કદાચ એક જ મકાનમાં પોતપોતાનું કામ કરતી હોય, તોપણ તે બન્ને એક બીજાથી સર્વ રીતે સ્વતંત્ર અને અલગ સંસ્થાઓ છે એમ ગણી તેનો બધો વહીવટ અલાયદો જ ચલાવવો જોઈએ. નીચલી કક્ષામાં તેમ જ આ ઊંચી કક્ષામાં ખાનગી સાહસથી ચાલતી શાળાઓ માટે અવકાશ રહેશે, પરન્તુ રાજ્ય તરફથી ચાલતી શાળાઓ માટેની બધી જ શરતો, જરૂરિયાતો અને નિયમોનું તેણે પાલન કરવું જોઈએ.

(૨) મધ્યસ્થ સલાહકાર મંડળની બીજી વર્ધા કમિટીએ, સને ૧૯૩૯ માં, પાયાની કેળવણી સાથે હાઇસ્કૂલના શિક્ષણના સંબંધની બાબતમાં બહુ કાળજીપૂર્વક લક્ષ્ય આપ્યું હતું. તેમણે એવી ભલામણ કરી હતી કે પ્રાથમિક પાયાની કેળવણીની શાળાનું શિક્ષણ પૂરું કર્યા પછી, પૂરાં અગિયાર વર્ષની ઉમરે, બાળકોની લાયકાત, બુદ્ધિશકિત, વલણ અને ભવિષ્યમાં એની શકિતઓના વિકાસની શકયતા આ બધાંનો વિચાર કરીને તેને અનુસરીને બાળકોને માટે કાં તો માધ્યમિક પાયાની કેળવણીની શાળાઓમાં અગર હાઇસ્કૂલોમાં, આગળ અભ્યાસ કરવાની સગવડ કરવી. હજી કેટલાં વર્ષો સુધી હાઈસ્કૂલનું શિક્ષણ મફત અગર ફરજિયાત કરવાનું નહિ બની શકે. પણ જો બાળકોને તેમની લાયકાતને ધોરણે જ પસંદ કરવાનાં હોય તો જે બાળકોની આર્થિક શક્તિ ન હોય તેવાં કેટલાંક બાળકોને હાઇસ્કૂલમાં માફીમાં દાખલ કરવાની, અગર તેમને માફી ઉપરાંત સ્કોલરશિપ કે નાણાંની બીજી રીતે મદદ આપવાની પણ જરૂર પડશે. આર્થિક મુશ્કેલીને કારણે જ્યાંજ્યાં જરૂર હોય ત્યાં નાણાંની મદદ કરવાની વ્યવસ્થા થાય તો જ હાઇસ્કૂલમાં શીખનાર બાળકોને માટે પસંદગીનું ધોરણ યોગ્ય રીતે સાચવી શકાશે. એક વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે ભવિષ્યમાં હાઈસ્કૂલનું શિક્ષણ મોટે ભાગે જાહેર સમાજનાં નાણાંથી, અને બહુ થોડે અંશે વિદ્યાર્થીઓની ફીની મદદથી ચાલવાનું છે. તેથી હાઇસ્કૂલમાં ભણનારો લગભગ દરેક વિદ્યાર્થી કોઇ પ્રકારની શિષ્યવૃત્તિ ધરાવતો હશે. વળી એ પ્રકારની કેળવણીનો સૌથી વધારે સારો લાભ લઈ શકે અને તેનો સૌથી વધારે સારો ઉપયોગ કરી શકે એવા વિદ્યાર્થીઓ જ એ શાળાઓમાં દાખલ થશે એ સ્થિતિ જનસમાજને એકંદરે લાભકારક છે, કારણ કે પ્રજાજનોએ એ કેળવણી માટે જે નાણાં રોકયાં હશે તેનો એ રીતે સૌથી ઉત્તમ બદલો મળી રહેશે.

હાઈસ્કૂલના શિક્ષણ માટે જે લાયકાત નક્કી કરવામાં આવી હોય તે લાય-

કાત ન ધરાવનારાં બાળકોને પણ હાઈસ્કૂલની કેળવણી આપવાની માગણી કરનારાં કેટલાંક માબાપ હશે એ વાત મધ્યસ્થ કમિટીના ધ્યાનમાં છે. કમિટીને આવાં બાળકોને દાખલ કરવાનો વાંધો નથી, પરન્તુ હાઈસ્કૂલના શિક્ષણ માટે લાયકાતને ધોરણે પસંદ કરી શકાય તેટલી સંખ્યાનાં બાળકો ઉપરાંતનાં આ બાળકો હશે, અને તેમના શિક્ષણ માટેનું પૂરું આખું ખર્ચ તેમનાં માતપિતાએ આપવાનું રહેશે. જે બાળકો ઉચ્ચ શિક્ષણ માટે લાયક ન જણાયાં હોય તેમને ઉચ્ચ શિક્ષણ આપવા માટેનો પ્રબંધ કરવામાં જાહેર જનતાનાં નાણાં ખર્ચવાં એ યોગ્ય ગણાય નહિ.

આ ઉપરથી જણાશે કે ઉચ્ચ શિક્ષણ માટેનાં બાળકો પસંદ કરવાનું કાર્ય ઘણું અગત્યનું છે, અને તે પસંદગી કરવાની પદ્ધતિ બહુ વિચારપૂર્વક યોજવી જોઇએ. સામાન્ય રીતે જોતાં બાળકની તાત્કાલિક—તે ઉમરે પ્રાપ્ત કરેલી—લાયકાત કરતાં ભવિષ્યમાં ઉચ્ચ શિક્ષણનો લાભ ઉઠાવવાની તેની તાકાતના ધોરણ ઉપર આ પસંદગી થવી જોઇએ. આ માટે બાળકના અભ્યાસની શાળામાં રખાયેલી નોંધ, તેમ જ નિષ્ણાતો પાસે લેવાયેલી તેની પરીક્ષાનું પરિણામ લક્ષ્યમાં લેવાં પડશે. પસંદગી માટે, નીચે જણાવેલી પદ્ધતિ જે બીજા દેશોમાં સફળ થઈ છે તે આ દેશમાં પણ અજમાવી શકાય. પોતાની શાળાના જે વિદ્યાર્થીઓ શાળાના તેમના અભ્યાસની રીતસરની નોંધને આધારે અને શિક્ષકના પોતાના અભિપ્રાય પ્રમાણે હાઈસ્કૂલમાં દાખલ કરવા જેવા જણાતા હોય તેવાનાં નામ પ્રાથમિક શાળાના મુખ્ય શિક્ષકો મોકલી આપે. દરેક શાળાએ વિદ્યાર્થીઓની યોગ્ય સંસ્થાની ભલામણ કરી છે કે કેમ તે બાબતની તપાસ માટે તથા આ યાદીમાં યોગ્ય ફેરફાર અગર સુધારા વધારા કરવા માટે શાળાનિરીક્ષકો અને શાળાના મુખ્ય શિક્ષકો મસલત કરે. આ પ્રમાણે સુધારા વધારા કરેલી યાદીના ઉમેદવારોની એક સરખી સામાન્ય પરીક્ષા લેવામાં આવે. આ પરીક્ષા બહુ કઠણ ન હોય, અને તેમાં આવડત કરતાં ઉમેદવારની બુદ્ધિશક્તિ અને ઊંચી કેળવણી માટેની ગ્રહણશકિતની કસોટી થાય એવી હોવી જોઇએ. આ પરીક્ષા તેને માટે નક્કી કરેલી એક પરીક્ષક કમિટીએ લેવી. જે બાળકોને આ યાદીમાં દાખલ કરવામાં ન આવ્યાં હોય, પરન્તુ જેમનાં માતાપિતા તેમને હાઈસ્કૂલનું શિક્ષણ આપવા ઇચ્છતાં હોય તેમને આ પરીક્ષામાં બેસવાનો હક હોવો જોઈએ. હાઈસ્કૂલના શિક્ષણ માટે ઉમેદવાર બાળકો પસંદ કરવાની પદ્ધતિની આ માત્ર રૂપરેખા છે. આ ઉપરાંત બીજી પદ્ધતિઓ હોઈ શકે અને આ પદ્ધતિમાં સ્થાનિક પરિસ્થિતિને અનુકૂળ

ફેરફાર કરી શકાય. વળી, આ પરીક્ષાને અન્તે જેમને નાપસંદ કરવામાં આવે તેમને હાઈસ્કૂલની કેળવણીથી સર્વથા વંચિત રાખવાનો પણ ઉદ્દેશ નથી. આગળ ઉપર માધ્યમિક પાયાની શાળામાંથી કોઇક યોગ્ય સમયે બાળકોને હાઇસ્કૂલના શિક્ષણ માટે મોકલવાની સગવડ પણ રાખવી પડશે. જે બાળકોની બુદ્ધિશક્તિની પ્રગતિ જરા મોડી શરૂ થઇ હોય તેને માટે આવી સગવડ ખાસ કરવી પડશે.

(૩) અમુક બાળકોને, તેમની લાયકાત મુજબ પસંદ કરીને હાઈસ્કૂલની કેળવણી આપવાની યોજના બીજા દેશોમાં હાથ ધરવામાં આવી છે ત્યાં જોવામાં આવ્યું છે કે, કે ૧૧—૧૨ વર્ષની વયનાં છોકરાંમાં દર પાંચ છોકરાંએ એક છોકરું ઊંચી કેળવણીને માટે યોગ્ય જણાય છે. હિન્દુસ્તાન માટે આ પ્રમાણમાં ફેર હોવાનું કારણ જણાતું નથી. યુનિવર્સિટીની ડિગ્રી માટે ત્રણ વર્ષનો અભ્યાસક્રમ રાખવામાં આવે અને વચમાંના ઇન્ટરમિજિયેટના વર્ષનો સમય કાઢી નાંખવામાં આવે, તો ભવિષ્યમાં હાઈસ્કૂલના અભ્યાસ માટે છ વર્ષનો સમય લાગે, એટલે કે છથી અગિયાર ધોરણ સુધીનો એ અભ્યાસક્રમ થાય. આ વાત બધાએ સ્વીકારી છે. દર પાંચ છોકરાંમાંથી એક છોકરું ઉચ્ચ કેળવણીને લાયક ગણવામાં આવે તો બ્રિટિશ હિન્દનાં, શહેર તેમ જ ગામડાંના પ્રદેશનાં કુલ છોકરા તથા છોકરીઓમાંથી ઓછામાં ઓછાં ૭૨,૫૦,૦૦૦ વિદ્યાર્થીઓ માટે હાઇસ્કૂલોમાં સગવડ કરવી પડશે. ૧૯૪૦—૪૧ માં બ્રિટિશ હિન્દની હાઇસ્કૂલોમાંના ૯,૧૦,૧૧ અને ૧૨ માં ધોરણોમાં માત્ર ૪,૫૪,૧૪૦ વિદ્યાર્થીઓ હતા, આમાં છ થી આઠ ધોરણો જે હાઈસ્કૂલનો જ ભાગ ગણાય છે, તેના વિદ્યાર્થીઓની સંખ્યા ઉમેરવી જોઈએ. આ સંખ્યા જાણવામાં નથી, પણ આશરે ૫,૦૦,૦૦૦થી વધારે નહિ હોય એમ અનુમાન કરી શકાય. એટલે અત્યારની બધી હાઈસ્કૂલોમાં મળીને કુલ ૧૦,૦૦,૦૦૦થી વધારે વિદ્યાર્થીઓ નથી, આ રીતે ગણતાં હાલની હાઈસ્કૂલોની સંખ્યામાં કુલ ૬૨,૫૦,૦૦૦ વધારાના વિદ્યાર્થીઓ માટે સગવડ કરવાની રહેશે. હાઇસ્કૂલોનાં ધોરણોમાં ખાલી જગ્યા પડી રહેવાથી નકામું ખર્ચ થતું અટકાવવા માટે, એવો નિયમ કરવો જોઇએ કે મુખ્ય અધિકારીઓની ખાસ પરવાનગી સિવાય આખો અભ્યાસક્રમ પૂરો કર્યા સિવાય કોઈ વિદ્યાર્થીને અધવચથી કાઢી લઈ શકાશે નહિ. શાળાના સંચાલકો અને બાળકોનાં માતપિતાને આ બાબતની બરાબર સમજણ પાડવી જોઈએ, અને આ માટેની બાંહેધરી તેમનીપાસેથી, વિદ્યાર્થી દાખલ થવા આવે તે જ વખતથી લેવી જોઈએ.

(૪) હાઈસ્કૂલના શહેર અને ગામડાંના વિસ્તાર માટે બે અલગ ભાગ પાડ-

વાના પ્રશ્ન ઉપર બહુ કાળજીપૂર્વક વિચાર કરવાની જરૂર છે. ૧૯૪૦—૪૧ ના આંકડા ઉપરથી જણાય છે કે બ્રિટિશ હિન્દની કુલ ૩૮૯૧ હાઈસ્કૂલોમાંથી ૨૩૧૦ હાઇસ્કૂલો શહેરી વિભાગમાં, એટલે કે ૫૦૦૦ કરતાં વધારે વસ્તીવાળાં શહેરોમાં આવેલી છે; જો કે આ પ્રદેશનો કુલ વિસ્તાર આખા વિસ્તારનો માત્ર ૧/૧૦ જેટલો જ થાય છે. આ ઉપરથી સ્પષ્ટ અનુમાન થઇ શકે છે કે શહેરી વિસ્તારનો વધારે મોટો ભાગ હાઈસ્કૂલોનો લાભ લેવા તૈયાર છે, અગર તો ગામડાંના જે વિસ્તારનાં બાળકો હાઈસ્કૂલના શિક્ષણનો લાભ લેવા ઇચ્છે છે તેમને ગામડાં છોડી શહેરમાં આવી વસવું પડે છે. આ દેશમાં ગ્રામવિસ્તારમાં વસ્તી જે રીતે પથરાયેલી છે તે જોતાં આ પ્રમાણે બનવાનું તો અનિવાર્ય છે, અને જ્યાંસુધી હાઈસ્કૂલોની સંખ્યા મર્યાદિત છે ત્યાંસુધી શહેરી વિસ્તાર અને ગ્રામવિસ્તાર એમ બે વિભાગમાં હાઈસ્કૂલોને વહેંચી દેવાનું શકય પણ નથી. જે ગામડાં શહેરની લગોલગ આવેલાં હશે તે શહેરોની હાઇસ્કૂલોનો સ્વાભાવિક રીતે જ વધારે લાભ ઉઠાવશે. તેની સાથે એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે ગ્રામ વિસ્તારમાં હાઇસ્કૂલોની સંખ્યા વધારવાની, અને છાત્રાલયો તથા વાહનવ્યવહારની સગવડ કરીને દૂરના વિસ્તારનાં બાળકો એ હાઈસ્કૂલોનો લાભ લઈ શકે એવી વ્યવસ્થા કરવાની પણ અગત્ય છે જ. કેળવણીની નવી યોજનામાં, ખેતીવાડીનું શિક્ષણ આપતી હાઈસ્કૂલો ( agricultural Bias Highschool ) ને ખૂબ અગત્યનો ભાગ ભજવવાનો છે. એવી શાળાઓને પરિણામે ખેતીવાડીમાં સુધારો તેમજ ગ્રામોન્નતિના કાર્યમાં ફાયદો થશે, એટલું જ નહિ પણ ગામડાંમાં પાયાની કેળવણી માટે મોટી સંખ્યામાં શિક્ષકોની જરૂર પડશે, તે પણ મેળવવાનું આવી હાઈસ્કૂલો સાધન બનશે.

(૫) યુનિવર્સિટીના અભ્યાસ માટે પુરોગામી અભ્યાસ તરીકે જ માત્ર હાઈસ્કૂલના અભ્યાસની અગત્ય કદી પણ ગણવી ન જોઈએ, પણ એ શિક્ષણ પોતે જાતે જ સ્વયંસંપૂર્ણ હોવું જોઇએ. જેમ જેમ રાષ્ટ્રિય શિક્ષણની યોજનાનો ફેલાવો થતો જશે, તેમ તેમ હાઇસ્કૂલમાં દાખલ થનારા પ્રાથમિક પાયાની કેળવણીની શાળામાંથી જ વધુ સંખ્યામાં દાખલ થશે. તેથી એ જરૂરનું છે કે હાઈસ્કૂલોનાં નીચલાં ધોરણોનો અભ્યાસક્રમ પાયાની પ્રાથમિક કેળવણીની શાળાના અનુસંધાનમાં ઘડવો પડશે. હાઈસ્કૂલમાં ભણતા વિદ્યાર્થીઓમાં સૌથી વધારે બુદ્ધિશાળી વિદ્યાર્થીઓને યુનિવર્સિટીના શિક્ષણ માટે અથવા એટલી જ ઊંચી કક્ષાની બીજી શિક્ષણસંસ્થાઓમાં આગળ મોકલી આપવા એ હાઈસ્કૂલોનું બહુ

અગત્યનું કાર્ય ગણાશે. તેમ છતાં હાઇસ્કૂલોમાં ભણતા વિદ્યાર્થીઓના ઘણા મોટા ભાગને એવું શિક્ષણ મળવાની વ્યવસ્થા કરવી પડશે કે જેથી તે શિક્ષણને અંતે તેઓ કોઇ ઉદ્યોગ અગર ધંધામાં સરળતાથી પ્રવેશ કરવા માટે લાયકાત ધરાવી શકે. અત્યારે હાઈસ્કૂલના શિક્ષણમાં યુનિવર્સિટીના અભ્યાસક્રમની જરૂરિયાતો પ્રત્યે વધારે પડતું વજન મૂકવામાં આવે છે. જાહેર કેળવણીની સુવ્યવસ્થિત યોજનામાં, દર દસથી પંદર વિદ્યાર્થીઓમાં માત્ર એક જ વિદ્યાર્થી હાઈસ્કૂલ છોડયા પછી યુનિવર્સિટીમાં દાખલ થશે. એટલે હાઈસ્કૂલોમાં ભણતાં બાળકોનો બહુ મોટો ભાગ જે યુનિવર્સિટીમાં દાખલ થવાનો નથી, અને જેને શાળા છોડયા પછી તરત જ ઉપયોગી અને સારી કમાણીવાળા ધંધામાં દાખલ થવાની જરૂર પડશે, તેમની જરૂરિયાત મુજબના શિક્ષણની વ્યવસ્થા કરવા ઉપર વિશેષ ધ્યાન આપવું પડશે. આપણે એવી આશા રાખીએ, કે નજીકના ભવિષ્યમાં હાઈસ્કૂલનું શિક્ષણ વિશેષ ઊંચી કક્ષાનું થશે. એટલે સરકારી અગર ધંધાની સૌથી ઊંચી કક્ષાની નોકરીઓ સિવાયની બધી નોકરીઓ માટે યુનિવર્સિટીની ડિગ્રી કરતાં શાળાન્ત સર્ટિફિકેટ, અને તેની સાથે જ્યાં જરૂર જણાય ત્યાં, કોઈ ટેકનિકલ કે વેપારી શિક્ષણની તાલીમ મેળવવાની જ વિશેષ આવશ્યકતા ગણવામાં આવશે. આ પ્રમાણે દૃષ્ટિબિન્દુ બદલાવાથી, હાઈસ્કૂલોની વ્યવસ્થા અને અભ્યાસક્રમમાં મૂળગત ફેરફાર કરવાની જરૂર પડશે. સંસ્કારિતા કેળવવા માટે કોઈ એક અમુક મુકરર થયેલો ખાસ માર્ગ નથી, તેમ જ ટેકનિકલ કેળવણી લઈને, અગર વિજ્ઞાનનું કોઇ અમુક ધંધાદારી શિક્ષણ લઇને, કોઇપણ છોકરો કે છોકરી, સાહિત્ય, ઇતિહાસ વગેરેના જેટલી જ સંસ્કારિતા પ્રાપ્ત કરી શકે છે એ વાત અત્યારે સર્વમાન્ય થયેલી છે. એટલે સંસ્કારિતાનું શિક્ષણ અને ધંધાદારીનું શિક્ષણ એ બેનો સમન્વય કરવાનું કામ અત્યારે ખાસ મુશ્કેલ રહ્યું નથી. હાઈસ્કૂલોનાં ઉપલાં ધોરણોના અભ્યાસક્રમમાં કોઇ ધંધાદારી શિક્ષણમાં રસ ઉત્પન્ન કરવાની, અગર તેના ખાસ શિક્ષણની વ્યવસ્થા કરવાની ખાસ જરૂર છે. અત્યારે તો બધી હાઇસ્કૂલો યુનિવર્સિટીએ અને પરીક્ષક મંડળોએ નક્કી કરેલો અભ્યાસક્રમ શીખવવાની જૂની પદ્ધતિની ઘરેડમાં ચાલ્યા કરે છે, એટલે અભ્યાસના ક્ષેત્રમાં તેમ જ યોજનામાં કાંઈ વિવિધતા લાવવાનો અવકાશ રહેતો જ નથી.

(૬) નવી યોજના મુજબની હાઈસ્કૂલો બે પ્રકારની થવી જોઇએ: (૧) સાહિત્ય વગેરે શીખવનારી અને (૨) ટેકનિકલ હાઇસ્કૂલો. આ બન્નેમાં મોટા, વિશાળ—પણ કોઈ રીતે અભેદ્ય નહિ એવા—ભેદ પાડીએ, તો પહેલા પ્રકારની

શાળાઓમાં સાહિત્ય, કલા અને શુદ્ધ વિજ્ઞાન શીખવવામાં આવશે, અને બીજા વિભાગમાં વિજ્ઞાનનું ધંધાદારી શિક્ષણ, ઔદ્યોગિક શિક્ષણ અગર વ્યાપારી શિક્ષણ આપવામાં આવશે. આ બન્ને વિભાગોમાં પ્રાથમિક ધોરણોમાં (જેને મિડલ-સ્કૂલો કહેવામાં આવે છે તેમાં) તો એક સરખું જ શિક્ષણ આપવામાં આવશે, અને બન્નેમાં મધ્યબિન્દુ સાહિત્ય અને તેને અંગેના વિષયો જ સામાન્ય રીતે રહેશે. આ બન્ને વિભાગોમાં કલાનું અને સંગીતનું શિક્ષણ એ અભ્યાસક્રમના અગત્યના વિષયો હોવા જોઇએ, અને બધી વિદ્યાર્થિનીઓને ગૃહવિજ્ઞાનનો વિષય શીખવવો જોઇએ. જે પ્રદેશમાં આ હાઈસ્કૂલો આવેલી હોય તેની પરિસ્થિતિ ઉપર, અને શિક્ષણ પૂરું થયા પછી વિદ્યાર્થીઓને કેવી જાતની નોકરી કે ધંધો મળવાનો સંભવ છે તેના ઉપર કયા પ્રકારની કેટલી હાઇસ્કૂલો કાઢવી તે બાબત-નો આધાર રહેશે. કોઈપણ પ્રદેશની વસ્તી એટલી મોટી હોય, કે સારી સંખ્યામાં હાઇસ્કૂલો તેમાં ઉઘાડી શકાય, તો તે પ્રદેશની જરૂરિયાત પૂરી પાડવા માટે, તેમ જ વિદ્યાર્થીઓના પોતાના માનસિક વલણની દૃષ્ટિએ, વિવિધ પ્રકારની હાઈસ્કૂલો ઉઘાડી શકાશે. એક શાળામાંથી બીજી શાળામાં દાખલ થવાનો, ખાસ કરીને પ્રથમના વર્ગોમાં, બહુ સરળતાથી અવકાશ હોવો જોઈએ. જે નાના વિસ્તારમાં માત્ર એક એક જ હાઇસ્કૂલ કાઢી શકાય, ત્યાં તે શાળામાં જ અભ્યાસ-ક્રમ પસંદ કરવાનો સંપૂર્ણ અવકાશ વિદ્યાર્થીને રહી શકે એવી વ્યવસ્થા હોવી જોઈએ. ગ્રામવિસ્તારોમાં, જ્યાં ઉપર જણાવેલાં કારણો મુજબ વિદ્યાર્થીઓ પોતાનાં ખેતરોમાં અગર બીજે ખેતીવાડીનું કામ પસંદ કરે એવો સંભવ હોય, ત્યાં અભ્યાસક્રમમાં ખેતીના શિક્ષણ ઉપર વધારે ઝોક આપવો જોઈએ. કેવા પ્રકારની શાળાઓ કાઢવી, અને કયા પ્રકારનો અભ્યાસક્રમ રાખવો, તેનો મુખ્ય આધાર જે પ્રદેશમાં શાળાઓ ઉઘાડવામાં આવે તેના ઉપર રહેશે, તેમ છતાં એ ખાસ યાદ રાખવું જોઈએ, કે ઔદ્યોગિક કે વેપારી જીવન માટે જેમણે નિર્ણય ન કર્યો હોય તેવા વિદ્યાર્થીઓના મોટા ભાગનાને પણ દુનિયાના વ્યવહારમાં ઉપયોગી શિક્ષણ (Practical Course)થી જ એકંદરે વધારે લાભ થશે.

(૭) દરેક પ્રકારની હાઇસ્કૂલમાં બોધભાષા (medium of instruction) વિદ્યાર્થીની માતૃભાષા જ હોવી જોઇએ. ફરજિયાત બીજી ભાષાના શિક્ષણ તરીકે અંગ્રેજી શીખવાવું જોઇએ. દરેક વિદ્યાર્થીને ગણિત અને વિજ્ઞાનનાં મૂળતત્ત્વોની સામાન્ય માહિતી હોવી જોઇએ. શારીરિક તાલીમ ફરજિયાત રાખવી જોઇએ. ફરજિયાત અને ઐચ્છિક વિષયો વચ્ચે બહુ સ્પષ્ટ ભેદ રાખવાનું કદાચ ઇષ્ટ, આ

તખકકે, ન ગણાય. સંજોગો અને પરિસ્થિતિ અનુસાર વિષય શિક્ષણનું ક્ષેત્ર બને તેટલું વિશાળ રાખવું, અને વિદ્યાર્થીના પોતાના મનનું વલણ અને તેના ભવિષ્યના ધંધા કે ઉદ્યોગને માટે જરૂરી બાબતો ધ્યાનમાં રાખી દરેક વિદ્યાર્થીને તેની વ્યક્તિગત યોગ્યતા મુજબનું શિક્ષણ મળવાની વ્યવસ્થા થવી જોઇએ. નીચે જણાવેલા વિષયોની યાદીમાત્ર સૂચનરૂપ છે, બધા જ વિષયોનો એમાં સમાવેશ થઈ જતો નથી. શાળાન્ત પરીક્ષાના ધોરણ સુધી દરેક વિદ્યાર્થીએ બધા જ વિષયોનો અભ્યાસ કરેલો હોવો જોઈએ એમ કહેવાનો હેતુ નથી. એમાંના કેટલાક વિષયો શાળાનાં છેક ઉપલાં ધોરણોને અનુકૂળ ગણી શકાય.

### સાહિત્યના વિષયો શીખવનારી શાળાઓ

(૧) માતૃભાષા
(૨) અંગ્રેજી
(૩) પ્રાચીન ભાષાઓ
(૪) હિન્દની અર્વાચીન ભાષાઓ
(૫) ઇતિહાસ (હિન્દનો અને જગતનો)
(૬) ભૂગોળ (હિન્દની અને જગતની)
(૭) ગણિત
(૮) વિજ્ઞાન ( પદાર્થવિજ્ઞાન, રસાયણશાસ્ત્ર, જીવશાસ્ત્ર, શરીરશાસ્ત્ર, આરોગ્યશાસ્ત્ર )
(૯) અર્થશાસ્ત્ર
(૧૦) કૃષિશાસ્ત્ર
(૧૧) નાગરિકશાસ્ત્ર (civics)
(૧૨) કલા
(૧૩) સંગીત
(૧૪) શારીરિક તાલીમ

### ટેક્નિકલ હાઈસ્કૂલો

(૧) માતૃભાષા
(૨) અંગ્રેજી
(૩) અર્વાચીન ભાષાઓ
(૪) ઇતિહાસ (હિન્દનો અને જગતનો)
(૫) ભૂગોળ (હિન્દની અને જગતની)
(૬) ગણિત
(૭) પદાર્થવિજ્ઞાન
(૮) રસાયણશાસ્ત્ર
(૯) જીવશાસ્ત્ર
(૧૦) અર્થશાસ્ત્ર
(૧૧) ટેક્નોલૉજીના વિષયો (લક્કડકામ, ધાતુકામ, ઇજનેરીનાં મૂળતત્ત્વો, ડ્રૉઈંગ–સપ્રમાણ માપનું વગેરે )
(૧૨) વેપારીશાસ્ત્ર
(૧૩) કૃષિશાસ્ત્ર
(૧૪) કલા ( ઔદ્યોગિક અને વેપારી ઉપયોગ માટે ડિઝાઈનિંગ )
(૧૫) સંગીત
(૧૬) શારીરિક તાલીમ.

## કન્યાઓ માટેની હાઈસ્કૂલો

ઉપર જણાવેલા વિષયોમાંથી યોગ્ય પસંદગીના વિષયો ઉપરાંત અમુક લાયક ઉમરે દરેક બાળા માટે ગૃહવિજ્ઞાનનો વિષય ફરજિયાત રાખવો.

(૮) શાળા છોડયા પછી મોટા ભાગના વિદ્યાર્થીઓ કોઈ પણ નોકરીધંધામાં દાખલ થવાનો પ્રયત્ન કરવા લાગી જશે એ અગાઉ જણાવેલું છે. છતાં આમાંના કેટલાક ટકા વિદ્યાર્થીઓને, બીજાં એકથી ત્રણ વર્ષ સુધીની વિશેષ તાલીમ લેવાની ઇચ્છા હોવાનો સંભવ છે. માટે તેઓ શાળાના પૂરા સમયની અગર અમુક થોડા સમય માટે તાલીમ લઇ શકે. આવું શિક્ષણ લેવાનો તેમનો હેતુ એ હોય છે, કે જે ધંધા અગર જગ્યાઓ માટે ખાસ વિશિષ્ટ પ્રકારની તાલીમની જરૂર હોય, તે જાતની તાલીમ આ જાતના શિક્ષણથી તે મેળવી શકે. આ જાતની વિશેષ તાલીમના પ્રકાર અને તેના ક્ષેત્ર વિશે, તેમજ તેને માટે કેવી સગવડ થવી જોઇએ તે બધું ટેકનોલૉજિકલ શિક્ષણના પ્રકરણમાં ચર્ચવામાં આવ્યું છે. હાઈસ્કૂલમાંથી શિક્ષણ પૂરું કરી ધંધે લાગવા ઇચ્છનારાઓની વ્યવસ્થા કરવા માટેની માહિતી "કામ શોધી આપનાર સંસ્થાઓ (Employment Bureaus)" ના પ્રકરણમાં જોવાથી મળશે. ભવિષ્યની હાઇસ્કૂલોમાં હવેના સમયની પ્રજાના સૌથી બુદ્ધિમાન યુવાનો અભ્યાસ કરતા હશે એવી આશા રાખવી તે અયોગ્ય ન ગણાય; એટલે તેઓના શ્રમ અને અભ્યાસને માટે સૌથી ઉત્તમ ક્ષેત્ર મળશે, અને તે સર્વ રીતે સફળ થશે એ બાબત ઉપર જેટલો ભાર મૂકીએ તેટલો ઓછો ગણાય.

નજદીકના ભવિષ્યમાં, હાઈસ્કૂલમાં અભ્યાસ કરેલા વિદ્યાર્થીઓએ એક અગત્યની રાષ્ટ્રિય જરૂરિયાત પૂરી પાડવાનું કાર્ય કરવું પડશે એ બાબત વિશે અહીં ખાસ ઉલ્લેખ કરવો જોઇએ. દેશની આખી પ્રજાને ફરજિયાત શિક્ષણ આપવાના વિશાળ કાર્ય માટે હજારો શિક્ષકોની જરૂર પડશે, અને ભવિષ્યના શિક્ષક માટે મૅટ્રિક્યુલેશન જેટલો અભ્યાસ આપણે આવશ્યક ગણ્યો છે, એટલે આ માગણી પૂરી પાડવાનું કામ હાઇસ્કૂલોએ કરવું પડશે, શિક્ષકના ધંધા ઉપરાંત, સામાજિક સેવાના કાર્યક્ષેત્રના વિકાસની કોઈ પણ વિશાળ યોજના માટે ડૉકટરો અને નર્સોની ઘણી મોટી સંખ્યાની જરૂર પડશે. અત્યારે આ કાર્ય માટે બહુ થોડી સંખ્યા મળે છે, તે જોતાં સારી યોગ્યતાવાળી બાળાઓ—શિક્ષિકાનું તેમ જ ડૉકટરી ધંધાનું કામ કરવા માટે—સારી સંખ્યામાં તૈયાર

કરવાનો પ્રશ્ન કન્યાઓ માટેની હાઇસ્કૂલોએ સૌથી પ્રથમ હાથ ધરવો પડશે. અત્યારે હાઈસ્કૂલોનાં ઉપલાં ધોરણોમાં ભણતા સાડાચાર લાખ વિદ્યાર્થીઓમાં માત્ર ૪૦,૦૦૦ કન્યાઓ છે. સામાન્ય બુદ્ધિને રુચે એટલા સમયમાં સર્વવ્યાપી રાષ્ટ્રિય કેળવણીનો પ્રચાર કરવો હશે તો કન્યાકેળવણીની પ્રગતિ ઘણી ત્વરાથી કરવી જોઈશે.

(૯) આ પ્રકરણમાં જણાવેલી નવી યોજના પ્રમાણેની હાઈસ્કૂલો માટેના કુલ ખર્ચના અંદાજી આંકડા પરિશિષ્ટના (क) કોષ્ઠકમાં આપવામાં આવ્યા છે. તેમાં પ્રાન્તવાર, પછી બ્રિટિશ હિન્દમાં કુલ ખર્ચના અને દેશી રાજ્યોના અડસટ્ટે આંકડા આપવામાં આવ્યા છે. કેળવણીનાં પ્રથમનાં વર્ષોમાં ખર્ચનો સૌથી મોટો આંકડો શિક્ષકના પગારનો થશે. એ આંકડો કુલ ખર્ચના આશરે ૭૦ ટકા જેટલો થશે. હાઈસ્કૂલના ગ્રૅજ્યુએટ અને નૉનગ્રૅજ્યુએટ શિક્ષકો માટે, તેમ જ મુખ્ય શિક્ષકો માટે, શાળાની વિશાળતાના પ્રમાણમાં, પગારોનાં યોગ્ય ધોરણ બૉર્ડે નક્કી કર્યાં છે. એ ધોરણો તે શિક્ષકો માટેના **ઓછામાં ઓછા પગારનાં** ધોરણો છે એ બાબત બૉર્ડે બહુ સ્પષ્ટતાથી જણાવી છે. અને આ ધોરણો અમલમાં નહિ મૂકવામાં આવે તો યોગ્ય લાયકાતવાળા શિક્ષકો અને શિક્ષિકાઓ નહિ મળી શકે એ વાત ભાર દઇને જણાવી છે. શિક્ષકો અને શિક્ષિકાઓ માટે જે ઓછામાં ઓછા પગારનું ધોરણ મધ્યસ્થ સભાએ નક્કી કર્યું છે તે નીચે જણાવવામાં આવ્યું છે:

હાઈસ્કૂલોમાં નૉનગ્રૅજ્યુએટ તાલીમ લીધેલા શિક્ષકો:—

માસિક પગાર રૂ. ૪૦-૨-૮૦+૬$\frac{૧}{૪}$ ટકા પ્રોવિડન્ટ ફંડ ખાતે ભરવાના.

ગ્રામવિસ્તારમાં ઘરભાડાના ૧૦ ટકા. જ્યાં જીવનનિર્વાહનું ધોરણ વધારે ઊંચું હોય, અગર બીજી કોઇ ખાસ પરિસ્થિતિ હોય, ત્યાં સંજોગો પ્રમાણે ૫૦ ટકા સુધીનો વધારો.

હાઈસ્કૂલોમાં ગ્રૅજ્યુએટ તાલીમ લીધેલા શિક્ષકો:—

માસિક પગાર રૂ. ૭૦-૫-૧૫૦+૬$\frac{૧}{૪}$ ટકા પ્રોવિડન્ટ ફંડ ખાતે ભરવાના.

ગ્રામવિસ્તારમાં ઘરભાડાના ૧૦ ટકા. જ્યાં જીવનનિર્વાહનું ધોરણ વધારે ઊંચું હોય, અગર બીજી કોઈ ખાસ પરિસ્થિતિ હોય, ત્યાં સંજોગો પ્રમાણે ૫૦ ટકા સુધીનો વધારો.

હેડમાસ્તરો અને હેડમિસ્ટ્રેસો:—

| | | |
|---|---|---|
| ૨૫૦ જેટલી સંખ્યાની શાળા માટે માસિક પગાર | રૂ. | ૧૭૫–૧૦–૨૫૫ |
| ૫૦૦ ,, ,, ,, ,, ,, | રૂ. | ૨૫૦–૧૦–૩૫૦ |
| ૫૦૦ ઉપરની ,, ,, ,, ,, | રૂ. | ૩૫૦–૧૦–૫૦૦ |

આ ઉપરાંત મધ્યસ્થ સમિતિએ એવી ભલામણ કરી છે, કે હાઇસ્કૂલોના ઉપલા દરજ્જાના શિક્ષકો માટે કેટલીક ખાસ જવાબદારીનાં કાર્યો માટેની જગ્યાઓ રાખવી અને તેને માટે પગાર ઉપરાંત માસિક રૂ. ૨૦ વધારાના આપવા. આ શિક્ષકોને અમુક ખાસ અભ્યાસના વિભાગો સોંપવામાં આવે; જેમકે ભાષા-શિક્ષણ, વિજ્ઞાન વગેરે. અગર શાળાને અંગેના પુસ્તકાલયનું, રમતગમતનું, છાત્રાલયોનું વગેરે ખાસ કાર્યો સોંપવામાં આવે.

ઉપર જણાવેલા પગારના ધોરણે કુલ ખર્ચના આંકડા નીચે મુજબ ગણવામાં આવ્યા છે :—

બ્રિટિશ હિન્દમાં ૧૧ થી ૧૭ સુધીની વયના હાઇસ્કૂલના વિદ્યાર્થીઓની કુલ સંખ્યા ૭૨,૫૨,૯૨૦ (૧૯૪૦ થી ૪૧ ના જાહેર તંદુરસ્તી ખાતાના કમિશનરના રિપોર્ટ ઉપરથી આ આંકડા લીધેલા છે). આમાંના ૩૯,૦૯,૭૯૪ વિદ્યાર્થીઓ હાઈસ્કૂલોનાં નીચલાં ધોરણોમાં અભ્યાસ કરતા હશે, અને ૩૩,૪૩,૧૨૯ ઉપલાં ધોરણોમાં અભ્યાસ કરતા હશે. દર વીસ વિદ્યાર્થીઓએ એક શિક્ષક એમ આપણે સરાસરી શિક્ષકોની સંખ્યા ગણીએ, કારણ કે આમાં હેડમાસ્તરો જેમને થોડા શિક્ષણકામ ઉપરાંત વધારે સમય વહીવટી કામ કરવામાં વ્યતીત કરવાનો હશે તેમનો, અને કેટલા શિક્ષકોને ખાસ જવાબદારીનું કામ સોંપાયાને લીધે શિક્ષણના કામમાં અમુક પ્રમાણમાં થોડો સમય તે આપી શકશે, તેમનો સમાવેશ કરવો પડશે. આ ધોરણે ગણતરી કરતાં બ્રિટિશ હિન્દમાં હાઈસ્કૂલો માટે કુલ ૩,૬૨,૬૪૦ શિક્ષકો જોઇશે. દરેકેદરેક હાઇસ્કૂલને છ વર્ષના અભ્યાસક્રમનું શિક્ષણ આપતી એક સ્વતંત્ર સંસ્થા તરીકે ગણીને તેની વ્યવસ્થા કરવી જોઈએ. જોકે વહીવટની સરળતા ખાતર તેમાં નીચલાં અને ઉપલાં ધોરણો પ્રમાણે બે વિભાગ પાડવા પડશે. ગ્રૅજ્યુએટ શિક્ષકોને ઉપલાં ધોરણો અને નૉન-ગ્રૅજ્યુએટ શિક્ષકોને નીચલાં ધોરણો સોંપવાં એવો નિયમ કોઈ રીતે કરવામાં આવ્યો નથી. તેથી નીચલાં અને ઉપલાં ધોરણોના વિદ્યાર્થીઓની સંખ્યા અનુસાર ગ્રૅજ્યુએટ અને નૉનગ્રૅજ્યુએટ શિક્ષકોની ગણતરી કરવામાં આવી નથી,

પરંતુ શાળાની સંખ્યા પ્રમાણે અધ ભાગના ગ્રેજ્યુએટ અને અર્ધા ભાગના નૉનગ્રૅજ્યુએટ શિક્ષકો એ પ્રમાણે ગણતરી કરવામાં આવી છે. એવું ધારવામાં આવ્યું છે કે સમય જતાં શાળાઓમાંની અર્ધી ગ્રામવિસ્તારમાં અને અર્ધી શહેરી વિસ્તારમાં હશે, અને ગ્રામવિસ્તારના શિક્ષકોને માટે કાંતો ઘર પૂરાં પાડવાની અગર ૧૦ ટકા જેટલું ઘરભાડું આપવાની વ્યવસ્થા કરવી પડશે, તેમજ શહેરી વિસ્તારના શિક્ષકોને જીવનનિર્વાહનાં સાધનોના વિશેષ ખર્ચને કારણે ૩૩⅓ ટકા જેટલો વધારો આપવો પડશે. આ જાતનો વધારો શહેરોની પરિસ્થિતિ પ્રમાણે રહેશે અને ઘણાં મોટાં શહેરોમાં તે વધારીને ૫૦ ટકા જેટલો પણ કરવો પડશે. કોઈ ખાસ સંજોગોમાં આ જાતનો વધારો ગ્રામવિસ્તારમાં પણ કરવો પડશે. પગારના દરેક ગ્રેડ માટે એકંદરે ૬¼ ટકાના પ્રોવિડન્ટ ફંડનો એકસરખો દર આપવાની ગણતરી કરવામાં આવી છે.

આ રીતે ગણતાં રૂ. ૪૦–૨–૮૦ ના સ્કેલના નૉનગ્રૅજ્યુએટ શિક્ષકોનો સરાસરી વાસ્તવિક માસિક પગાર રૂ. ૬૧.૫ થશે અને રૂ. ૭૦–૫–૧૫૦ ના સ્કેલના ગ્રૅજ્યુએટ શિક્ષકોનો સરાસરી માસિક પગાર રૂ. ૧૧૮.૭ થશે.

આ પ્રમાણે શિક્ષકોના પગાર અને વધારા વગેરેની ગણતરીના આંકડામાં મુખ્ય શિક્ષકો અને ખાસ જવાબદારીના કામવાળા શિક્ષકોના પગાર ગણવા માટે ૧૦ ટકાનો ઉમેરો કરવામાં આવ્યો છે. શાળાઓ માટે કેટલા મુખ્ય શિક્ષકો જોઈશે તેનો ચોકસ આંકડો નક્કી કરી શકાય તેમ નથી, કારણ કે અભ્યાસક્રમ કેટલો વિસ્તારી છે તેના પ્રમાણમાં તેમ જ જુદા જુદા પ્રદેશમાં વિદ્યાર્થીઓની સંખ્યાના પ્રમાણમાં મુખ્ય શિક્ષકોની સંખ્યાનું પ્રમાણ વધતું ઓછું હશે.

હાઈસ્કૂલોના કુલ ખર્ચના ૭૦ ટકા જેટલી રકમ શિક્ષકોના પગારના ખર્ચ તરીકે ગણી શકાય. બાકીના ૩૦ ટકામાં શાળાના મકાન માટે ધીરેલાં નાણાં, મેડિકલ ઈન્સ્પેક્શન, પુસ્તકો, શિક્ષણનાં સાધનો, અને બીજાં સાહિત્યો અને વહીવટી ખર્ચનો સમાવેશ થશે.

આ પ્રમાણેની ગણતરી મુજબ હાઇસ્કૂલો માટેના વિગતવાર ખર્ચના આંકડા નીચે જણાવ્યા પ્રમાણે થાય છે:—

| | |
|---|---|
| હાઈસ્કૂલોમાં કુલ વિદ્યાર્થીઓની સંખ્યા | ૭૨,૫૨,૯૨૦ |
| નીચલાં ધોરણોમાં વિદ્યાર્થીઓની સંખ્યા | ૩૯,૦૯,૭૯૪ |
| ઉપલાં „ „ „ | ૩૩,૪૩,૧૨૬ |

દર વીસ વિદ્યાર્થીઓએ એક શિક્ષક પ્રમાણે ગણતાં
શિક્ષકોની કુલ સંખ્યા ૩,૬૨,૬૪૦
નૉનગ્રૅજ્યુએટ શિક્ષકોની કુલ સંખ્યા ૧,૮૧,૩૨૦
ગ્રૅજ્યુએટ „ „ „ ૧,૮૧,૩૨૦

નોંધઃ—ઉપર જણાવેલાં કારણોને લીધે હાઇસ્કૂલોનાં નીચલાં અને ઉપલાં ધોરણોના વિદ્યાર્થીઓની સંખ્યાના પ્રમાણમાં ગ્રૅજ્યુએટ અને નૉનગ્રૅજ્યુએટ શિક્ષકોની સંખ્યા નક્કી કરવામાં આવી નથી. રૂ.

૧,૮૧,૩૨૦ નૉનગ્રૅજ્યુએટ શિક્ષકોનો સરાસરી રૂ. ૬૧.૫
માસિક પગાર ગણીને વર્ષનું કુલ ખર્ચ ૧૩,૩૮,૧૪,૧૬૦
૬¼ ટકા પ્રોવિડન્ટ ફંડમાં જવાના ૮૩,૬૩,૩૮૫
નૉનગ્રૅજ્યુએટ શિક્ષકોમાંના અર્ધાને શહેરી ત્રિસ્તારમાં ૩૩⅓
ટકાનો વધારો ૨,૨૩,૦૨,૩૬૦
„ „ „ „ ગ્રામવિસ્તારમાં ૧૦
ટકા ઘરભાડાના ૬૬,૯૦,૭૦૮

„ „ „ „ પગાર તથા વધારા વગેરે-
નું કુલ ખર્ચ ૧૭,૧૧,૭૦,૬૧૩

૧,૮૧, ૩૨૦ ગ્રૅજ્યુએટ શિક્ષકોનો સરાસરી માસિક પગાર
૧૧૮.૭ પ્રમાણે વાર્ષિક ખર્ચ ૨૫,૮૨,૭૨,૨૦૮
૬¼ ટકા પ્રોવિડન્ટ ફંડના ૧,૬૧,૪૨,૦૧૩
ગ્રૅજ્યુએટ શિક્ષકોમાંના બધાને શહેરી વિસ્તારમાં ૩૩⅓
ટકાનો વધારો ૪,૩૦,૪૫,૩૬૮
„ „ „ ગ્રામવિસ્તારમાં ૧૦
ટકા ઘરભાડાના ૧,૨૯,૧૩,૬૧૦

„ „ „ ના પગાર, વધારા વગેરેનું કુલ ખર્ચ ૩૩,૦૩,૭૩,૧૯૯

ગ્રૅજ્યુએટ અને નૉનગ્રૅજ્યુએટ શિક્ષકોને માટેનું કુલ ખર્ચ ૫૦,૧૫,૪૩,૮૧૨
હેડમાસ્તરો—વગેરેના પગારના ખર્ચના ૧૦ ટકાનો ઉમેરો ૫,૦૧,૫૪,૩૮૧

બીજું ખર્ચ :—
(મકાનો માટે લોન, સાધનો, સાહિત્યો, વહીવટી ખર્ચ વગેરે) ૨૩,૬૪,૪૨,૦૮૩

| | |
|---|---|
| એકંદરે કુલ ખર્ચ | ૭૯,૮૧,૪૦,૨૭૬ |
| દરેક વિદ્યાર્થી દીઠ વાર્ષિક ખર્ચ | ૧૦૯ |

ખર્ચનું જે ધોરણ સામાન્ય હાઈસ્કૂલો માટે ગણવામાં આવ્યું છે તે જ ધોરણ ટેક્નિકલ શાળાઓ માટે પણ ગણવામાં આવ્યું છે, જો કે ટેક્નિકલ સ્કૂલોનાં ઉપલાં ધોરણોમાં પ્રયોગાત્મક શિક્ષણ વિશેષ હોવાને કારણે તેને માટેનાં સાધનો વગેરેનું વિશેષ ખર્ચ થાય. પરંતુ બીજી રીતે જોતાં સામાન્ય હાઇસ્કૂલોના મકાન-માં જ તેના એક વિભાગ તરીકે કેટલેક સ્થળે ટેક્નિકલ હાઈસ્કૂલો રાખી શકાશે; એટલે મકાન, પ્રયોગશાળા, અને ત્યાંના ખાસ વિષયોના શિક્ષકોનો શિક્ષણ માટે ઉપયોગ કરીને કેટલુંક ખર્ચ બચાવી શકાશે.

(૧૦) બ્રિટિશ હિન્દમાં, માધ્યમિક શિક્ષણ માટેની અત્યારે જે માહિતી મળી શકે છે તે મુજબ હાલ છોકરાઓની માધ્યમિક શાળાઓમાં ખર્ચની વ્યવસ્થા નીચે મુજબ કરવામાં આવે છે:—

| | | | |
|---|---|---|---|
| ફીની આવકમાંથી | ૬૦.૩ ટકા | સ્થાનિક સંસ્થાઓમાંથી | ૩.૭ ટકા |
| સરકારી ગ્રાન્ટમાંથી | ૨૫.૯ ટકા | ફંડોનાં વ્યાજ વગેરેમાંથી | ૧૦.૧ ટકા |

કન્યાઓ માટેની માધ્યમિક શાળાઓની ગ્રાન્ટો વધારે હોય છે અને ગણ-તરી કરતાં તે ખર્ચના ૩૮.૮ ટકા જેટલી થાય છે. આ આંકડા આખા દેશના જુદા જુદા પ્રાન્તના આંકડાની સરાસરી પ્રમાણેના છે, અને દેશના જુદા જુદા ભાગમાં સરકાર તરફથી હાઇસ્કૂલોને મળતી ગ્રાન્ટોનું ધોરણ જુદું જુદું હોય છે.

ઇંગ્લૅન્ડમાં, સને ૧૯૩૮ના બોર્ડ ઑફ એજ્યુકેશનના રિપોર્ટ પ્રમાણે, ગ્રાન્ટ લેનારી માધ્યમિક શાળાઓમાં ૪૬.૯ ટકા વિદ્યાર્થીઓ તદ્દન માફી ભણતા હતા અને ૯.૭ ટકા ઓછી ફી ભરતા હતા. આ ધ્યાનમાં લઇએ તો, હિન્દની હાઇ-સ્કૂલોમાં માફી ભણનારા અને થોડી ઓછી ફી ભરનારા વિદ્યાર્થીઓની સંખ્યા ૫૦ ટકા જેટલી ગણવી પડશે અને તે મુજબ ઊપજખર્ચમાં અસર થશે. કુલ

૭૨,૫૩,૯૨૦ વિદ્યાર્થીઓમાંથી ૩૬,૨૬,૪૬૦ પાસેથી ફીની આવક બિલકુલ નળશે નહિ, અને એટલી જ સંખ્યા પોતાને ભણવાનું ખર્ચ આપશે. જે ફી આપશે તે સારી સ્થિતિવાળાં અને સુખી કુટુંબોનાં બાળકો હશે એમ આપણે માનીએ, એટલે તેઓ દરેક સરાસરી માસિક રૂ. ૬ ફીના આપશે એમ ગણી શકાય. આ રીતે ફીમાંથી કુલ આવક રૂ. ૨૬,૧૧,૦૫,૧૨૦ થશે. આ આંકડો કુલ ખર્ચના ૩૦ ટકા જેટલો થાય છે; એટલે ખર્ચના બાકીના ૭૦ ટકા સરકારી ગ્રાંટ અને બક્ષિસ અગર લવાજમોમાંથી વસૂલ કરવાના રહેશે. હિન્દ જેવા દેશમાં કેળવણી માટેની બક્ષિસો અને લવાજમો પ્રમાણમાં બહુ અલ્પ હોય છે; તેથી એ રીતે ખર્ચના ૫ ટકાથી વધારે રકમ મળી શકે એવો સંભવ જણાતો નથી. અત્યારે બ્રિટિશ હિન્દના પ્રાન્તોમાંની હાઈસ્કૂલોમાં બેથી સાત ટકા સુધી બક્ષિસ અને લવાજમોની રકમો મળે છે તે વસ્તુસ્થિતિને આધારે ઉપરની ગણતરી કરવામાં આવી છે; એટલે આ બન્ને રીતે હાઈસ્કૂલોના કુલ ખર્ચના ૩૫ ટકા જેટલી આવક મળે એમ ગણીએ તો રાજ્યે પ્રજાનાં નાણાંમાંથી બાકીના ૬૫ ટકા જેટલી રકમ પૂરી કરવાની રહેશે. આ પ્રકરણમાં બ્રિટિશ હિન્દમાં હાઈસ્કૂલોની જે જાતની રૂપરેખા દોરવામાં આવી છે તેનું કુલ ખર્ચ લગભગ પચાસ કરોડ રૂપિયા જેટલું થશે.

**(૧૧)** પાયાની અને ખાસ કરીને પ્રાથમિક પાયાની કેળવણીના વિસ્તાર ઉપર હાઈસ્કૂલોની પ્રગતિનો આધાર રહેશે, અને હાઈસ્કૂલોના નીચલા વર્ગોમાં ફરજિયાત કેળવણી માટે જેટલી સંખ્યા લાવી શકાશે તે પ્રમાણે એ પ્રગતિની ગણતરી કરવામાં આવશે. અત્યારે પ્રાથમિક શાળાઓમાં અભ્યાસ કરતાં છોકરા છોકરીઓમાંનાં સંખ્યાબંધ બાળકો હાઇસ્કૂલોમાં દાખલ થવાની લાયકાત ધરાવનારાં હશે, છતાં, જો આર્થિક અડચણ દૂર કરવામાં આવે તો, ફરજિયાત પાયાની કેળવણી દાખલ થયા પછી છઠ્ઠે વર્ષે હાઇસ્કૂલોમાં દાખલ થવાની માગણીની શરૂઆત થશે. એ પછી દર વર્ષે આ જાતની માગણી વધતી જશે અને છેવટે આશરે ચાળીસ વર્ષની આખરે તે સંખ્યા સૌથી છેલ્લી હદે પહોંચશે.

એક રીતે જોતાં કોઇપણ દેશની કેળવણીનું સાચું માપ કાઢવાનું સાધન અને દેશની કેળવણીને મુખ્ય બળ તથા ટેકો આપનાર અંગ તરીકે હાઈસ્કૂલો ગણી શકાય, કારણ કે જીવનનાં બધાં ક્ષેત્રોમાં નેતાઓ અને નિષ્ણાતો તૈયાર કરવાનું મુખ્ય સ્થળ દરેક દેશમાં તેની હાઇસ્કૂલો ગણાય છે.

(૧૨) આ પ્રકરણમાં ચર્ચેલા મુખ્ય મુદ્દાનો સંક્ષિપ્ત સારઃ—

(अ) હાઇસ્કૂલોનો અભ્યાસક્રમ છ વર્ષનો હોવો જોઇએ. અને તેમાં દાખલ થવાની ઉંમરે સામાન્ય રીતે અગિયાર વર્ષની હોવી જોઇએ.

(आ) હાઇસ્કૂલમાં વિદ્યાર્થીઓને દાખલ થવા માટે પસંદગીનું ધોરણ રાખવું. ત્યાં જે જાતનું શિક્ષણ આપવામાં આવવાનું છે તેનો પૂરેપૂરો લાભ લઈ શકે એવી લાયકાતવાળાં બાળકોને જ હાઇસ્કૂલોમાં દાખલ કરવાં. આ ઉપરાંત જે બાળકોને પસંદ કરવામાં આવ્યાં ન હોય તેમાંનાં કેટલાંકને માટે વધારાની જગ્યા રાખવી, પરન્તુ તેમનું ખર્ચ જાહેર નાણામાંથી થવું જોઇએ.

(इ) ઉપર જણાવેલા નિયમ અનુસાર, યોગ્ય ઉંમરનાં બાળકોમાંથી દર પાંચ બાળકે ઓછામાં ઓછા એક બાળકને માટે હાઈસ્કૂલોમાં જગ્યાની સગવડ રાખવી.

(ई) આ પસંદગી વાજબી ધોરણે થાય તે માટે, પસંદગીની પદ્ધતિ માટે ખૂબ કાળજી રાખવી પડશે. પાયાની માધ્યમિક શાળાઓમાંથી હાઇસ્કૂલોમાં દાખલ થનારાં બાળકો માટે ખાસ યોજનાઓ કરવી પડશે. જે બાળકોનો બુદ્ધિવિકાસ મોડો થયો હોય તેમને માટે યોજના કરવામાં ખાસ કાળજી રાખવી પડશે.

(उ) હાઈસ્કૂલોના બે પ્રકાર રાખવા: (૧) સાહિત્ય વગેરેનું શિક્ષણ આપનારી (academic), (૨) ટેકનિકલ. સર્વદેશીય માનસિક વિકાસ કરવાનો, તેમજ ઉપરનાં ધોરણોમાં, ભવિષ્યમાં બાળક જે ધંધો અગર ઉદ્યમ કરવાનો હોય તેને માટે લાયકાત કેળવવાનો અને થોડી તૈયારી કરવાનો એ બે હેતુ આ બન્ને પ્રકારની શાળાઓમાં રાખવા.

(ऊ) પરિસ્થિતિ અને સંજોગો અનુસાર અભ્યાસક્રમમાં જેટલી બને તેટલી વિવિધતા દાખલ કરવી, અને યુનિવર્સિટીની અગર પરીક્ષક મંડળોની જરૂરિયાત અગર માગણી લક્ષ્યમાં રાખીને અભ્યાસક્રમ સંકુચિત બનાવવો નહિ.

(ऋ) કોઈ બુદ્ધિશાળી પણ ગરીબ બાળક હાઇસ્કૂલના શિક્ષણથી

વંચિત ન રહી જાય તે માટે, છાત્રવૃત્તિઓ, માફીશિક્ષણ, આર્થિક મદદ વગેરેની સગવડ હાઇસ્કૂલના આખા અભ્યાસક્રમના સમય દરમિયાન રાખવી.

(ઘ) યોગ્ય લાયકાતવાળા શિક્ષકો મળી શકે તે માટે, મધ્યસ્થ કેળવણી સમિતિએ પગારનું જે ધોરણ નક્કી કર્યું હોય તેનાથી ઓછો પગાર, સરકારી કે ખાનગી સંસ્થાઓ તરફથી ચાલતી શાળાઓમાં, આપવો નહિ.

(ઙ) હાઇસ્કૂલો માટે જે યોજના આ પ્રકરણમાં જણાવેલી છે તે પૂરેપૂરી અમલમાં મૂકવામાં આવશે ત્યારે તેનું એકંદર કુલ ખર્ચ ૫૦ કરોડ રૂપિયા થશે એમ ગણવામાં આવ્યું છે.

---

# પ્રકરણ ચોથું

## યુનિવર્સિટીની કેળવણી

(૧) અત્યારે યુનિવર્સિટીની કેળવણીની પદ્ધતિ અસ્તિત્વમાં છે તે રાષ્ટ્રીય કેળવણી મંદિરના સૌથી ઊંચા મજલા તરીકે બંધબેસતી કેટલે દરજ્જે થઈ શકે તેનું માપ કાઢવા માટે 'આપણી યુનિવર્સિટીની કેળવણીની પ્રગતિની સંક્ષિપ્ત ઐતિહાસિક સમાલોચના' ઉપયોગી થઈ પડશે. કલકત્તા, મુંબઇ અને મદ્રાસ એ ત્રણ મુખ્ય પાટનગરોમાં યુનિવર્સિટીની સ્થાપનાથી આપણા દેશમાં યુનિવર્સિટીના શિક્ષણની શરૂઆત થઈ. એક સૈકા કરતાં થોડાં વર્ષો દરમિયાન બીજી પંદર યુનિવર્સિટીઓ સ્થાપિત થઇ છે. આ અઢાર યુનિવર્સિટીઓમાંની ૧૫ બ્રિટિશહિન્દમાં અને ૩ દેશી રાજ્યોમાં આવેલી છે. યુનિવર્સિટીઓમાંના વિદ્યાર્થીઓની સંખ્યા જુદાજુદા વર્ગોમાં અગર પરિશિષ્ટમાં ડ કોષ્ઠકમાં આપેલી છે. આ યુનિવર્સિટીમાંની ઘણીખરી શરૂઆતમાં લંડન યુનિવર્સિટીના અસલ ધ્યેયને અનુસરીને સ્થાપવામાં આવી હતી. યુનિવર્સિટી સાથે જોડાયેલી, પણ સ્વતંત્ર રીતે શિક્ષણ આપતી સંખ્યાબંધ કોલેજોના વિદ્યાર્થીઓની પરીક્ષા લેવી એ તેનું મુખ્ય ધ્યેય હતું. પરન્તુ હાલ થોડાં વર્ષોથી તેમાં અગત્યના ફેરફાર થયેલા છે. કોલેજોને પોતાના આશરે લઈ જોડનારી કેટલીય યુનિવર્સિટીઓએ જાતે શિક્ષણનું કામ તથા સંશોધનના વિભાગો શરૂ કર્યા છે અને છાત્રાલયો પણ સ્થાપિત કર્યાં છે. એક જ શહેરમાં પર્યાપ્ત થતી એક યુનિવર્સિટી (Unitary University) એવી નવી યુનિવર્સિટીઓ પણ શરૂ કરવામાં આવી છે. અને એ નવા ધોરણે પ્રયોગનું કાર્ય દિલ્હી યુનિવર્સિટીમાં શરૂ કરવામાં આવ્યું છે. ૧૮૮૨નું હંટર કમિશન, ૧૯૦૨નું યુનિવર્સિટી કમિશન, ૧૯૧૭નું સેડલર કમિશન, ૧૯૨૭ની હાર્ટોગ કમિટી, આ બધાંએ હિન્દની યુનિવર્સિટીની પ્રગતિ ઉપર પોતપોતાની ઓછી વધતી અસર પાડેલી છે.

(૨) યુનિવર્સિટીની કેળવણી પ્રત્યે અત્યાર સુધી ઠીક ધ્યાન આપવામાં આવ્યું છે, અને હિન્દની યુનિવર્સિટીઓએ માનવજ્ઞાનના ભંડોળમાં કીમતી ઉમેરો કરેલો છે તે છતાં, યુનિવર્સિટીની કેળવણીનું જે ઉચ્ચતમ ધ્યેય છે તેનો તાત્ત્વિક રીતે પૂરેપૂરો વિચાર અગર તે લક્ષ્ય પ્રાપ્ત કરવાનો સફળ પ્રયત્ન આ યુનિવર્સિટીઓએ કર્યો છે એમ ખરી રીતે કહી શકાય તેમ નથી. એ યુનિવર્સિટીઓની

વિદ્વત્તા અને શિસ્તપાલનનાં ધોરણ વિશે અનેકવાર ટીકા કરવામાં આવેલી છે, અને એનું પરિણામ એ આવ્યું છે કે હિન્દના જે વિદ્યાર્થીઓએ યુરોપ કે અમેરિકાની યુનિવર્સિટીઓની ડિગ્રી મેળવેલી હોય છે તેમની પ્રતિષ્ઠા અને ગણના અહીંની યુનિવર્સિટીઓની સૌથી ઊંચી ડિગ્રીઓ કરતાં વધારે ગણવામાં આવી છે. તે ઉપરાંત પરદેશના વિદ્યાર્થીઓની બહુ જ થોડી સંખ્યા અહીં હિન્દમાં અભ્યાસ માટે આકર્ષાઇ છે. ચીનની યુનિવર્સિટીઓ સાથે શિક્ષકો અને વિદ્યાર્થીઓનો અદલોબદલો કરવાની હાલમાં જ શરૂ કરેલી પ્રથા એ એક નોંધ લેવા લાયક પ્રગતિનું પગલું ગણી શકાય. યુનિવર્સિટીના સાચા ધ્યેયની સફળ પ્રાપ્તિ કરેલી ગણી શકાય એવી સ્થિતિ પ્રાપ્ત થવા માટે હજી આ બધી યુનિવર્સિટીઓને પુષ્કળ માર્ગ કાપવાનો બાકી છે. યુનિવર્સિટીના સાચા ધ્યેય વિશે એક મહા વિદ્વાને નીચે મુજબ વિચાર જણાવ્યો છે:—

"સમાજની બૌદ્ધિક કક્ષાને ઉન્નત કરવી, જાહેર લોકમાનસને સંસ્કારી કરવું, રાષ્ટ્રની અભિરુચિ વિશુદ્ધ કરવી, લોકોની મહત્ત્વાકાંક્ષા માટે સત્ય સિદ્ધાન્તો સ્થાપિત કરવા, જમાનાની ભાવનાને વિસ્તૃત અને ગંભીર બનાવવી, રાજકીય સત્તાના અમલને સરળ બનાવવો અને ખાનગી જીવનવ્યવહાર ઉન્નત કોટિનો કરવો એ યુનિવર્સિટીની કેળવણીનું ધ્યેય હોવું જોઇએ."

(૩) હિન્દની યુનિવર્સિટીની હાલની સ્થિતિથી અમુક પ્રકારની ચિંતાની વૃત્તિ ઉત્પન્ન થાય એવું છે તેનાં ઘણાં કારણો છે. એમાંનું એક મુખ્ય કારણ એ છે કે યુનિવર્સિટીઓની પ્રવૃત્તિને સમાજની વાસ્તવિક સ્થિતિ અને વ્યાવહારિક જરૂરિયાતો સાથે જરા પણ મેળ ખાતો નથી. ૧૯૩૫માં પ્રકટ થયેલા સપ્રુકમિટી-રિપોર્ટમાં જણાવ્યું છે કે હિન્દમાં બેકાર ગ્રૅજ્યુએટોની સંખ્યા અત્યંત ચિન્તા ઉપજાવે તેવી છે. વિશ્વયુદ્ધ પહેલાં, સરકારી ખાતાંની છેક નાની નોકરીઓ માટે પણ એક એક જગ્યા માટે ૬૦ થી ૭૦ ગ્રૅજ્યુએટ ઉમેદવારોની અરજીઓ આવતી હતી. આ દેશની આર્થિક સ્થિતિને કારણે આ પ્રમાણે બનતું હશે એ સ્વીકારીએ, તોપણ યુનિવર્સિટીઓની આ માટેની જવાબદારી ઓછી થતી નથી. થોડા વખત ઉપર સ્થપાયેલી નોકરીઓની નિમણૂકો માટેની સમિતિઓ ઉપરાંત, નોકરીધંધામાં સમાવેશ થઈ શકે તેટલી સંખ્યાના પ્રમાણમાં જ યુનિવર્સિટીમાંથી બહાર પડનારા ગ્રૅજ્યુએટોની સંખ્યાનું ધોરણ રાખવું એવી કોઈ જાતની વ્યવસ્થા યુનિવર્સિટીઓએ અત્યાર સુધી કરી નથી. સાહિત્ય અને તેને મળતા વિષયોનું જ જેમને શિક્ષણ મળેલું છે એવા સેંકડો ગ્રૅજ્યુએટો, પોતાને અનુકૂળ કયો ધંધો અંગર

ઉદ્યોગ છે તેનો કાંઈપણ વિચાર કર્યા સિવાય, અનેક ઑફિસોનાં બારણાં, નોકરી મેળવવા માટે ખખડાવતા ભટક્યા કરે છે. નોકરી મેળવવાની હરીફાઈ હોવાને લીધે, જે જગ્યાઓ માટે હાઈસ્કૂલની કેળવણી પૂરતી થાય તેવી જગ્યાઓ યુનિવર્સિટીના ગ્રૅજ્યુએટો લે છે. બેકાર યુનિવર્સિટી-ગ્રૅજ્યુએટના આંકડા એકઠા કરવામાં આવે તો, તદ્દન બેકાર એવાની સંખ્યા વીસ ટકાથી કદાચ વધારે ન થાય, પરન્તુ ઘણા હલકા પગારની નોકરીમાં જોડાયેલા, અગર પ્રતિકૂલ સંજોગોવાળી નોકરી નભાવી લેતા ગ્રૅજ્યુએટોની સખ્યા ૫૦ ટકાથી ઓછી નહિ હોય. આનો અર્થ એ થયો કે યુનિવર્સિટીનું શિક્ષણ લીધેલામાંથી, તેમણે ગાળેલો સમય તથા ખર્ચેલા પૈસા લક્ષ્યમાં લેતાં, બુદ્ધિશક્તિની કદર થઇ હોય અને રુચિ અને આકાંક્ષાઓને પોષે એવા ધંધા અગર નોકરી માત્ર ૩૦ ટકા જેટલાનેજ મળી શકે છે.

આ ઉપરાંત યુનિવર્સિટીશિક્ષણમાં જે બીજી ખામીઓ છે, અને જેને માટે વર્ષોથી ફરિયાદ સાંભળવામાં આવે છે, એવી બીજી બાબતોનો અહીં સંક્ષેપમાં ઉલ્લેખ કરવાની જરૂર છે. પરીક્ષાઓને ઘણું વધારે પડતું મહત્ત્વ આપવામાં આવે છે, અને તેને જ પરિણામે પોતાની મેળે વિચાર કરવાની શક્તિ અને ખરી વિદ્વત્તાને ભોગે સંકુચિત પદ્ધતિનું પુસ્તકનું વાચન લક્ષ્યબિન્દુ થઇ પડે છે. યુનિવર્સિટીના શિક્ષણના સમયમાં સૌથી મહત્ત્વનો અને અગત્યનો લાભ શિક્ષકો અને વિદ્યાર્થીઓના અંગત સંપર્કથી મળી શકે તે લાભ, મોટી સંખ્યાના વિદ્યાર્થીઓથી ખીચોખીચ ભરેલા વર્ગોમાં અને હદ ઉપરાંતના શિક્ષણના બોજાથી થાકેલા શિક્ષકો પાસેથી ભાગ્યે જ મેળવી શકાય. હિન્દની ઘણીખરી યુનિવર્સિટીઓમાં 'ટ્યુટોરિયલ' પદ્ધતિ (પ્રત્યેક વિદ્યાર્થીને વ્યક્તિગત શીખવવાની પદ્ધતિ) હજી સુધી બહુ જ શરૂઆતની સ્થિતિમાં છે. તેમ જ કૉલેજો,અને યુનિવર્સિટીઓ પ્રત્યે વફાદારીની અને કૃતજ્ઞતાની ભાવના જે બીજા દેશોમાં જોવામાં આવે છે, તે હિન્દમાં ભાગ્યેજ જોવામાં આવે છે. શિક્ષણની સંસ્થા માટે વિદ્યાસ્થાન (alma mater) ની ખરેખરી હૃદયની ભાવના હિન્દમાં પ્રમાણમાં બહુ જ થોડે સ્થળે જોવામાં આવે છે. ઘણી યુનિવર્સિટીઓ અને ઘણાં ક્ષેત્રોમાં, ખાસ કરીને વિજ્ઞાનના અભ્યાસમાં, બહુ ઊંચા પ્રકારનું કાર્ય થાય છે, છતાં નજદીકના ભવિષ્યમાં જે જાતના નેતાઓ અને નિષ્ણાતોની જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં આ દેશને ઘણી જરૂર પડવાની છે તેવા માણસો, સંખ્યામાં અગર ગુણવત્તામાં, હિન્દની યુનિવર્સિટીઓમાંથી હજી સુધી બહાર પડયા છે એમ એકંદરે કહી શકાય તેમ નથી.

આ બધામાં મુખ્ય અડચણ એ નડે છે, કે યુનિવર્સિટીઓની આર્થિક સ્થિતિ સ્થિર અને ચિન્તારહિત થાય એવાં જનતા તરફના મોટાં દાનો કે જાહેર નાણાંમાંથી સારી મદદ હજી સુધી કોઈ ઠેકાણે મળ્યાં નથી. જ્યાંસુધી વિદ્યાર્થીઓની ફી અને પરીક્ષા માટેની ફી ઉપર તેમને આધાર રાખવો પડે છે ત્યાંસુધી, યુનિવર્સિટીના શિક્ષણની કક્ષા ઊંચી રાખવા માટે તેમજ ભણેલા બેકારોની સંખ્યા ઓછી કરવા માટે વિદ્યાર્થીઓને દાખલ કરવા ઉપરના અંકુશો તેઓ મૂકી શકવાની સ્થિતિમાં નથી. અને એ જ કારણથી શિક્ષણના નવા માર્ગો અને પ્રયોગો શરૂ કરી તેનો વિકાસ કરી ધંધારોજગાર તથા હુન્નરઉદ્યોગમાં લાભકારી થાય એવા નવા અભ્યાસક્રમો દાખલ પણ તેઓ કરી શકતા નથી, યુનિવર્સિટીની કેળવણીમાં કોઈ નિશ્ચિત યોજનાનો અભાવ જોવામાં આવે છે. અને યુનિવર્સિટીઓ સંગીન અને યોગ્ય માર્ગે પ્રગતિ કરી શકે તે માટે જે જે સાધનો જોઈએ તેની સગવડનો વિચાર કર્યા વગર જ માત્ર લોકોની માગણીના દબાણથી દોરવાઈને મધ્ય તેમ જ પ્રાન્તિક સરકારે યુનિવર્સિટીઓ શરૂ કરવાની મંજૂરીઓ આપ્યા કરી છે. કેળવણીને સસ્તી અને સોંઘી બનાવવાના હેતુથી જ કેળવણીની સંસ્થાઓ અસ્તિત્વમાં લાવવી અને ચલાવવી એ ખોટી કરકસર છે એ વાત હજી ઘણાના ધ્યાનમાં ઊતરેલી નથી. આ ઉપરાંત, ઘણીખરી હાઇસ્કૂલોનું શિક્ષણ એવી નીચી કોટિનું હોય છે કે યુનિવર્સિટીના ઉચ્ચ શિક્ષણ માટે તે નકામું થઇ પડે. આને લીધે પણ યુનિવર્સિટીના શિક્ષણને સફળતા મળી શકી નથી. દાખલ થવા માટે પસંદગીની બીજી કોઈ રીતના અભાવે મૅટ્રિક્યુલેશનની ઘણી સહેલી પરીક્ષાની કસોટીથી જ યુનિવર્સિટીમાં એવા ઘણા વિદ્યાર્થીઓ દાખલ થવા પામ્યા છે કે જેમની સારી કપરી કસોટી થઈ હોય તો કદી તેમને યુનિવર્સિટીમાં પ્રવેશ કરવાનું બની શકે જ નહિ. આ ઉપરાંત સારા બુદ્ધિશાળી વિદ્યાર્થીઓ જેમને ગરીબાઈને કારણે યુનિવર્સિટીમાં દાખલ થવાની તક નથી મળતી તેમને મદદ અને ઉત્તેજન માટે કોઈ યોજના ન હોવાથી એ બુદ્ધિશાળી વર્ગ ઊંચી કેળવણીથી વંચિત રહે છે. કેટલીક સ્કોલરશિપો અને માફીના અમુક ટકા ઉપરાંત, એવા બુદ્ધિશાળી વિદ્યાર્થીઓ યુનિવર્સિટીના જીવનના લાભ સંપૂર્ણ રીતે પ્રાપ્ત કરી શકે તે માટે તેમના જીવનનિર્વાહની કોઈપણ યોજના અસ્તિત્વમાં નથી.

યુનિવર્સિટીઓના જુદાજુદા વિભાગમાં વિદ્યાર્થીઓ જે રીતે વહેંચાયેલા છે તેના ૧૯૪૧–૪૨ના વર્ષના આંકડા જોતાં ( પરિશિષ્ટ–કોષ્ઠક ड ) જણાય છે કે બી. એ. અને બી. એસસી. વર્ગોમાં ભણતા કુલ ૪૩,૭૪૨ વિદ્યાર્થીઓમાંથી કુલ, ૩૨,૯૭૨ આર્ટ્સ વિભાગમાં છે અને ¼ થી ઓછા વિજ્ઞાનના વિભાગમાં અભ્યાસ કરે છે.

વકીલાતના ધંધાને અવકાશ મળવાનો સંભવ હોય તેના કરતાં ઘણી વધારે સંખ્યામાં વિદ્યાર્થીઓ કાયદાના અભ્યાસમાં જોડાયેલા છે અને બીજા કોઈ પણ ધંધા માટેના શિક્ષણ કરતાં કાયદાના ધંધા તરફ વિદ્યાર્થીઓનું આકર્ષણ વિશેષ જણાય છે. ઘણાં વર્ષોથી યુનિવર્સિટીઓએ અભ્યાસ માટે આવનારા વિદ્યાર્થીઓને દાખલ કરવા માટે સંખ્યાની કાંઈ પણ મર્યાદા રાખી નથી. આ વસ્તુસ્થિતિ ખાસ કરીને આર્ટ્સના વિભાગમાં જોવામાં આવે છે, કારણ કે તેમાં વધતી જતી સંખ્યાના પ્રમાણમાં ખર્ચમાં વધારો કરવાની જવાબદારી વધતી નથી.

( ૪ ) યુનિવર્સિટીના અભ્યાસ માટે નાલાયક હોય એવા ઘણા વિદ્યાર્થીઓને યુનિવર્સિટીમાં સ્થાન મળ્યું છે એ હકીકત સાચી હોવા છતાં, હિન્દમાં જોઈએ તે કરતાં વધારે યુનિવર્સિટીઓ છે એમ માનવાનું નથી. હાલના આંકડાનું પૃથક્કરણ કર્યાથી આ બાબતની ખાતરી થશે. છેલ્લા મળેલા આંકડા ઉપરથી જણાય છે કે બ્રિટિશ હિન્દમાં હાઈસ્કૂલોનાં ઉપલાં ધોરણોમાં ૪,૫૪,૧૪૦ વિદ્યાર્થીઓ છે, ત્યારે યુનિવર્સિટીઓમાં ૧,૬૩,૪૦૮ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે. આમાંના ઘણા તો યુનિવર્સિટીના અભ્યાસને માટે લાયક હોવાને કારણે અગર તો તેમને જ્ઞાનની પિપાસા હોવાથી ત્યાં અભ્યાસ કરતા હોય છે એવું હોતું નથી, પરન્તુ હાઈસ્કૂલનું શિક્ષણ પૂરું કર્યા પછી તેમને કોઈ ધંધોરોજગાર મળી શકયો ન હોય, અને તેમનાં માતપિતાએ એક અજમાયશ કરવા ખાતર ત્યાં મોકલ્યા હોય કે કદાચ યુનિવર્સિટીના શિક્ષણને પરિણામે તેમને નોકરી ધંધો મળવાનો સંભવ વધે. યુનિવર્સિટીની પરીક્ષાઓમાં નાપાસ થનારાના આંકડા ઉપરથી જ જણાય છે કે તેમાં અભ્યાસ કરનારાનો મોટો ભાગ તે માટે નાલાયક હોય છે. સને ૧૯૪૦–૪૧ માં બ્રિટિશ હિન્દમાં બી. એ. અને બી. એસસી ની પરીક્ષામાં બેઠેલા ૨૦,૫૦૨ ઉમેદવારોમાંથી ૧૧,૧૮૫ પાસ થયા અને ૯,૩૧૭ એટલે કે ૪૬ ટકા જેટલા વિદ્યાર્થીઓ નાપાસ થયા. હિન્દની યુનિવર્સિટીઓમાં પરીક્ષામાં નાપાસ થનાર ઉમેદવારોની સંખ્યા જેટલી જગતની કોઈ પણ યુનિવર્સિટીમાં જોવામાં આવતી નથી. આને પરિણામે સમય અને પૈસાનો જે નિરર્થક વ્યય થાય છે તે ઉપરાંત આટલા બધા ઊગતા યુવકોને જીવનમાં નિરાશા સાંપડે તેની સામાજિક અસર પણ બહુ ખેદજનક થાય છે.

સને ૧૯૪૧–૪૨માં યુનિવર્સિટીમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓની કુલ સંખ્યામાંથી ૮૫,૦૭૨ ઈન્ટરમિજિયેટ વર્ગોમાં ભણનારા હતા. ઇન્ટરમિજિયેટ વર્ગોમાં અભ્યાસ કરનારાનો યુનિવર્સિટીના તંત્રમાં સમાવેશ થયેલો ન ગણવામાં આવે તો

હાઈસ્કૂલોમાં ભણુતા દર પાંચ વિદ્યાર્થીમાંથી એક વિદ્યાર્થી યુનિવર્સિટીમાં ભણુતો ગણાય. જો ઇન્ટરમિજિયેટ વર્ગોમાં ભણુતા વિદ્યાર્થીઓને યુનિવર્સિટીના તંત્રમાં સમાવેશ કરવામાં આવે તો તેનું પ્રમાણુ દર ત્રણ વિદ્યાર્થીએ એકનું આવે. જો ઇન્ટરમિજિ-યેટ વર્ગોમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓમાંથી અર્ધાંનો યુનિવર્સિટીના તંત્રમાં સમાવેશ કરવામાં આવે અને અર્ધાંને હાઈસ્કૂલોમાં ગણુવામાં આવે તો હાઇ-સ્કૂલોમાં અભ્યાસ કરતા દર ચાર વિદ્યાર્થીઓમાંથી એક યુનિવર્સિટીમાં ભણુતો ગણાય. પ્રાથમિક શાળાઓના અભ્યાસથી આગળ ભણુતા બધા જ વિદ્યાર્થીઓ (જેની સંખ્યા ૧૮,૨૦,૩૫૫ થાય છે) ભવિષ્યમાં યુનિવર્સિટીમાં જવાના છે એમ ગણીએ તોપણુ દર દશ વિદ્યાર્થીએ એક વિદ્યાર્થી યુનિવર્સિટીમાં ભણે છે એવું પ્રમાણુ નીકળે છે.

૧૯૪૦–૪૧ના વર્ષમાં હાઇસ્કૂલોની પરીક્ષામાં ૧,૩૯,૮૮૨, ઇન્ટરમિજિયેટ વર્ગોની પરીક્ષામાં ૪૭,૫૯૯ અને બી. એ. તથા બી. એસસી.ની પાસ ડિગ્રીમાં ૨૦,૫૦૨ વિદ્યાર્થીઓ બેઠા હતા. આ ત્રણે પરીક્ષાના ઉમેદવારોનું પ્રમાણુ ૬:૨:૧ એ પ્રમાણે આવે છે. બીજી એક વધારે ચોકસ પરિણામની પદ્ધતિથી ગણુતરી કરીએ તો ૧૯૩૬–૩૭માં મેટ્રિક્યુલેશનમાં પાસ થયેલાની સંખ્યા ૭૪,૯૦૧ હતી, સને ૧૯૩૮–૩૯માં ઇન્ટરમિજિયેટ પરીક્ષાઓમાં પાસ થયેલાની સંખ્યા ૨૨,૬૬૦ હતી અને સને ૧૯૪૦–૪૧માં બી. એ. તથા બી. એસસી.ની પરીક્ષામાં પાસ થનારની સંખ્યા ૧૧,૧૮૫ હતી–આ રીતે ગણુતાં પણુ પ્રમાણુ ૬ : ૨ : ૧ એ જ આવે છે; ઇન્ટમિજિયેટનો અભ્યાસ પૂરો કર્યા પછી કોઈ પણુ ધંધાદારી શિક્ષણુ-માં જનાર વિદ્યાર્થીઓની સંખ્યાની ગણુતરી કરીએ, તો ઇન્ટરમિજિયેટ અને યુનિવર્સિટી વચ્ચેનું પ્રમાણુ કંઈક ઊંચું આવશે.

ઈંગ્લેન્ડ અને વેલ્સમાં સને ૧૯૩૮માં હાઈસ્કૂલોમાં દાખલ થનારાની સંખ્યા ૫,૬૯,૦૦૦ હતી અને યુનિવર્સિટીમાં પૂરો સમય અભ્યાસ કરનારાની સંખ્યા ૪૯,૦૦૦ હતી. આ જોતાં હાઈસ્કૂલના દર સાત વિદ્યાર્થીઓએ એક વિદ્યાર્થી યુનિ-વર્સિટીમાં દાખલ થાય છે એવું પ્રમાણુ આવે છે. યુદ્ધ પહેલાંના જર્મનીમાં માધ્યમિક શાળાઓમાં ૭,૮૬,૬૯૧ વિદ્યાર્થીઓ હતા અને યુનિવર્સિટીઓમાં ૧,૧૧,૯૩૫ હતા. હિન્દમાં શાળાઓમાં ભણુતા વિદ્યાર્થીઓની સંખ્યાની સર-ખામણીમાં યુનિવર્સિટીમાં જનારા વિદ્યાર્થીઓનું પ્રમાણુ ઊંચું જોવામાં આવે છે તેનું કારણુ એ છે કે કેળવણીની ઇમારતનો પાયો મજબૂત અને વિશાળ બનાવ્યા વિના જ તેના ઉપલા મજલાનું બાંધકામ થવા દેવામાં આવ્યું છે.

દેશની કુલ વસ્તી સાથે યુનિવર્સિટીના વિદ્યાર્થીઓની કુલ સંખ્યાની સરખામણી કરવામાં આવે, તો જણાશે કે યુનિવર્સિટીની કેળવણીની બાબતમાં આખા જગતમાં હિન્દુસ્તાન સૌથી પાછળ છે. લડાઇ પહેલાં જર્મનીમાં કુલ વસ્તીની સાથે યુનિવર્સિટીમાં ભણતા વિદ્યાર્થીઓની સંખ્યા સરખાવતાં તેનું પ્રમાણ ૧ : ૬૯૦, ગ્રેટબ્રિટનમાં ૧ : ૮૩૭, અમેરિકામાં ૧ : ૨૨૫, રશિયામાં ૧ : ૩૦૦ હતું અને હિન્દમાં ૧ : ૨૨૦૯ છે.

ઇંગ્લૅન્ડની કુલ ચાર કરોડ અને દસ લાખ માણસની વસ્તીમાં બાર યુનિવર્સિટીઓ છે, કૅનેડાની ૮૫ લાખની વસ્તીમાં ૧૩ અને ઑસ્ટ્રેલિયાની ૫૫ લાખની વસ્તીમાં ૬ યુનિવર્સિટીઓ છે. અમેરિકાની ૧૩ કરોડ માણસની વસ્તીમાં યુનિવર્સિટી જેવું શિક્ષણ આપતી ૧૭૨૦ સંસ્થાઓ છે ત્યારે હિન્દની ચાળીસ કરોડની વસ્તી માટે ૧૮ યુનિવર્સિટીઓ છે. આ બધી હકીકત ઉપરથી જણાય છે કે હિન્દમાં જ્યારે કેળવણીની યોગ્ય વ્યવસ્થા થશે ત્યારે તેમાં અત્યારના કરતાં ઓછી નહિ પણ વધારે યુનિવર્સિટીઓની જરૂર પડશે. પણ કેળવણીના પ્રાથમિક ક્ષેત્રના વિસ્તારની વૃદ્ધિના પ્રમાણમાં અને ઉચ્ચ કેળવણીમાં ઐચ્છિક વિષયોની પસંદગીની સંગીન વ્યવસ્થાના પ્રમાણમાં, યુનિવર્સિટીની સંખ્યામાં વૃદ્ધિ થવી જોઈએ.

( ૫ ) હિન્દમાં ઉચ્ચ કેળવણી આપતી સંસ્થાઓમાં 'ઇન્ટરમિજિયેટ કૉલેજો'-ની વિચિત્ર સ્થિતિ વિશે ઘણી વખત ટીકા કરવામાં આવી છે. આવી જાતની યુનિવર્સિટીની ઘણી સંસ્થાઓમાં બે વર્ષનો અભ્યાસક્રમ હોય છે. આ ઈન્ટરમીજિયેટ વર્ગોના વિદ્યાર્થીઓને ' અન્ડરગ્રેજ્યુએટ ' તરીકે ગણવામાં આવતા નથી. કેટલેક ઠેકાણે આવી ઇન્ટરમીજિયેટ કૉલેજોને યુનિવર્સિટી સાથે કાંઇ સીધો સંબંધ હોતો નથી, પણ તેમનાં પોતાનાં ' બૉર્ડ ' તેમની વ્યવસ્થા કરે છે. ઈન્ટરમિજિયેટ પછી સામાન્ય રીતે ડિગ્રી માટેનો જે બે વર્ષનો અભ્યાસક્રમ હોય છે તેટલો સમય અને અવકાશ વિદ્યાર્થી જે ઐચ્છિક વિષય પસંદ કરે છે તેના સંગીન અને સંપૂર્ણ અભ્યાસ માટે પૂરતો થતો નથી. શિક્ષણના ઉત્તરોત્તર વધતા ક્રમમાં આ પ્રકારનો ઇન્ટરમીજિયેટ અભ્યાસક્રમ કેળવણીની કોઇ વિશિષ્ટ લાયકાત ધરાવનારો બનતો નથી અને ખરી રીતે તો હાઇસ્કૂલના અભ્યાસક્રમના એક અનુસંધાન તરીકે જ એ અભ્યાસ બની જાય છે, એટલું જ નહિ પણ, હાઈસ્કૂલનો વાસ્તવિક રીતે એ ભાગ જ હોય તો જે કેટલાક વ્યાવહારિક લાભ મળવાનો સંભવ રહે તે પણ આ વ્યવસ્થાથી મળતા નથી. સૅડલર કમિશને આ ઇન્ટરમીજિયેટ કૉલેજો તદ્દન બંધ કરવાની ભલામણ વાજબી રીતે કરી હતી અને એવી સૂચના કરી હતી કે હાઇ-

સ્કૂલના અભ્યાસમાં એક વર્ષનો અને એક વર્ષનો યુનિવર્સિટીના અભ્યાસમાં ઉમેરો કરવો. આ અગત્યનો અને તાકીદે બદલવા યોગ્ય સુધારો ગણી શકાય.

(૬) માત્ર જુદાં જુદાં સ્થળોની કૉલેજોને જોડનારી (affiliating) યુનિવર્સિટી કે માત્ર એક શહેર પૂરતી મર્યાદિત જ (Unitary) યુનિવર્સિટી અગર બીજી કોઈ અમુક પ્રકારની યુનિવર્સિટી જ હિન્દની ખાસ વિશિષ્ટ જરૂરિયાતો પૂરી પાડે છે એવું માનવાને કાંઈ કારણ જણાતું નથી. કેળવણીને કોઇ પણ તબક્કે એક સરખી સમાન વ્યવસ્થા હોય તે ઇચ્છવાની જરૂર નથી, અને હિન્દ જેવા વિશાળ અને વિવિધતાવાળા દેશમાં પ્રત્યેક તબક્કે પ્રયોગ કરવાની આવશ્યક્તા છે એ સહેજ સમજાય એવી બાબત છે. મધ્યસ્થ સમિતિએ જે પુનર્વ્યવસ્થાની ભલામણ કરી છે તેમાં પ્રત્યેક પ્રકારની યુનિવર્સિટી માટે અવકાશ રહે છે. સૅડલર કમિશને જુદાં જુદાં સ્થળોને જોડનારી કૉલેજો કરતાં એક શહેર પૂરતી મર્યાદિત યુનિવર્સિટી માટે વધારે ભલામણ કરી હતી અને જે સ્થળોમાં આ પ્રકારની યુનિવર્સિટી થઈ શકે એવું હોય ત્યાં એ ચોક્કસ રીતે વધારે લાભકારક છે એવી દલીલ કરી શકાય. તેમ છતાં કૉલેજોનાં જોડાણ કરનારી યુનિવર્સિટીઓ સમૂળગી કાઢી નાખવાના પ્રયત્નથી હિંદની ઉચ્ચ કેળવણીના પ્રશ્નનો ઉકેલ થશે એમ કહી શકાય નહિ. લૉર્ડ હાલડેઈન, જેઓ એક વખતે એક શહેર પૂરતી મર્યાદિત યુનિવર્સિટીના ખાસ હિમાયતી હતા, તેમણે જ્યારે યુનિવર્સિટી શિક્ષણ માટેના રૉયલ-કમિશનના પ્રમુખ તરીકે આ પ્રશ્નની ઊંડી તપાસ કરી ત્યારે તેઓ એવા નિર્ણય ઉપર આવ્યા હતા કે ઇંગ્લૅન્ડ જેવા નાના દેશમાં પણ કૉલેજોનાં જોડાણ કરનારી અને પરીક્ષા લેવાનું કાર્ય કરનારી યુનિવર્સિટીઓની પણ પૂરેપૂરી આવશ્યકતા છે. હિન્દ જેવા દેશમાં કૉલેજોનાં જોડાણ કરનારી યુનિવર્સિટીઓ આર્થિક દૃષ્ટિએ ખાસ અગત્યની છે, અને ઉચ્ચ કેળવણીની સંસ્થાઓ માત્ર અમુક એક જ ખાસ સ્થળોમાં મર્યાદિત કેન્દ્રો માટે જ રાખવાનું તેમાં પાલવે તેમ નથી. વ્યવહારુ માર્ગ તો એ છે કે ડિગ્રી માટેના અભ્યાસક્રમ માટે કૉલેજોના જોડાણ કરનારી યુનિવર્સિટીઓ રાખવામાં આવે અને અનુસ્નાતક વર્ગો અને સંશોધનો માટે અમુક શહેર પૂરતી મર્યાદિત યુનિવર્સિટીઓની વ્યવસ્થા કરવામાં આવે. એક વાત તો ખાસ અગત્યની છે જ કે યુનિવર્સિટીઓ પોતે માત્ર વહીવટના કાર્યની કે પરીક્ષા લેવાના કાર્યની જ સંસ્થા ન બની જાય, પરન્તુ વિદ્વત્તાનાં ધોરણો નિશ્ચિત કરવાના કાર્યમાં અને એકંદરે જ્ઞાનપ્રચારના કાર્યમાં તેનો ખાસ વિશિષ્ટ અને મહત્ત્વનો ફાળો હોવો જોઈએ.

હિન્દની યુનિવર્સિટી માટેની કોઈ પણ પુનર્યોજનામાં યુનિવર્સિટીના અભ્યાસ માટેના સમયનો નિર્ણય સૌથી પ્રથમ શરૂઆતમાં જ કરવો જોઇએ. સને ૧૯૩૪માં ઇન્ટરયુનિવર્સિટી બોર્ડ અને સને ૧૯૩૯માં હિન્દીયુનિવર્સિટી પરિષદે ડિગ્રી માટે ત્રણ વર્ષના અભ્યાસક્રમનો સ્વીકાર કર્યો હતો, પરંતુ તેમાં એક શરત એવી હતી કે હાઈસ્કૂલના અભ્યાસક્રમમાં એવો ફેરફાર કરવો કે તેમાં કૉલેજની ઇન્ટરમીજિયેટના વર્ગના પહેલા વર્ષના અભ્યાસક્રમનો સમાવેશ થઇ જાય, અને અભ્યાસની કક્ષા જરા પણ નીચી ન પડે. સને ૧૯૩૫માં મધ્યસ્થ સલાહકાર સમિતિએ આ મતને સમર્થન આપ્યું હતું. હાઈસ્કૂલ સંબંધીના આગળના પ્રકરણમાં એવી સૂચના કરવામાં આવી છે કે હાઈસ્કૂલનાં ઉપલા ધોરણોમાં બે વર્ષને બદલે ત્રણ વર્ષનો અભ્યાસક્રમ કરવો. તેનો હેતુ એ હતો કે હાઇસ્કૂલના શિક્ષણની કક્ષા અત્યારના ઇન્ટરમીજિયેટના અભ્યાસક્રમ જેટલી ઊંચે લાવવી. આ રીતે યુનિવર્સિટીની ડિગ્રી માટે ત્રણ વર્ષનો અભ્યાસક્રમ પણ કરી શકાય અને યુનિવર્સિટીના શિક્ષણનું ધોરણ પણ વધારે ઊંચું રાખી શકાય.

મધ્યસ્થ સમિતિના અભિપ્રાય પ્રમાણે કોઇ પણ યુનિવર્સિટીના અભ્યાસક્રમ માટે ત્રણ વર્ષ એ તો ઓછામાં ઓછો આવશ્યક સમય છે; સમિતિ જાણે છે કે વૈદ્યક, ટેક્નૉલૉજી અને એવા વિષયોના અભ્યાસ માટે આથી વધારે સમયની જરૂર પડશે.

(૭) યુનિવર્સિટીના અભ્યાસક્રમ માટે વિદ્યાર્થીઓની કાળજીપૂર્વક પસંદગી કરવાની ખાસ અગત્ય ઉપર ભાર અગાઉ મૂકવામાં આવ્યો છે. મધ્યસ્થ સલાહકાર સમિતિ અને ઇન્ટરયુનિવર્સિટી સમિતિની સંયુક્ત સમિતિએ શાળાન્ત અને મૅટ્રિક્યુલેશન પરીક્ષાની બાબતમાં સને ૧૯૪૨માં તપાસ કરી હતી. એ સંયુક્ત સમિતિએ એવો અભિપ્રાય જણાવ્યો હતો કે હાઇસ્કૂલના અભ્યાસક્રમને અંતે નીચે જણાવેલા બે હેતુ ધ્યાનમાં રાખીને એક પરીક્ષા લેવી: (૧) હાઈસ્કૂલનો અભ્યાસક્રમ પૂરો કરી જે વિદ્યાર્થીઓ જુદાજુદા ધંધા કે ઉદ્યોગમાં પ્રવેશ કરે તેને માટે યોગ્ય લાયકાત મળે એટલાં જ્ઞાન અને માહિતીની કસોટી અને (૨) જે વિદ્યાર્થીઓ યુનિવર્સિટીઓમાં આગળ અભ્યાસ કરવા ઇચ્છતા હોય તેમની તે માટેની લાયકાતની કસોટી. આ સમિતિનો એવો અભિપ્રાય હતો કે શાળાન્ત પરીક્ષા અને મૅટ્રિક્યુલેશન પરીક્ષા માટે વિષયોની સંખ્યા અને અભ્યાસ તો સરખાં જ રાખવાં, પરન્તુ યુનિવર્સિટીમાં જવા ઇચ્છતા વિદ્યાર્થીઓને હાઈસ્કૂલનાં છેલ્લાં વર્ષોમાં કેટલાક ખાસ વિષયોનો અભ્યાસ કરવાનું ઉત્તેજન આપવું. એવું ધારવામાં

આવ્યું હતું કે એ પ્રમાણેની પરીક્ષાથી વધારે સમાનતા જળવાશે, કારણ કે હાલ મૅટ્રિક્યુલેશન અને શાળાન્ત પરીક્ષાનાં જે ધોરણો નક્કી કરવામાં આવ્યાં છે તેમાં જુદે જુદે સ્થળે ઘણો તફાવત જોવામાં આવે છે

(૮) જે પ્રકારની રાષ્ટ્રિય કેળવણીની સૂચના સમિતિ તરફથી કરવામાં આવી છે તેમાં હાઈસ્કૂલોના નવમા, દશમા અને અગિયારમા ધોરણોના કુલ ૩૩ લાખ વિદ્યાર્થીઓમાંથી લગભગ ૧૧ લાખ વિદ્યાર્થીઓ દર વર્ષે શાળા છોડીને જશે. આપણે આશા રાખીએ છીએ તે મુજબ યુનિવર્સિટી માટેની પ્રાવેશિક પરીક્ષાનું ધોરણ દરેક સ્થળે વધારે ઊંચું રાખવામાં આવે તોપણ, હાઈસ્કૂલનું શિક્ષણ પૂરું કરનારા દર પંદર વિદ્યાર્થીઓમાંથી ઓછામાં ઓછો એક વિદ્યાર્થી યુનિવર્સિટીના અભ્યાસ માટે જોઈતી લાયકાત મેળવેલો અને તેને માટેની યોગ્ય કક્ષાએ પહોંચેલો હશે એમ માનવું એ અયોગ્ય નહિ ગણાય. અત્યારે જે પ્રમાણ જોવામાં આવે છે તેની સરખામણીમાં આ ગણતરી ઓછી કરેલી જણાય તો એ યાદ રાખવું જોઈએ કે રાષ્ટ્રિય કેળવણીની નવી યોજના મુજબ અત્યારે હાઇસ્કૂલોમાં ભણનારની સંખ્યા કરતાં સાતથી આઠગણાં વધારે છોકરા-છોકરીઓ તે વખતે હાઇસ્કૂલોમાં અભ્યાસ કરનારાં હશે.

પંદરે એકનું પ્રમાણ ગણતાં, યુનિવર્સિટીઓમાં દર વર્ષે મૅટ્રિક્યુલેટ થયેલા લગભગ ૭૪,૦૦૦ વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવશે. સામાન્ય રીતે ત્રણ વર્ષનો અભ્યાસક્રમ, અને અનુસ્નાતક વર્ગો તથા સંશોધન માટેની યોગ્ય જોગવાઈ ધ્યાનમાં લઈએ, તો બ્રિટિશ હિન્દની યુનિવર્સિટીઓમાં આશરે ૨,૪૦,૦૦૦ વિદ્યાર્થીઓ માટે જગ્યાની જોગવાઈ કરવી પડશે. અત્યારે (૧૯૪૧-૪૨માં), ઇન્ટરમીજિયેટ વર્ગના પહેલા વર્ગના વિદ્યાર્થીઓને બાદ કરીએ તો યુનિવર્સિટીમાં શિક્ષણ લેતા તમામ પ્રકારના કુલ વિદ્યાર્થીઓની સંખ્યા ૧,૨૧,૪૮૪ જેટલી છે.

યુનિવર્સિટીઓમાં સ્ત્રીવિદ્યાર્થીઓની અલ્પ સંખ્યા પ્રત્યે આ સ્થળે ધ્યાન દોરવું જોઈએ. બધી યુનિવર્સિટીઓએ પોતાની શિક્ષણસંસ્થાઓમાં પરીક્ષામાં અને ડિગ્રીઓમાં સ્ત્રીવિદ્યાર્થીઓને દાખલ કરેલી છે. તોપણ યુનિવર્સિટીઓના વિદ્યાર્થીઓની કુલ સંખ્યાના દસ ટકા જેટલી જ સ્ત્રીવિદ્યાર્થીઓ અત્યારે શિક્ષણ લે છે. જે વધારાની સંખ્યાની આપણે ગણતરી કરી છે તેમાંની ઘણી જગ્યાઓ સ્ત્રીવિદ્યાર્થીઓથી પુરાવી જોઇએ, કારણ કે સ્ત્રીશિક્ષકો અને સ્ત્રીડૉક્ટરોની ઘણી મોટી સંખ્યાની, રાષ્ટ્રિય કેળવણી અને તંદુરસ્તીની કોઇપણ યોજનામાં, જરૂર પડશે.

(૯) વિદ્યાર્થીઓની પસંદગીના પ્રશ્નની સાથે જ સંકડાયેલો પ્રશ્ન એ છે કે યુનિવર્સિટીના શિક્ષણનું ખર્ચ એવું ભારે ન થઈ જવું જોઇએ કે જેથી લાયકાતવાળા ગરીબ વિદ્યાર્થીને ઉચ્ચ અભ્યાસ કરવાનું અશક્ય બની જાય. એ પ્રશ્નનો નિકાલ યુનિવર્સિટીનું શિક્ષણ વધારે સસ્તું કરવાથી નહિ આવે, પરન્તુ એવી લાયકાતવાળા ગરીબ વિદ્યાર્થીઓના શિક્ષણના ખર્ચની જોગવાઇ જાહેર ફંડોમાંથી કરવાથી આવશે. ગરીબ વિદ્યાર્થીઓ માટે માફીની સારી સંખ્યા રાખવા ઉપરાંત, જે વિદ્યાર્થીઓ કૉલેજોમાં અગર યુનિવર્સિટીઓમાં રહેવાનું ખર્ચ કરવાને અશક્ત હોય તેમને મફત રહેવા–ખાવાની ગોઠવણ થાય, અને બીજા વિદ્યાર્થીઓ જેટલાં જ સામાજિક સુખસગવડ તેમને મળે એવી વ્યવસ્થા થવી જોઈએ. સ્કૉલરશિપો કોને અને કેવી રીતે આપવી તેની તપાસ કરવા માટે મધ્યસ્થ સમિતિએ એક પેટાસમિતિ નીમી છે અને એ પેટાસમિતિએ એક સિદ્ધાન્ત સ્વીકાર્યો છે કે યુનિવર્સિટીનું શિક્ષણ સર્વ કોઈ લઇ શકે તે માટે માત્ર માફીની જોગવાઈ કરવા ઉપરાંત બીજી વધારે સારી વ્યવસ્થા થવી જોઇએ. સમિતિએ બીજી એવી એક સૂચના સ્વીકારી છે કે કૉલેજ તથા યુનિવર્સિટીનું શિક્ષણ લેતા કુલ વિદ્યાર્થીઓના ઓછામાં ઓછા ત્રીજા ભાગના વિદ્યાર્થીઓને ભરણ-પોષણ માટે વેતન આપવાની વ્યવસ્થા કરવાની જરૂર છે. આ ખાતે ચોક્કસ કેટલી રકમ તથા કેટલી સંખ્યાને તે આપવી પડશે તેની ગણતરી સ્થાનિક પરિસ્થિતિ ધ્યાનમાં લઈને કરવી પડશે.

(૧૦) સને ૧૯૪૦–૪૧ માં ઇન્ટરમીજિયેટ અને યુનિવર્સિટીના બધા વર્ગોનું કુલ ખર્ચ રૂ. ૪,૬૩,૮૩,૯૭૧ થયું હતું ઇન્ટરમીજિયેટ અને યુનિવર્સિટીના વર્ગોના ખર્ચના અલગ આંકડા મળી શક્યા નથી. આ કુલ ખર્ચના ૩૯.૪ ટકા જાહેર ફંડમાંથી મળ્યા હતા. બાકીની રકમ ફી (૪૭.૭ ટકા), બક્ષિસ, ઉઘરાણું વગેરેમાંથી (૧૨.૯ ટકા) મળી હતી પ્રત્યેક વિદ્યાર્થી દીઠ વાર્ષિક ખર્ચ રૂ. ૩૦૦ જેટલું આવે છે. પરન્તુ જુદા જુદા પ્રકારના અભ્યાસક્રમના ખર્ચમાં ઘણો તફાવત પડે છે. ડૉક્ટરી અભ્યાસની કૉલેજોમાં વિદ્યાર્થીનો માથાદીઠ સરાસરી ખર્ચ રૂ. ૮૦૦ થી રૂ. ૧૨૦૦ ની વચ્ચે આવે છે, ત્યારે આર્ટ્સના વિદ્યાર્થીનો માથાદીઠ ખર્ચ રૂ. ૧૦૦ થી ૨૦૦ સુધી આવે છે. નવી વ્યવસ્થા પ્રમાણેની કૉલેજોમાં વિદ્યાર્થીનું માથાદીઠ સરાસરી ખર્ચ રૂ. ૪૦૦ જેટલું ગણી શકાય (આમાં ખાવા-પીવાના ખર્ચનો સમાવેશ થતો નથી). અત્યારે જે સરાસરી ખર્ચ થાય છે તેના કરતાં એકંદરે ૩૩⅓ ટકા ખર્ચ આ રીતે વધારે આવે છે અને તેમાં વ્યાખ્યાતા-

ઓના પગારના વધારાનો, વર્ગના કદમાં ઘટાડાનો, 'ટયુટોરિયલ વર્ગો'ના વધારાનો–વગેરેનો સમાવેશ થાય છે. આ રીતે ગણતાં યુનિવર્સિટીની ૨,૪૦,૦૦૦ જગ્યાઓ માટે કુલ વાર્ષિક ખર્ચ રૂ. ૯,૬૦,૦૦,૦૦૦ થાય છે.

આ રૂ. ૯,૬૦,૦૦,૦૦૦ જેટલા ખર્ચની સાથે સાથે એટલી આશા રાખી શકાય કે યુનિવર્સિટીઓમાં ભણતા વિદ્યાર્થીમાંથી અર્ધી સંખ્યાના વિદ્યાર્થીઓ, અત્યારે આવે છે તેના કરતાં કાંઇક વધારે એટલે કે માસિક આશરે વીસ રૂપિયા જેટલી–ફી આપી શકશે. એટલે ફીની કુલ આવક ૧,૨૦,૦૦૦×૨૪૦ રૂ. = રૂ. ૨,૮૮,૦૦,૦૦૦થશે. એ રકમ તે કુલ ખર્ચના ૩૦ ટકા જેટલી થઇ. બાકીની રકમમાંથી ૧૦ ટકા જેટલી રકમ બક્ષિસ, દાન વગેરેમાંથી મળે એમ ગણતરી કરી શકાય. એટલે રાજ્યને ૬૦ ટકા જેટલી રકમ, યુનિવર્સિટીના શિક્ષણ માટે, જોડવાની રહેશે. યુનિવર્સિટી માટેના ખર્ચની રકમ નીચે પ્રમાણે મેળવી શકાયઃ—

| | રૂ. |
|---|---|
| ફીની આવકમાંથી | ૨,૮૮,૦૦,૦૦૦ |
| સરકારી ગ્રાન્ટમાંથી | ૫,૭૬,૦૦,૦૦૦ |
| બક્ષિસ, દાન વગેરેમાંથી | ૯૬,૦૦,૦૦૦ |
| કુલ | ૯,૬૦,૦૦,૦૦૦ |

પરન્તુ જો ગરીબ વિદ્યાર્થીઓને મદદ આપવા માટે કુલ ખર્ચના દસ ટકા જેટલી રકમ અલગ રાખવાની હોય, તો રાજ્યે કુલ ખર્ચના ૭૦ ટકા જેટલી રકમ, એટલે કે રૂ. ૬,૭૨,૦૦,૦૦૦ જોડવી પડશે.

(૧૧) આ રિપોર્ટમાં સ્પષ્ટ રીતે અને પરોક્ષ રીતે જણાવેલાં કારણો મુજબ, કોઈપણ પ્રકારની રાષ્ટ્રિય કેળવણીની યોજનામાં યુનિવર્સિટીની કેળવણી અતિ મહત્ત્વનો ભાગ ભજવશે, એટલા માટે યુનિવર્સિટી શિક્ષણની યોજના એવી કાળજીપૂર્વક કરવી જોઈએ કે જેથી તેનો વહીવટ કરકસરવાળો તેમજ ઉત્તમ કાર્યક્ષમ બને અને અતિવ્યાપ્તિ તેમ જ નિરર્થક શ્રમ અટકાવી શકાય; એ યુનિવર્સિટીમાંથી નીકળતો ઉત્તમ કીમતી ફાલ તેના પોતાના તેમ જ સમસ્ત દેશના કલ્યાણાર્થે ઉપયોગી થાય એ ધ્યાનમાં રાખવાનું પણ એટલું જ અગત્યનું છે. અને રાષ્ટ્રિય હિતને ખાતર નવા નવા પ્રયોગો અને સંશોધનો માટે જોઈતાં નાણાં મળી શકે તેની પણ જોગવાઇ થવી જોઇએ.

સને ૧૯૨૫ માં ઇન્ટરયુનિવર્સિટી બૉર્ડની સ્થાપના કરવામાં આવી તે શિક્ષણના વિષયમાં સહકારની યોજનાનું એક ઇષ્ટ પગલું ગણાય. સને ૧૯૨૧ના સૅડલર કમિશન રિપોર્ટમાં આ જાતના મંડળની આવશ્યકતાની પ્રથમ સૂચના કરવામાં આવી હતી, અને લિટન કમિટીએ એ સૂચનાને સમર્થન આપ્યું હતું. એ બૉર્ડ બહુ ઉપયોગી કાર્ય કરે છે, છતાં એ માત્ર સલાહકારક મંડળ છે અને રાષ્ટ્રિય શિક્ષણ માટે જે રીતની અને જેટલે સુધી યુનિવર્સિટીની કેળવણીની પ્રગતિનો સમન્વય થવો જોઇએ તે કરવાનું તેના પ્રદેશની બહાર છે, શિક્ષણનું ધોરણ જ્યાં ઊંચું લાવવાની આવશ્યકતા જણાય ત્યાં તેમ કરવાનો આગ્રહ કરવાનો, તેમ જ આવશ્યક લાયકાતવાળા શિક્ષકો મેળવવા માટે, તેમને સારો પગાર આપવા માટે, તેમ જ નોકરી માટેની અમુક શરતો નક્કી કરવા માટે આગ્રહ કરવાનો તેને અધિકાર નથી. તે ઉપરાંત યુનિવર્સિટી શિક્ષણની પ્રગતિના વિષયમાં યુનિવર્સિટીઓમાં પરસ્પર અયોગ્ય અને આર્થિક દૃષ્ટિએ હાનિકારક સ્પર્ધા કરીને નવી યુનિવર્સિટીઓ, જેની આવશ્યકતા કોઇ રીતે સિદ્ધ કરવામાં આવી નથી, તે સ્થાપવાનું અટકાવવાની, તેમ જ પોતાના પ્રાન્તની યુનિવર્સિટીઓમાં જે વિષયનું શિક્ષણ મળી શકે તેમ ન હોય તે બીજા પ્રાન્તની યુનિવર્સિટીઓમાં મેળવવા પ્રયત્ન કરતા વિદ્યાર્થીઓના માર્ગમાં અવરોધ કરતા પ્રાદેશિક સંકુચિત માનસને અટકાવવાની તેની શકિત નથી. આ ઉપરાંત તેને નાણાં વાપરવાની કોઇ પ્રકારની સત્તા નથી. એટલે આખા દેશનું હિત નજરમાં રાખી યુનિવર્સિટી શિક્ષણનો સમન્વય સાધે એવા મંડળની આવશ્યકતા છે એમ લાગે છે. એવી સંસ્થા પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે મધ્યસ્થ સરકારના અંકુશમાં રહે એમ કહેવાનો આશય નથી. જોકે કેળવણીની પુનર્ઘટનાને પરિણામે એવી સ્થિતિ ઉપસ્થિત થાય કે જેથી પ્રાન્તિક સરકારોને યુનિવર્સિટી શિક્ષણના આર્થિક બોજામાંથી મુક્ત કરી તે ભાર મધ્યસ્થ સરકારે ઉપાડી લેવાની જરૂર પડે. યુનિવર્સિટીઓના સામાન્ય વહીવટમાં આ સંસ્થા વચ્ચે પડે નહિ. ગ્રેટબ્રિટનમાં યુનિવર્સિટી ગ્રાન્ટસ-કમિટી છે તેના ધોરણે આ સંસ્થાની સ્થાપના કરવાની સૂચના કરવામાં આવી છે. પોતપોતાના વહીવટ અને કાર્યક્ષેત્રમાં સ્વાધીનતાના વિષયમાં હિન્દુસ્તાનની યુનિવર્સિટીઓ જેટલી જ દૃઢતાપૂર્વકની ચીવટ જે દેશમાં રાખવામાં આવે છે તેવા દેશમાં આ કમિટીએ સફળતાથી કાર્ય ચલાવ્યું છે. આવા પ્રકારની હિન્દી યુનિવર્સિટી ગ્રાન્ટ્સ-કમિટી ધારાસભાના કાયદાથી સ્થાપન થવી જોઈએ. એ કમિટીમાં પ્રાન્તિક કે મધ્યસ્થ સરકાર સાથે તેમ જ કોઈ યુનિવર્સિટી સાથે સંબંધ ન ધરાવનારા

એવા કેટલાક નામાંકિત માણસો નીમવા જોઈએ. અલબત્ત, આ માણસોને યુનિવર્સિટીઓના વહીવટનો સારો અનુભવ હોવો જ જોઈએ. આ સંસ્થાનું મુખ્ય કાર્ય એ હોવું જોઇએ કે જાહેર નાણાંમાંથી યુનિવર્સિટીઓને જે ગ્રાન્ટ આપવામાં આવે તેની તપાસ રાખવી. તેણે એ ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ કે યુનિવર્સિટી પાસે જે કાર્યની આશા રાખવામાં આવે છે તે પાર પાડવા તે સમર્થ છે કે નહિ. પ્રાન્તિક સરકાર પોતપોતાના પ્રાન્તની યુનિવર્સિટીને સીધી રીતે ગ્રાન્ટ આપવા ઇચ્છતી હોય તો તે અટકાવવાનો આમાં હેતુ નથી, તેમ આ કમિટીની મારફત તેને ગ્રાન્ટ આપવાની તેમની ઇચ્છા હોય તો તે તેમ પણ કરી શકે છે. પરન્તુ, એવી સૂચના કરવામાં આવે છે કે યુનિવર્સિટીને કોઈ દિશામાં પ્રગતિ કરવાના હેતુથી પ્રાન્તિક સરકાર જ્યારે ગ્રાન્ટ આપવા ઇચ્છે ત્યારે તેમ કરતાં પહેલાં તે આ કમિટીની સલાહ પૂછે.

મધ્યસ્થ સરકાર તરફથી યુનિવર્સિટીઓને જે ગ્રાન્ટો આપવામાં આવે તે બધી આ કમિટીની મારફત જ અપાવી જોઈએ.

આ મુખ્ય કાર્ય ઉપરાંત આ કમિટીને નીચે મુજબની સત્તા હોવી જોઈએ:

(૧) ખાનગી બક્ષિસો અને દાનોને ઉત્તેજન આપવું.

(૨) યુનિવર્સિટીના કાર્યમાં અતિવ્યાપ્તિ થતી અટકાવવી, બધી યુનિવર્સિટીઓનાં કામનો સમન્વય સાધવો, અને દેશની આર્થિક સ્થિતિના પ્રમાણમાં યુનિવર્સિટીના કાર્યની મર્યાદા બાંધવી.

(૩) યુનિવર્સિટીઓમાં પરસ્પર અનિષ્ટ સ્પર્ધા અટકાવવી, અને પ્રાન્તપ્રાન્તની યુનિવર્સિટીઓ વચ્ચેના પ્રતિબન્ધો દૂર કરવા.

(૪) યુનિવર્સિટીની જરૂરિયાતોની પ્રત્યક્ષ માહિતી મેળવવા માટે યુનિવર્સિટીઓનું વખતોવખત નિરીક્ષણ (ઇન્સ્પેક્શન) કરવું.

(૫) સાંસ્કારિક સંપર્કો વધારવા અને પરદેશના શિક્ષકો અને વિદ્યાર્થીઓ સાથેના પરસ્પર સમાગમના પ્રસંગો યોજવા.

(૧૨) આ પ્રકરણમાં ચર્ચેલા મુખ્ય મુદ્દાનો સંક્ષિપ્ત સાર:—

(અ) અત્યારે જે સ્થિતિમાં હિન્દી યુનિવર્સિટીઓ છે તેમાં, ઘણાં પ્રશંસનીય તત્ત્વો હોવા છતાં, રાષ્ટ્રિય કેળવણી માટેની ઘણી જાતની આવશ્યકતાઓ તે પૂરી પાડી શકતી નથી.

(આ) સર્વ દિશામાં શિક્ષણનું ધોરણ ઊંચું લાવવા માટે, યુનિવર્સિટીમાં વિદ્યાર્થીઓને દાખલ થવાના નિયમોમાં ફેરફાર થવો જોઇએ, જેથી કરીને પ્રત્યેક

બુદ્ધિશાળી વિદ્યાર્થીને યુનિવર્સિટીમાં દાખલ થવાનો અને તેનો સંપૂર્ણ લાભ લેવાનો અવકાશ રહે. હાઈસ્કૂલોની પુનર્ઘટનાની જે સૂચના કરવામાં આવી છે તેથી આ શકય બનશે. ગરીબ વિદ્યાર્થીઓ માટે નાણાંની પૂરતી મદદની જોગવાઇ થવી જોઇએ.

(इ) અત્યારનો ઇન્ટરમીજિયેટ અભ્યાસક્રમ બંધ થવો જોઈએ. આગળ ઉપર થોડા જ વખત પછી આ બધા અભ્યાસક્રમનો હાઇસ્કૂલના અભ્યાસક્રમમાં સમાવેશ થવો જોઇએ, પરન્તુ હાલ તુરત કોલેજોના પ્રથમ વર્ષનો હાઇસ્કૂલોના અભ્યાસક્રમમાં સમાવેશ કરવો અને બીજા વર્ષને યુનિવર્સિટીમાં જોડી દેવું.

(ई) યુનિવર્સિટી શિક્ષણનો ઓછામાં ઓછા સમય ત્રણ વર્ષનો રાખવો.

(उ) 'ટયુટોરિયલ' પદ્ધતિ મોટા પ્રમાણમાં દાખલ કરવી અને શિક્ષકો અને વિદ્યાર્થીઓ વચ્ચે નિકટનો સંપર્ક સાધવાની યોજના કરવી.

(ऊ) અનુસ્નાતક વર્ગના અભ્યાસની કક્ષા બહુ ઊંચી રાખવાની અગત્ય ઉપર ખૂબ ભાર મૂકવો.

(ऋ) યુનિવર્સિટીના શિક્ષણ માટે આવશ્યક યોગ્યતાવાળાં સ્ત્રી અગર પુરુષ શિક્ષકો અત્યારે અપાતા વેતન અને નોકરીના નિયમોને લીધે જ્યાં ન મળી શકતાં હોય ત્યાં વેતન વધારવાં અને નોકરીના નિયમોમાં સુધારો કરવો.

(ए) આ પ્રકરણમાં જણાવેલા હેતુ માટે અને તેમાં જણાવેલાં કાર્ય કરવા માટે હિન્દી યુનિવર્સિટી ગ્રાન્ટ્સ કમિટી સ્થાપવી.

(ऐ) હાઇસ્કૂલોની રાષ્ટ્રિય ધોરણે સ્થાપનાને પરિણામે મોટી સંખ્યામાં સારા તૈયાર થયેલા જે વિદ્યાર્થીઓ બહાર પડે તેમનો સમાવેશ કરવાને માટે, યુનિવર્સિટીઓમાં હાલની સંખ્યા કરતાં બેવડી, એટલે આશરે ૨,૪૦,૦૦૦ વિદ્યાર્થી-ઓને દાખલ કરવાની સવડ કરવી.

(ओ) આ પ્રકરણમાં યુનિવર્સિટી શિક્ષણની જે યોજના સૂચવવામાં આવેલી છે તેના કુલ વાર્ષિક ખર્ચનો અંદાજ જ્યારે એ યુનિવર્સિટીઓ પૂરેપૂરી સ્થપાય ત્યારે, રૂ. ૬,૭૨ લાખ જેટલો ગણવામાં આવ્યો છે.

# પ્રકરણ પાંચમું

## ઔદ્યોગિક, ધંધાદારી (Technical), વેપારી અને કલાનું શિક્ષણ

સને ૧૯૩૬-૩૭ના શિયાળામાં ઇંગ્લૅન્ડથી કેળવણીના બે નિષ્ણાતો—મિ. ઍબટ અને મિ. વુડ અહીં હિન્દમાં આવ્યા હતા, અને કેળવણી સંબંધી તેમણે એક રિપોર્ટ રજુ કર્યો હતો. એ રિપોર્ટે આ દેશમાં તેમ જ ઇંગ્લૅન્ડમાં કેળવણીમાં રસ લેનારા પ્રજાજનોનું સારું ધ્યાન દોર્યું હતું. અહીં આવ્યા પહેલાં લગભગ એક વર્ષ અગાઉ મિ. ઍબટે ઇંગ્લૅન્ડના બૉર્ડ ઑફ એજ્યુકેશનના તાબામાં ટેક્નિકલ શાળાઓના મુખ્ય નિરીક્ષક તરીકે કામ કર્યું હતું, તેથી ટેક્નિકલ શિક્ષણની બાબતમાં તે જગમશહૂર પ્રમાણભૂત વ્યક્તિ ગણાતા હતા અને ઍબટ-વુડ રિપોર્ટનો એ ભાગ જેમાં મિ. ઍબટે એ બાબતની ચર્ચા કરેલી છે તે આ પ્રકરણની સાથે સાથે વાંચવો જોઇએ, કારણ કે જે અગત્યના પ્રશ્નોની અહીં ચર્ચા કરવામાં આવી છે તે વિશે એ રિપોર્ટમાં સારો પ્રકાશ પાડવામાં આવેલો છે. ટેક્નિકલ શિક્ષણના અભ્યાસક્રમ માટેનો સમય, કાર્યપ્રદેશ અને તેમાં સમાવેશ કરવાના વિષયો વિશે મિ. ઍબટે એટલી તલસ્પર્શી ચર્ચા કરેલી છે, કે અહીં તે ચર્ચાની પુનરુક્તિ કરવાની અગત્ય જણાતી નથી. આ પ્રકરણમાં, ઍબટ-વુડ રિપોર્ટ પ્રકટ થયા પછી જે કેટલાક નોંધપાત્ર બનાવો બની ગયા અને તેને અંગે કેટલીક પરિસ્થિતિ ઉત્પન્ન થઈ તેનો ઉલ્લેખ કરવામાં આવશે, અને મધ્યસ્થ બૉર્ડની ટેક્નિકલ કેળવણીની સમિતિએ જણાવ્યું છે તે મુજબ ઍબટ-વુડ કમિટીએ તારવેલાં અનુમાનોમાં કેટલોક સુધારો વધારો સૂચવવામાં આવશે. આ નોંધપાત્ર બનાવોમાં મુખ્ય બનાવ તે વર્તમાન યુદ્ધ. મિ. ઍબટે હિન્દની જે ઔદ્યોગિક સ્થિતિ જોઈ હતી તેમાં યુદ્ધને પરિણામે ઘણા મોટા ફેરફારો થઇ ગયા છે, અને બીજા થોડાં વર્ષમાં તેમાં હજી પણ ભારે ફેરફાર થવાની વકી છે. બીજો બનાવ તે બોર્ડ ઑફ એજ્યુકેશનની સલાહકારક કમિટીનો રિપોર્ટ જેને સાધારણ રીતે સ્પેન્સ રિપોર્ટ કહેવામાં આવે છે તે. એ રિપોર્ટમાં હાઇસ્કૂલમાં ભણતાં બાળકો માટે અભ્યાસક્રમમાં અનેક પ્રકારની વિવિધતા અને વિકલ્પોની ભલામણ કરવામાં આવી છે અને એક નવા પ્રકારની શાળા, જેને ટેક્નિકલ હાઇસ્કૂલનું નામ આપવામાં આવ્યું છે, તેની સાંસ્કારિક અને ધંધાદારી દૃષ્ટિએ આવશ્યકતા ઉપર તેમાં

ખાસ ભારપૂર્વક આગ્રહ કરવામાં આવ્યો છે. આ પ્રકારની પ્રાયોગિક શાળાઓએ ઇંગ્લૅન્ડના ઉદ્યોગો અને વેપાર માટે દેશના સૌથી બુદ્ધિમાન વિદ્યાર્થીઓને સહાયતાની અનુકૂળતા કરી આપીને જે જાતની સફળતા મેળવી છે, તે ઉપરથી એવી આશા રાખવાનું કારણ મળે છે કે આ દેશમાં પણ એ દિશામાં જે ઘણી મોટી જરૂરિયાત જણાય તે, અને હિન્દના ઔદ્યોગીકરણની આશાઓ ફળીભૂત થવા આવે: તો, યુદ્ધોત્તર સમયમાં અત્યારના કરતાં પણ જેની વિશેષ અગત્ય જણાશે, તે જરૂરિયાતો આવા પ્રકારની શાળાઓ પૂરી પાડી શકશે.

(૨) માનવીના સંકલ્પો અને ગણતરીઓમાં વિશ્વાસ રાખીએ તો, યુદ્ધોત્તર સમયમાં, શિક્ષણના આ વિભાગમાં ઘણા મોટા વિસ્તાર કરવાની જરૂર પડશે. અત્યાર સુધી ઉદ્યોગ અને વેપારની રોજી ગોઠવવાનો મર્યાદિત અવકાશ હોવાને કારણે, અને તેમાં મોટી અગત્યની અને મોટા પગારની જગ્યાએ પરદેશથી આણેલા નિષ્ણાતો નિમાવાને કારણે, એ દિશામાં દેશના માણસો માટેની માગણી મર્યાદિત રહેલી છે. દેશના યોગ્ય વિદ્યાર્થીઓ આ જાતના શિક્ષણ માટે પૂરતી સંખ્યામાં ન મળવાનું એક કારણ એ હતું કે તેમને શિક્ષણ લીધા પછી નોકરી મળવાની ચોક્કસ ખાતરી ન હતી, તેમ જ ઉચ્ચ ગણાતા તથા મધ્યમ વર્ગના હિન્દી યુવકોએ અત્યાર સુધી ઔદ્યોગિક ક્ષેત્રમાં જોડાવાની ખાસ ઇન્તેજારી જણાવેલી નથી. હિન્દમાં કેળવણીના ક્ષેત્રમાં એકંદરે પુસ્તકિયા જ્ઞાનનું પ્રમાણ મોટા પ્રમાણમાં પ્રવર્તે છે તેમાંથી આ જાતની ઔદ્યોગિક કેળવણીની સંસ્થાઓ પણ બાતલ રહી નથી, અને તેની સાથે એ ઔદ્યોગિક શાળાઓના શિક્ષણનો કારખાનાંના પ્રત્યક્ષ કાર્ય સાથે સંબંધ યોગ્ય રીતે જોડવામાં આવેલો નથી. આ પ્રકારના દૂષિત વર્તુલ (Vicious circle) ની જે સ્થિતિ પ્રવર્તે છે તે મિ. ઍબટ નીચે પ્રમાણે વર્ણવે છે:—

"મોટા ઔદ્યોગિક કારખાનાની વ્યવસ્થા અને માર્ગદર્શનને માટે જે જાતના નિષ્ણાતો જોઈએ તેની પૂરતી સંખ્યા ન હોય, તેમ જ એ કારખાનાંમાં નાની જગ્યાએ કામ કરતા પણ દેખરેખના અગત્યના કાર્યમાં રોકી શકાય એવા સંખ્યાબંધ કુશળ માણસો ન હોય ત્યાં સુધી, કોઈપણ દેશમાં મોટા ઉદ્યોગો ચાલી શકે નહિ. બીજી રીતે જોતાં જ્યાંસુધી એવા નિષ્ણાત અને કુશળ કારીગરો અને કાર્યકરોને પોતાના એ ધંધામાંથી સારી કમાણી મળે નહિ ત્યાંસુધી તેઓ એ જાતના ધંધામાં પડે જ નહિ."

પરંતુ, આ યુદ્ધના પરિણામે અનેક આવકારદાયક ફેરફારો થયા છે, ઉદ્યોગો-

નો મોટા પ્રમાણમાં વિસ્તાર થયો છે, અને જુદીજુદી કક્ષાના નિષ્ણાતોની માગ વધી પડી છે. તે ઉપરાંત કુશળ અને સાધારણ આવડતવાળા કારીગરોની ખાસ જરૂરિયાત ઉપસ્થિત થવાને લીધે, દેશની બધી ટેક્નિકલ શાળાઓ મોટી ટેક્નિકલ યોજનાઓના મધ્ય કેન્દ્રની સંસ્થાઓ બની ગઈ છે. જે સંખ્યાબંધ યુવકો અગાઉ ટેક્નિકલ ધંધામાં કદી પડયા ન હોત, તેઓને આ જાતની યોજનાઓને લીધે તે ધંધાઓમાં જોડવામાં આવ્યા છે, અને ઔદ્યોગિક ખાતાઓમાં નોકરી કરવા પ્રત્યેનો પૂર્વગ્રહ હવે દૂર થતો જાય છે. જ્યારે વિવિધ કોટિની હાઈસ્કૂલો સ્થાપવાની યોજનાના એક ભાગ તરીકે ટેક્નિકલ હાઈસ્કૂલો સ્થાપવાનું એક નિયમ તરીકે સ્વીકારાશે ત્યારે આ જાતની નોકરીનું આકર્ષણ સારા પ્રમાણમાં વધવા પામશે. વ્યવહારોપયોગી અને અદ્યતન ઔદ્યોગિક શિક્ષણની દિશામાં ત્વરાથી તૈયારીઓ થઈ રહી છે. પરન્તુ આ જાતની પ્રગતિનું સ્વરૂપ અને તેના કાર્યક્ષેત્રનો, અગર એ પ્રગતિ ચોક્કસ કઇ દિશામાં થવી જોઈએ તેનો નિર્ણય કરવામાં આવે તે અગાઉ ટેક્નિકલ શિક્ષણના કાર્યક્ષેત્રનો અર્વાચીન પ્રજાની જરૂરિયાતની દૃષ્ટિએ વિચાર કરવાની ખાસ જરૂર છે. આ સાથે ઉદ્યોગ અને વેપારને માટેના આવશ્યક વેપારી અને કળા તથા કારીગરીના શિક્ષણના વિષયો વિશે પણ વિચાર કરવાની જરૂર છે.

(૩) ટેક્નિકલ શિક્ષણના પ્રદેશ અને તેના હેતુ તથા તેમાં સમાવવાના વિષયો સંબંધીના વિચારમાં પશ્ચિમના દેશોમાં, છેલ્લાં થોડાં વર્ષ દરમિયાન ઘણો ફેરફાર થયો છે અને તેના વિસ્તારનો વિકાસ કરવામા આવ્યો છે. એટલે રાષ્ટ્રિય કેળવણીના એક મુખ્ય અંગ તરીકે ટેક્નિકલ કેળવણીની પ્રગતિની કોઈપણ યોજનાના બે હેતુ હોવા જોઇએ એ વાત પ્રથમથી જ બહુ સ્પષ્ટતાથી અને આગ્રહપૂર્વક ધ્યાનમાં રાખવી જોઇએ. એક તો ટેક્નિકલ કેળવણી તે સામાન્ય કેળવણી અને ઉદ્યોગને જોડનારી સાંકળ હોવી જોઈએ અને બીજું અમુક પ્રકારની બુદ્ધિવાળા વિદ્યાર્થીઓને માટે તે ગમે તે ધંધો ભવિષ્યમાં કરવાના હોય તે લક્ષ્યમાં રાખીને પણ—એક જુદા જ પ્રકારની માનસિક તાલીમ આપનાર કેળવણી તરીકે તેની ખાસ ગણના થવી જોઈએ.

ટેક્નિકલ શિક્ષણનો મુખ્ય હેતુ ઉદ્યોગ અને વેપારની ત્રણ પ્રકારની જરૂરિયાતો પૂરી પાડવાનો છે અને હંમેશ તે જ રહેશે: (૧) કુશળ કારીગરો પૂરા પાડવા, (૨) કારીગરોની ટુકડીઓના હોશિયાર મુકાદમો (Foremen) અને કામદારો પૂરા પાડવા, (૩) સંશોધનનું કામ કરનારા પૂરા પાડવા. પશ્ચિમના દેશોમાં, થોડા

વર્ષોથી, ટેક્નિકલ કેળવણીમાં સમાસ કરવાના વિષયોનું ક્ષેત્ર વિશાળ થતું જાય છે. આનું કારણ એ છે કે ઉદ્યોગોમાં આવડત અને કુશળતાની બાબતમાં વધારે ને વધારે ઊંચી કક્ષાની જરૂરિયાત જણાતી જાય છે. આ જાતની જરૂરિયાતો બે કારણોને લીધે જણાય છે: (૧) દેશદેશની કારીગરી અને કુશળતાની બાબતમાં હરીફાઇ વધતી જાય છે અને (૨) નવા નવા ઉદ્યોગો નીકળતા જાય છે. આ ઉપરાંત, આ જાતની જરૂરિયાત જણાવવાનું એક કારણ એ પણ છે કે ઉદ્યોગપતિઓને, મોડું મોડું પણ એટલું લાગવા માંડયું છે, કે ટેક્નિકલ કેળવણી જો ખરેખરી સફળ કરવી હોય, તો તેમાં 'ડિઝાઈન' અને ચીજોની બનાવટની બધી જ વિધિ અને પદ્ધતિની માહિતી ઉપરાંત તેનો ઉઠાવ અને બજાર કયે સ્થળે થાય તેમ છે તેની માહિતી પણ આવશ્યક છે. અત્યારે બજારમાં ઉપાડ થવા માટે ઉદ્યોગની દરેક ચીજની બનાવટનું કામ બહુ કુશળતાથી થયેલું હોવું જોઈએ, ખરીદનારને તે આકર્ષક બનવી જોઈએ, અને બનાવનારના હાથમાંથી ખરીદનારના હાથમાં સસ્તામાં સસ્તા દરે અને સહેલામાં સહેલી રીતે તે પહોંચવી જોઈએ.

આ ઉપરાંત જે ચીજો બનાવાય છે તેના પ્રકાર અને પદ્ધતિમાં જે ફેરફાર થતા જાય છે તેની સાથે જ તે બનાવવાના કામમાં રોકાયેલાની તાલીમમાં પણ ફેરફાર કરવાની જરૂર પડે છે. અગાઉના નિષ્ણાત કારીગરોનો વર્ગ, સંચાઓ અને મોટા પ્રમાણના ઉદ્યોગનાં કારખાનાનાં આગમનને પરિણામે, નાશ પામ્યો છે. તેમનું સ્થાન સાંચાઓ અને સાંચાઓને લગતાં ઓજારો બનાવનારાઓએ લીધું છે. કોઈપણ ઉદ્યોગમાં રોકવામાં આવેલા માણસોના પ્રમાણ કરતાં ઘણી વધારે અગત્ય આજ તાલીમ અને ચોકસાઇ તથા નિયમબદ્ધ કામ કરવાની આવડત ઉપર આપવામાં આવે છે. જેઓ ઉદ્યોગોમાં અગ્ર ભાગ ભજવે છે અને જેઓ તેમાં સત્તા ભોગવે છે તેમની સમક્ષ, કારીગરોના તથા ઉત્પન્ન કરવાના માલ સંબંધી અનેક નવા પ્રશ્નો રોજ ને રોજ ઉપસ્થિત થતા જાય છે. આ પ્રશ્નોનું સહાનુભૂતિથી અને લાગણીપૂર્વક તથા સહૃદયતાથી નિરાકરણ કરવાની જરૂર પડે છે. સંશોધનના કાર્યમાં રોકાયેલા માણસોને ચાલતી ઘરેડમાં સુધારાવધારા તથા ફેરફાર કરવાનું જ માત્ર કરવાનું નથી. અત્યારે તો કોઈ મૃતપ્રાય થતો ઉદ્યોગ કેવી રીતે ફરીથી સજીવન કરવો, અગર નવાનવા ઉદ્યોગો કેવી રીતે શોધી કાઢવા, એ કાર્ય પણ તેણે કરવાનું છે. છેલ્લાં પચાસ વર્ષો દરમિયાન, એવી માન્યતા પ્રવર્તેલી જોવામાં આવે છે કે નાના નાના ધંધા અને ઘરગથ્થુ ઉદ્યોગોનો મોટાં કારખાનાંના ઉદ્યોગોને લીધે વિનાશ નિશ્ચિત છે. જેઓ સામાજિક કારણોને લીધે

આ જાતની સ્થિતિ માટે અફસોસ દર્શાવે છે તેઓએ પણ આ વાત કાંઈક ઉતાવળથી નિશ્ચિત રીતે માની લીધેલી જણાય છે. માલની વહેંચણીની તથા વેચવાની અત્યારની પદ્ધતિથી હવે માનવાને આશા રહે છે કે અતિશય મોટા ઉદ્યોગનાં કારખાનાવાળા દેશોમાં પણ નાના કારીગરો અને ધંધાદારીઓને પણ તેના હરીફ મોટા ઉદ્યોગપતિઓની પડખે જ, જીવવાનો અવકાશ રહી શકશે.

આ બધા ફેરફારમાંથી એક બોધ સ્પષ્ટ રીતે લઇ શકાય, કે ભૂતકાળમાં ઔદ્યોગિક શિક્ષણ આપવામાં આવતું હતું તેના કરતાં હવે અત્યારના સમયમાં વધારે વિશાળ અને ઉન્નતભાવનાવાળી તાલીમ હોવી જોઈએ. વસ્તુઓ બનાવનારની પદ્ધતિમાં રહેલા વૈજ્ઞાનિક સિદ્ધાંતોનો તેમાં સમાવેશ થવો જોઈએ. અને તે પદ્ધતિઓનું પણ સંપૂર્ણ જ્ઞાન મળવું જોઈએ. ઉત્પાદનનું શાસ્ત્ર અને વેપારીપદ્ધતિની વ્યવસ્થિત રચના સાથે માલ વેચવાની કુનેહ અને વ્યવસ્થિત કાર્યપદ્ધતિનું જોડાણ થવું જોઈએ. જે કોમ અથવા પ્રજા ઉદ્યોગપ્રધાન ન હોય તેમાં ઉદ્યોગોની પ્રગતિ થવા માંડે ત્યારે સમાજરચનામાં અને સામાજિક દૃષ્ટિમાં કેવા ફેરફાર થાય તેની ગણતરી પણ થવી જોઈએ. અને યંત્રનાં કાર્યો સાથે સદાના જોડાયેલા સાધારણ કુશળતાવાળા કારીગરોની માનસિક અને નૈતિક બધિયાર સ્થિરતા (stagnation)થી થતા નુકસાનના ઇલાજ તરીકે સાંસ્કારિક તથા આનંદપ્રદ રમતગમત અને આનંદપ્રમોદનાં સાધનો તથા સગવડોની બાબત પણ તેના લક્ષ્ય બહાર ન જવી જોઈએ.

(૪) આ જાતની વિશાળ દૃષ્ટિને સમર્થન આપનારું, ટેકનિકલ કેળવણીનું એક બીજું તત્ત્વ પણ છે. એ તત્ત્વની અગત્ય પશ્ચિમના દેશોમાં વધુ ને વધુ પ્રમાણમાં સ્વીકારવામાં આવે છે, અને ઇંગ્લૅન્ડના બોર્ડ ઑફ એજ્યુકેશનના થોડા જ સમય ઉપરના એક રિપોર્ટમાં એ તત્ત્વ ઉપર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે. કહેવાતા ટેકનિકલ વિષયોના શિક્ષણથી ઘણા માણસોને, અમુક ખાસ ધંધા અગર ઉદ્યોગની માહિતી મળવા ઉપરાંત બુદ્ધિની સમગ્ર કેળવણી તથા સંસ્કાર પ્રાપ્ત થાય છે એવું અનુભવથી જણાયું છે. આ માણસો બુદ્ધિશક્તિમાં ઊતરતા હોતા નથી. તેઓની બૌદ્ધિક શક્તિઓ માત્ર પુસ્તકોના શિક્ષણ કરતાં વ્યાવહારિક અને પ્રત્યક્ષ શિક્ષણથી વધારે ઉત્તેજિત બને છે અને તે વિશેષ સંતુષ્ટ થાય છે. આ દૃષ્ટિએ, કેળવણીની ઊંચી શ્રેણીઓમાં, ટેકનિકલ કેળવણીની કૉલેજોને, કેળવણીના ક્ષેત્રમાં વિવિધતા આણીને તથા પ્રજાના સૌથી વધારે બુદ્ધિમાન વર્ગને ઔદ્યોગિક ધંધાઓમાં હિસ્સેદાર બનાવીને ઘણું અગત્યનું કાર્ય કરવાનું છે. આ વર્ગ

અત્યારે ઘણે મોટે ભાગે ઘરેડમાં ચાલતી હાઈસ્કૂલોનું પુસ્તકિયા શિક્ષણ પ્રાપ્ત કરીને માત્ર નોકરીઓ અગર વકીલાત જેવા ધંધા પાછળ ફાંફાં મારે છે અને ઘણીવાર બેકાર રહેલો હોય છે. આ ઉપરાંત જે લોકોને સામાન્ય યુનિવર્સિટીના અભ્યાસક્રમ અનુકૂળ ન હોય, અગર આર્થિક સંજોગોને લીધે તે પ્રાપ્ત થઈ શકે તેમ નહોય, તેમને નાગરિક તરીકેનું કર્તવ્ય બજાવવા માટે જે જ્ઞાન અને આવડતની આવશ્યકતા છે તે આ ટેક્નિકલ કેળવણી પૂરી પાડે છે, અથવા તો ફુરસદના સમયનો વધુ લાભકારક ઉપયોગ કરવાની સગવડ કરી આપે છે.

( ૫ ) ઉપર જણાવેલી ટેક્નિકલ કેળવણીની પ્રગતિનાં મુખ્ય પરિણામો હિન્દથી દૂર દૂર આવેલા દેશોમાં અત્યાર સુધી જણાયાં છે, તથાપિ, હિન્દના લોકસમૂહનો મોટો ભાગ જે જાતની સામાજિક અને આર્થિક સ્થિતિમાં જીવન વ્યતીત કરે છે, તેમ જ દેશનાં કુદરતી સાધનોની જે વિપુલતા છે, તે લક્ષ્યમાં લેતાં એ જાતની ટેક્નિકલ કેળવણીની આ દેશમાં વ્યાવહારિક ઉપયોગિતા અને અસર વિશે જરાપણ શંકા રાખવાનું કારણ નથી. અત્યારના યુદ્ધે ઔદ્યોગિક પદ્ધતિ અંગે જે જાતની જાગૃતિ આણી છે તે ચાલુ રહે અને તે સંગઠિત થાય, તો કેળવણી અને ઉદ્યોગનો સાચો સમન્વય કરવાની અગત્ય આ દેશમાં હોય તેવી બીજા કોઈ પણ દેશમાં હોવાનો સંભવ નથી એવું સમજાય છે. વળી, નાના ઉદ્યોગો તથા ગૃહઉદ્યોગોને ઉત્તેજન આપવાનું, કુશળ અને તાલીમ લીધેલા કારીગરોની સંખ્યા વધારવાનું, યંત્રો ચલાવનાર નિષ્ણાતો પૂરા પાડવાનું અને દેશમાં ઉત્પન્ન થતા પુષ્કળ કાચા માલનો યોગ્ય ઉપયોગ કરી તૈયાર માલ બનાવી દેશના ઉપયોગનાં સાધન વધારવાનું આ દેશમાં જેટલું જરૂરનું અને શક્ય છે તેટલું બીજે કોઈ સ્થળે નથી એમ જણાય છે. આ સર્વ ઉપરાંત, ભાવી સર્જકશક્તિને પુસ્તકિયા શિક્ષણ દ્વારા બેકારીના ગર્તમાં પડતાં અટકાવવાની અગત્ય આ દેશમાં સૌથી વધારે જણાય છે.

( ૬ ) વિદ્યાર્થીઓની દૃષ્ટિએ વિચારતાં, ટેક્નિકલ કેળવણીથી શરૂઆતથી જ રોજી મળશે અગર તો પછીથી રોજીમાં વધારો કરવાનો અવકાશ રહેશે; એટલે કે જે યુવાનો કામ ધંધે ન લાગ્યા હોય તેમને તાલીમ આપવામાં આવશે અને તેને લીધે વેપારી ખાતાંમાં અગર ઔદ્યોગિક કારખાનાંમાં તે પ્રવેશ કરવાની તૈયારી કરી શકશે, અથવા જેઓ કોઇ પ્રકારના ઉદ્યોગધંધામાં પડેલા હશે તેમને પોતાની કારીગર તરીકેની આવડત વધારવાની તક આપી શકશે, વધારે

જવાબદારીની જગ્યાએ કામ કરવા માટે તેમને લાયક બનાવી શકાશે, અગર તો નાગરિક તરીકે તેમની સર્વદેશીય પ્રગતિ સાધી શકાશે.

જે પ્રદેશમાં ટેક્નિકલ શાળાઓ સ્થાપવાની હોય તેનો વિસ્તાર તથ તે દેશમાં થયેલા ઔદ્યોગિક વિકાસનું પ્રમાણ ધ્યાનમાં રાખીને એવી શાળા એક કે વધારે સ્થાપવી તે નક્કી કરી શકાશે. જો વધારે સંસ્થાઓ સ્થાપવાની જરૂર લાગે, તો તે દરેક સંસ્થા એક એક ઉદ્યોગનું શિક્ષણ આપે, કે કોઇ ઉદ્યોગસમૂહનું તે પણ એ જ ધોરણે નક્કી કરી શકાશે. વળી એક મધ્યવર્તી સંસ્થામાં ઉદ્યોગની બધી શાખાઓનું શિક્ષણ કેન્દ્રિત કરવામાં આવે, કે પ્રાથમિક શિક્ષણ આપીને મુખ્ય મધ્ય શિક્ષણનો ભાર કમી કરનારી અને વધુ અભ્યાસ માટે વિદ્યાર્થીઓ પૂરા પાડવામાં મદદ કરનારી સહાયક શાળાઓ અને દરેક શાખાઓના ઉચ્ચ અભ્યાસની જોગવાઈ વાળી એક મુખ્ય મધ્યવર્તી શાળાને સ્થાપવામાં આવે તે પણ નક્કી કરવું પડશે. એક જ વિષય શીખવતી ટેક્નિકલ શાળા અથવા વધારે વિષય શીખવતી ટેક્નિકલ શાળા એ બે વચ્ચે શું પસંદ કરવું એ પ્રશ્ન ઘણા સમયથી વિવાદગ્રસ્ત છે; પરંતુ ઘણા વિષયોના અભ્યાસની જોગવાઇવાળી ટેક્નિકલ શાળા, જ્યાં જ્યાં તે ઉઘાડવાનું શકય હોય ત્યાં અને નીચે જણાવેલા કેટલાક અપવાદો બાદ કરવામાં આવે, તો કેળવણીની, ઉદ્યોગની અને આર્થિક દ્દષ્ટિએ વધારે લાભકારક છે એમ લાગે છે. ટેક્નિકલ કેળવણીની જુદી જુદી શાખાઓનું શિક્ષણ, ખાસ કરી ઉચ્ચ કોટિનું શિક્ષણ એક સ્થળે અને એક જ સંસ્થામાં કેન્દ્રિત કરવા વિશે વિસ્તારથી ચર્ચા કરવાની આવશ્યકતા નથી. એના સમર્થન માટે મોટી દલીલ તો ખર્ચની છે. ટેક્નિકલ શિક્ષણ ઘણું ખર્ચાળ છે, કારણ કે તેને માટે વ્યાવહારિક તાલીમ આપવાની અને સાંચાકામ તથા બીજાં ઘણાં સાધનોની તેમાં જરૂર પડે છે. વળી ઉચ્ચ શિક્ષણ માટેની લાયકાત ધરાવતા નિષ્ણાત શિક્ષકો મેળવવાની મુશ્કેલી છે તે પણ એક જ સંસ્થા રાખવાથી દૂર થાય છે. તે ઉપરાંત બીજી એક વાત એ ધ્યાનમાં રાખવાની છે કે ટેક્નિકલ શિક્ષણમાં કેટલાક વિષયોમાં એકની એક બાબત જુદી જુદી શાળાઓમાં શીખવાની હોય છે. અર્થાત્ તેનું પુનરાવર્તન થાય છે એટલે એક મોટી મધ્યવર્તી સંસ્થાની પ્રયોગશાળા, સંચાઓ તથા સાધનોનો જુદી જુદી શાળાના વિદ્યાર્થીઓ ઉપયોગ કરી શકશે. વધારામાં, જુદી જુદી શાળાના અભ્યાસીઓ એક બીજાના સમાગમમાં આવીને પરસ્પર લાભ મેળવી શકશે.

જે સ્થળે એક જ પ્રકારનો ઉદ્યોગ તે સ્થળની ખાસ વિશિષ્ટતા સૂચક હોય,

અગર તે એક જ ઉદ્યોગમાં ઘણા માણસો તથા ઘણા પ્રકારના સાંચા અને સાધનો-ની જરૂર પડે એવો તે વિસ્તૃત અને વિશાળ ઉદ્યોગ હોય, અને તેથી જુદા જુદા ઉદ્યોગો માટે જોઈતાં વિવિધ સાધનો પૂરાં પાડવાનું ઘણું મુશ્કેલ હોય, અગર જે સાધનો વાપરવાનાં હોય તે બીજા કોઇ પણ ઉદ્યોગમાં ઉપયોગમાં આવી શકે તેમ ન હોય—દાખલા તરીકે ચામડાં કેળવવાનો ઉદ્યોગ—તેવે સ્થળે એક જ વિષયનું શિક્ષણ આપનારી ટેકનિકલ શાળાને ખાસ પસંદગી આપી શકાય.

અનેક ઉદ્યોગો શીખવનારી ટેક્નિકલ શાળાઓમાં, તેને પોષનારી બીજી નાની નાની શાળાઓ હોય કે ન હોય તોપણ, ( ૧ ) હાઈસ્કૂલમાં ભણવા લાયક ઉમર-ના છોકરાઓ માટે પૂરી–બધાં ધોરણો વાળી–એક હાઈસ્કૂલ ( ટેક્નિકલ હાઇસ્કૂલ) હોવી જોઇએ. આ હાઈસ્કૂલમાં ભણતા વિદ્યાર્થીઓ આગળ ઉપર મોટી જવાબ-દારીનાં કાર્ય માથે લેવાનાં છે એમ માની તેમને શિક્ષણ અપાવું જોઇએ. ( ૨ ) જુવાન ઉમેદવારો તેમ જ જૂના કામદારો માટે અમુક સમયના (આખા દિવસના નહિ ) એવા વર્ગો–દિવસે અને જરૂર પડે તો સાંજના સમયે–એમાં રાખવા જોઈએ. ( ૩ ) વધારે આગળ વધેલા વિદ્યાર્થીઓ અને સંશોધન કાર્યમાં જોડાયેલા કારીગરો માટે મર્યાદિત સમય માટેના વર્ગો ઉઘાડવા જોઇએ, આ ઉપરાંત ધંધા-દારી નહિ એવા પ્રૌઢશિક્ષણની પણ આમાં વ્યવસ્થા થવી જોઇએ.

( ૭ ) ટેક્નિકલ તેમ જ વેપારી અને ઔદ્યોગિક શિક્ષણ સંસ્થાઓના ધ્યેય માટેના અભ્યાસક્રમ વિશે ઉપર જે કહેવામાં આવ્યું તેનો યુદ્ધ પછીના હિન્દમાં અમલ કરવાનું કાર્ય એ બીજું પગથિયું છે. યુદ્ધ પછીના હિન્દની કેવી પરિ-સ્થિતિ હશે તેની અત્યારના સંજોગો જોઈને જે કલ્પના કરી શકાય તેને અનુસરીને આ વ્યવસ્થા થઈ શકશે. ટેક્નિકલ શિક્ષણ સંસ્થાની સંખ્યા, તેનું સ્વરૂપ, તેને માટેનાં યોગ્ય સ્થળોની સગવડ વગેરે ઉદ્યોગ અને વેપારની જરૂરિયાતોના ધોરણે થઈ શકશે એ વાત તો સ્પષ્ટ છે. પણ એ જાતની જરૂરિયાત કેટલી હશે તેની અત્યારને તબક્કે અટકળ કરવાનું કામ સહેલું નથી.

ભૂતકાળમાં હિન્દમાં ઔદ્યોગિક પ્રગતિનો જે રીતે અવરોધ થયા કરતો તે દૂષિત વર્તુલના બંધનમાંથી, લડાઇને માટેના આવશ્યક ઉત્પાદનને કારણે, આ દેશ મુક્ત થયો છે. નવા ઉદ્યોગો સ્થાપન કરવામાં આવે છે અને તેને માટેના કામદારવર્ગના સમૂહ તૈયાર કરવાની શરૂઆત થઇ છે.

યુદ્ધ માટેના ઉત્પાદન માટે ટૂંક સમયની પણ વિપુલ ( intensive )તાલીમ લઈને તૈયાર થયેલા કારીગરોને સામાન્ય ઔદ્યાગિક સંસ્થાઓમાં સમાવી લેવા માટે નવી યોજના કરવી એ પ્રથમ કાર્ય છે. આ કારીગરોમાંના કેટલાએ યુદ્ધ પૂરું થયા પછી, યુદ્ધોત્તર સંજોગો અને પરિસ્થિતિમાં સરળતાથી ગોઠવાઈ શકાય એવી લાયકાત અને કુશળતાનું ધોરણ પ્રાપ્ત કર્યું હશે એ કહેવું મુશ્કેલ છે. યુદ્ધને સ્થળોએ રહી તેને લગતા ટેક્નિકલ ખાતાઓમાં કામ કરનારા તેમ જ દેશમાં રહી યુદ્ધ માટેના ઉત્પાદન કાર્યમાં જોડાયેલા–એ બન્ને પ્રકારના કારીગરોને આ લાગુ પડે છે. ઉપર જણાવેલા કામદારોને તેમની તાલીમ સંપૂર્ણ કરવા માટે યુદ્ધના અંત પછી અઢાર માસ સુધી યુદ્ધને અંગેના કામદાર ખાતા તરફથી ચાલતી તાલીમી સંસ્થાઓમાં રાખવાની વ્યવસ્થા થયેલી છે એ સંતોષની વાત છે. પ્રત્યેક મુખ્ય ઉદ્યોગ કે વેપારીખાતામાં કેટલી સંખ્યામાં નિષ્ણાત કારીગરોની જરૂર પડશે એ કહેવું જો કે ઘણું મુશ્કેલ છે, છતાં પણ કેવા પ્રકારના અને કઇ કોટિના નિષ્ણાત કારીગરોની જરૂર પડશે અને તેમને કેવા પ્રકારની તાલીમ મળવી જોઇએ તે નક્કી કરવાનું શકય છે. સૌથી ઉચ્ચ કોટિમાં ઉપરી વ્યવસ્થાપકો અને ભવિષ્યના સંશોધન કાર્યમાં ગૂંથાયેલા નિષ્ણાતોની જરૂર પડશે. આ પ્રકારના કારીગરોએ ટેક્નિકલ હાઈસ્કૂલોમાં પોતાનું પ્રાથમિક શિક્ષણ લીધેલું હશે અને ત્યાંથી કોઈ યુનિવર્સિટીના ટેક્નોલૉજિકલ ખાતામાં અભ્યાસ માટે તેઓ જોડાયા હશે, અથવા તો કોઈ ટેક્નિકલ સંસ્થામાં નૅશનલ ડિપ્લોમા માટેનો સંપૂર્ણ અભ્યાસક્રમ તેમણે કરેલો હશે. આ જાતના નિષ્ણાતોની સંખ્યા નાની જ હશે. તેમને માટે કોઈ ખાસ વધારાની યોજના કરવાની જરૂર પડશે નહિ. પણ આની અગત્ય ધ્યાનમાં રાખીને એમાં દાખલ થવા માટે પસંગીનું બહુ ઊંચું અને સખત ધોરણ રાખવાની જરૂર પડશે. યુનિવર્સિટીના ટેક્નિકલ ખાતાનો અભ્યાસક્રમ અને યુનિવર્સિટી સાથે જોડાયેલી અગર ન જોડાયેલી યુનિવર્સિટી સાથે સંબધ ધરાવતી કે ન ધરાવતી સિનિયર ટેક્નિકલ સંસ્થાઓના અભ્યાસક્રમના સંબંધના પ્રશ્નની ચર્ચા માટે મધ્યસ્થ કમિટી તરફથી નિમાયેલી ટેક્નિકલ સમિતિના રિપોર્ટમાંથી માહિતી મળી શકશે.

બીજી કોટિમાં ઊતરતા વર્ગના વ્યવસ્થાપકો, મુકાદમો, જોબરો વગેરેનો સમાવેશ થશે. આ વર્ગ પણ અગત્યનો છે, કારણ કે પશ્ચિમના દેશોમાં આ જાતના યોગ્ય માણસો મેળવવામાં ઘણી મુશ્કેલીનો અનુભવ થયેલો છે. ટેક્નિકલ હાઇસ્કૂલોનો મુખ્ય ઉદ્દેશ આ માગ પૂરી પાડવાનો છે. પરન્તુ ટેક્નિકલ હાઈસ્કૂલના

વિદ્યાર્થીઓ તે સંસ્થાનો અભ્યાસક્રમ પૂરો કર્યા પછી ટેક્નિકલ ડિપ્લોમા માટેનો આગળ અભ્યાસક્રમ, અગર તો સર્ટિફિકેટ માટેનો અભ્યાસક્રમ, અથવા તો ઊંચી કોટિના અભ્યાસ માટે મર્યાદિત સમયના વર્ગોમાં અભ્યાસક્રમ ચાલુ રાખવા ઇચ્છે છે.

જેને દેખરેખ રાખનાર અમલદાર કહેવામાં આવે છે તેને માટેની તાલીમ આપવાની આવશ્યકતા માટે મિ. ઍબટે વારંવાર આગ્રહ કર્યો છે અને તેમના આ આગ્રહ સાથે સૌ કોઈ સંમત થશે, કારણ નાના વ્યવસ્થાપક અને કામદારોની વચ્ચેની આ જગ્યાએ કામ કરતા માણસોમાં વ્યવસ્થાપક તરફથી મળતી સૂચનાઓ સમજવા માટે યોગ્ય બુદ્ધિ અને જ્ઞાન હોવું જોઈએ અને પોતાના હાથ નીચેના કામદારોને તે સમજાવવાની આવડત અને કુનેહ હોવી જોઇએ. આ ઉપરાંત જે કામદારોના કામનું તે માર્ગદર્શન કરે છે, જેના ઉપર જાપ્તો અને દેખરેખ રાખે છે તેમનાં માન અને વિશ્વાસ તેણે પ્રાપ્ત કરવાં જોઇએ.

ત્રીજી કોટિમાં કુશળ કારીગરનો સમાવેશ થશે. આમાંના ઘણા ઉપરી અમલદાર બનાવાની આશા સેવનારા નહિ હોય. ટેક્નિકલ હાઈસ્કૂલોમાંથી બહાર નીકળેલા માણસોમાંથી આ વર્ગના કામદારો મેળવી શકાય. પરન્તુ સામાન્ય રીતે તો ઉપલા વર્ગની પાયાની કેળવણીની શાળાઓનો અભ્યાસક્રમ પૂરો કરી, કારીગરનો કસબ સામાન્ય રીતે શીખી ગયા પછી, બીજા બે અગર ત્રણ વર્ષનો પૂરો અભ્યાસક્રમ શીખવા માટે જુનિયર ટેક્નિકલ અગર વેપારી શાળાઓમાં આગળ અભ્યાસક્રમ માટે તેઓ જાય છે.

આ ત્રણ કોટિ પછી સહેજસાજ કુશળતા મેળવેલાનો અને બિલકુલ આવડત વગરના કામદારોનો મોટો સમૂહ આવશે. આ વર્ગને કારખાનાંમાં દાખલ થતા અગાઉ સામાન્ય રીતે કોઈ જાતની ટેક્નિકલ તાલીમ મળેલી હશે નહિ. માત્ર ઉપલા વર્ગની પાયાની કેળવણીની શાળામાં તેમને કોઈક જાતનો હસ્તઉદ્યોગ શીખવવામાં આવેલો હશે. અત્યારે પ્રાથમિક શાળાઓ અને મિડલ સ્કૂલોમાંથી જે વિદ્યાર્થીઓ અને બાળાઓ બહાર પડે છે તેના કરતાં પાયાની કેળવણીના શાળાઓમાંથી જે બહાર નીકળશે તેઓ ઔદ્યોગિક ધંધાઓમાં પ્રવેશ કરવાને વધારે લાયક હશે એ વાત ખાસ ધ્યાનમાં રાખવી જોઇએ. તેઓને ઓજારોના ઉપયોગનું અને લાકડાં તથા ધાતુઓના ગુણધર્મ (properties)નું થોડું જ્ઞાન તો હશે જ. આ વર્ગના માણસોને તેમની સામાન્ય કેળવણીમાં વૃદ્ધિ કરવાની અને તેમની કારીગર તરીકેની કુશળતામાં પ્રગતિ કરવાની તક આપવાની ખાસ

અગત્ય ગણાશે, કારણ કે એ રીતે તેમનામાં જે ખાસ લાયક હોય તે આગળ જતાં કુશળ અને નિષ્ણાત કારીગરના વર્ગમાં પોતાનું સ્થાન પ્રાપ્ત કરી શકે.

એક વાત ખાસ કરીને સ્પષ્ટ થવી જોઇએ કે ઉપર જે વર્ગીકરણ કરેલું છે તે યુદ્ધ પછીના ઉદ્યોગોના ચુસ્ત રીતે અને ઊંચાનીચા થર પ્રમાણે કરેલા વિભાગો છે એમ સમજવાનું નથી. જો યોગ્ય ઉત્તેજનનાં સાધનો યોજવામાં આવે, તો છેક નીચેના થરના ઉદ્યોગમાંથી છેક ઉપરના થરના ઉદ્યોગોમાં ચડવાનું સુલભ હોવું જોઈએ, અને જ્યાંસુધી ઉચ્ચ શિક્ષણ માટે ખાસ પસંદગીનું ધોરણ દૃઢ રીતે સ્થાપવામાં ન આવે ત્યાંસુધી આ પ્રમાણેનો ઉત્તરોત્તર ચડતો ક્રમ અગત્યનો ગણાશે. તે ઉપરાંત નાના વેપારી અથવા ગ્રામોદ્યોગની જરૂરિયાતોનું પણ વિસ્મરણ ન થવું જોઇએ. યોગ્ય સ્થળે સ્થપાયેલી ટેક્નિકલ સંસ્થાઓમાં ગ્રામઉદ્યોગો માટેનાં યોગ્ય ખાતાં સ્થાપવાં જોઈએ. એ ખાતાંમાં સ્થાનિક ઉદ્યોગના યોગ્ય વાતાવરણમાં શિક્ષણ આપવામાં આવે તેમ જ પ્રત્યક્ષ મહાવરો કરાવવામાં આવી શકે.

(૮) ઉપર જે જણાવ્યું તે મુખ્યત્વે કરીને ટેક્નિકલ શિક્ષણને લગતું છે, તેમ છતાં વેપારીનું અને કલાનું શિક્ષણ લેનારા વિદ્યાર્થીઓને માટે થનારી યોજનાઓનો પણ એમાં સમાવેશ થઇ જાય છે. વેપારી કેળવણીની બાબતમાં એ શિક્ષણ લેતા વિદ્યાર્થીઓના બે મુખ્ય વર્ગ પાડી શકાય: (अ) જેઓ મોટા પાયા ઉપર વેપાર ધંધો ચલાવે, અગર શરાફી, હિસાબી ખાતાનું વગેરે ધંધા કરવાના હોય, અને (आ) अ વર્ગના વેપારીઓ અને ધંધાદારીઓની સંસ્થાઓમાં કારકુન અગર મંત્રીઓનું કામ કરનારા હોય. મિ. ઍબટના અભિપ્રાય મુજબ (अ) વર્ગના વિદ્યાર્થીઓને કલ્પનાશક્તિ, જવાબદારી સાથે સમજપૂર્વક કામ ઉપાડી લઇ કે શરૂ કરવાની આવડત, વહીવટની આવડત અને સંચાલક ને આવશ્યક ગુણો—એટલાની આવશ્યકતા છે. (आ) વર્ગના વિદ્યાર્થીઓને ઑફિસના વહીવટની અને રોજરોજના કાર્યનો નિકાલ કરવાની આવડત જેમકે શૉર્ટહેન્ડ. ટાઈપીંગ, નામું, વેપારી પત્રવ્યવહાર અને તે ઉપરાંત ચપળતા, ચોકસાઇ અને જવાબદારીનું ભાન —એ ગુણોની આવશ્યકતા છે. મોટા વેપારમાં વેચાણ અને માલની વહેંચણીના મહત્ત્વના કાર્ય માટે જે જાતની નિષ્ણાત તરીકેની કેળવણીની જરૂર છે તેની મિ. ઍબટ જોઈએ તે કરતાં ઓછી ગણતરી કરતા હોય એવો સંભવ છે. ઉદ્યોગોમાં અને વેપારમાં કલા જે રીતે નિયોજિત કરી શકાય તે સંબંધમાં મિ. ઍબટે જે સાચી હકીકત છે તે જ વ્યકત કરેલી છે કે કલાના શિક્ષણની જે રીતે ઉપેક્ષા કરવામાં આવી છે તે બહુ જ ખેદજનક છે. હિન્દના ઉત્પાદક વેપારીઓએ જે

માલ ઉત્પન્ન થાય તેને કલાની દૃષ્ટિએ સુન્દર બનાવવા પ્રત્યે ખાસ લક્ષ આપવું જોઇએ. પૅાલિટેક્નિક સંસ્થાઓનો એક મોટો લાભ એ છે કે કારખાનામાં માલ બનાવનારાઓનો ડિઝાઇનનો અભ્યાસ કરનારા તથા માલની વહેંચણી કરનારાઓ સાથે પ્રત્યક્ષ સંબંધ અને સંપર્ક સાધી શકાય છે.

(૯) ટેક્નિકલ કેળવણી માટેની ઉપર જે ત્રણ કોટિ અને કક્ષાઓ ગણાવી તે દરેકમાં કારીગરોની સંખ્યા કેટલી જોઈએ તેના ખરા અંદાજના અભાવે, સારા ટેકનિકલ શિક્ષણને માટેના ખર્ચનો અંદાજ કાઢવા માટે વિદ્યાર્થીઓની સંખ્યા અનુમાનથી નક્કી કરવી પડશે.

જેઓ ટેક્નિકલ વિષયોમાં સંશોધનનું કાર્ય કરવાના હશે, તેમજ ટેક્નિકલ ખાતાંઓમાં સૌથી ઉપરની જગ્યાઓ જેમને પ્રાપ્ત થવાની હશે તેવાઓને માટે તો એમ ચોક્કસ રીતે ધારી શકાય કે તેઓને માટે યુનિવર્સિટીએ નક્કી કરેલા ડિગ્રીના યોગ્ય અભ્યાસની અભ્યાસક્રમમાં જોગવાઈ થયેલી છે. અત્રે એક વાત ભારપૂર્વક જણાવવી જોઇએ કે યુનિવર્સિટીના ટેક્નોલૉજીના શિક્ષણના ખાતાંમાં સંશોધન કાર્ય માટે પુષ્કળ અવકાશ અને અનુકૂળતા રાખવાની આવશ્યકતાનો યોગ્ય રીતે સ્વીકાર કરવામાં આવવો જોઈએ. આ સંશોધન ઉદ્યોગોના પ્રત્યક્ષ (practical) પ્રશ્નોના ઉકેલ સંબંધે હશે, અને પ્રયોગશાળામાં થયેલા પ્રયોગોની, પરિણામોની, વેપારની ઉપયોગિતાની દૃષ્ટિએ કસોટી કરવાની આવશ્યકતા વિશે દુર્લક્ષ કરવામાં નહિ આવે. ટેક્નૉલૉજીની યુનિવર્સિટીની ડિગ્રીનો અભ્યાસક્રમ હાલ છે તેના કરતાં વિશેષ પ્રમાણમાં વ્યવહારોપયોગી દૃષ્ટિવાળો (practical) રાખવામાં આવે, તેમજ વિદ્યાર્થીઓ તેમના કૉલેજના અભ્યાસનાં બધાં વર્ષો દરમિયાન—માત્ર છેવટના વર્ષમાં જ નહિ—ઘણો વખત કારખાનાંઓમાં અને 'વર્કશૉપ'માં ગાળે એવી વ્યવસ્થા થાય, એ પણ એટલું જ અગત્યનું છે. વળી આ ઉપરાન્ત એવું ધ્યેય રાખવું જોઈએ કે જેટલા બને તેટલા વિદ્યાર્થીઓને—ખાસ કરીને ટેક્નિકલ શાળાઓમાં અધ્યાપકો થવાના હોય તેઓને—પરદેશમાં અભ્યાસ કરવાની અને પરદેશની ઔદ્યોગિક અને વેપારની પદ્ધતિઓનો પ્રત્યક્ષ અનુભવ મેળવવાની જેટલી બને તેટલી તક આપવામાં આવે એ પણ એટલું જ જરૂરનું છે. યુનિવર્સિટીઓમાં દાખલ થનારા ઉપરાન્ત ઔદ્યોગિક અને વેપારી કાર્યની એ ઊંચી કક્ષાઓમાં દાખલ થવા ઇચ્છનારની સંખ્યા ઉત્તરોત્તર વધતી જશે. તે વિદ્યાર્થીઓ, ટેક્નિકલ હાઇસ્કૂલો છોડયા પછી ટેક્નિકલ સંસ્થાઓમાં નૅશનલ ડિપ્લોમાની કોટિનો

પૂરા સમયનો અભ્યાસક્રમ, અગર તો તેની સમાન કક્ષાનો ઉચ્ચ અભ્યાસક્રમ (અમુક સમયનો) શીખશે. આ ગણતરી કરીને ટેક્નિકલ સંસ્થાઓમાં, યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ ઉપરાન્ત, પંચોતેર હજાર જગાની સગવડ રાખવાની સૂચના કરવામાં આવી છે. આ રીતે વાર્ષિક ૨૫,૦૦૦ વિદ્યાર્થીઓ, એટલે કે હાઇસ્કૂલનો અભ્યાસ પૂરો કરનારામાંના ચાર ટકા વિદ્યાર્થીઓ દાખલ કરી શકાશે. દરેક જગ્યા માટે રૂ. ૫૦૦ના ખર્ચનો અંદાજ કરવામાં આવ્યો છે. જે થોડી સંખ્યા વધુ બે વર્ષનો અભ્યાસ કરી નૅશનલ ડિપ્લોમા કોર્સ માટે તૈયારી કરશે તેમને માટેના ખર્ચનો પણ આમાં સમાવેશ થઈ જશે.

ત્રીજી કોટિના વિદ્યાર્થીઓ—કસબી કારીગર વર્ગ—માટે સિનિયર બેઝિક શાળાઓનો અભ્યાસ પૂરો કરી જે વિદ્યાર્થીઓ ટેક્નિકલ, વેપારી અગર ઔદ્યોગિક શાળાઓમાં દાખલ થયેલા હશે તે વર્ગ લઇ શકાશે—ટેક્નિકલ હાઇસ્કૂલોની સંખ્યા વધતી જાય તેમ તેમાંથી પણ ઉત્તરોત્તર વધતી જતી સંખ્યા આ કોટિમાં આવતી જશે. સિનિયર બેઝિક શાળાઓમાં હસ્તઉદ્યોગને વધારે ને વધારે અગત્ય અપાતી જશે તેમતેમ, એવી આશા રાખી શકાય, કે કોઈપણ જુનિયર ટેક્નિકલ, વેપારી જેટલી, અગર ઔદ્યોગિક શાળામાં બે વર્ષ અભ્યાસ કર્યાં પછી કસબી ધંધાઓમાં ઉમેદવારો તરીકે રાખવા જેટલી લાયકાત તે વિદ્યાર્થીઓમાં આવી હશે. સીનિયર બેઝિક શાળાઓ પૂરેપૂરી સ્થપાય ત્યાંસુધીમાં, આ જાતના શિક્ષણને ત્રણ વર્ષ કદાચ લાગે. પરન્તુ બે વર્ષના સમયની ગણતરી કરીને, જુનિયર ટેક્નિકલ, વેપારી અને ઓદ્યોગિક શાળાઓમાં બે લાખ જગ્યાઓ રાખવાની યોજના કરવામાં આવી છે. આ રીતે સીનિયર બેઝિક શાળાઓ છોડી આગળ જનારાઓમાંના ચાર ટકા વિદ્યાર્થીઓને દર વર્ષે સમાવી શકશે. દરેક જગ્યાના કુલ ખર્ચનો અંદાજ રૂ. ૧૫૦ ગણવામાં આવ્યો છે.

(૧૦) ઉપર જે ભલામણોનો વિચાર કરવામાં આવ્યો છે તે પૂરા સમયના શિક્ષણ માટે છે. તે ઉપરાન્ત, જેમજેમ ઔદ્યોગિક વિકાસ થતો જશે તેમતેમ —મોટા વિશાળ ધોરણે કે ગ્રામ ઉદ્યોગોનો—દિવસે અગર સાંજે થોડા સમયનું ટેક્નિકલ શિક્ષણ મેળવનારા કામદારો અને કારીગરોની સંખ્યા વધતી જશે. સાંજની શાળાઓની કેટલીક અગવડો અને ખામીઓ સર્વવિદિત છે, અને આ દેશનાં હવાપાણીની દૃષ્ટિએ, પશ્ચિમના દેશો કરતાં પણ અહીં વિશેષ પ્રમાણમાં એ મુશ્કેલીઓ નડવાનો સંભવ છે. પરન્તુ એક વાત અત્રે ખાસ કરીને નોંધવી જોઈએ કે જગતભરમાં જેઓ ઉદ્યોગની સંસ્થાઓમાં જવાબદારીનાં સ્થાન અત્યારે

ભોગવે છે તેમાંના ઘણા માણસોને સાંજના વર્ગોમાં શિક્ષણ લેવાને પરિણામે પોતપોતાના ધંધામાં પ્રવીણતા અને ફતેહ મળ્યાં છે. જેઓ આખા દિવસના કામ પછી પોતાની ફુરસદના થોડા સમયનો પણ પોતાની લાયકાત વધારવા માટે ભોગ આપે છે તેઓ જીવનસાફલ્ય માટે જરૂરના દઢ નિશ્ચય અને ખંતથી મંડયા રહેવાનો ગુણ ધરાવે છે એટલું તો નક્કી જ છે. અત્યારની ટેક્નિકલ શિક્ષણની કોઈ પણ યોજનામાં દિવસના થોડા સમયના શિક્ષણવર્ગો (Part-time classes) ની વ્યવસ્થા ઘણો અગત્યનો ભાગ ભજવે છે. એવા વર્ગોનો લાભ નીચે મુજબ ગણાવી શકાય:—

(૧) વિદ્યાર્થીઓને થોડામાં થોડો થાક લાગે છે.

(૨) અત્યારના ઉદ્યોગો માટેની જરૂરિયાતોનું પ્રત્યક્ષ જ્ઞાન એ વિદ્યાર્થીઓને હોવાથી, આ જાતના શિક્ષણ માટેના અભ્યાસક્રમની યોગ્યાયોગ્યતાની તેઓ બરાબર પરીક્ષા કરી ટીકા કરી શકે છે.

(૩) ઉદ્યોગની સંસ્થાઓના અને કારખાનાંના માલિકોનો આ યોજનામાં અંગત સ્વાર્થ સમાયેલો હોઈ તેઓ આ જાતની યોજનામાં રસ ધરાવે છે, કારણ કે કામદારોના કામના સમયમાં આ જાતનું શિક્ષણ તેમને આપીને (અને તે સમયનો તેમને પગાર પણ આપતા હશે એવી આપણે આશા રાખીએ) જે સમયનો ભોગ તેઓના મુખ્ય કામનો તે આપવા દે છે તેના બદલામાં કામમાં વિશેષ કુશળતા પ્રાપ્ત થશે એવી આશા તો તે જરૂર રાખતા હોવા જ જોઈએ.

શરૂઆતમાં આ જાતની થોડા સમયના શિક્ષણવર્ગોની યોજના સામે ગ્રેટબ્રિટનના કારખાનાંના માલિકોએ વિરોધ દર્શાવ્યો હતો. તેમ છતાં આગળ પડતા વિચાર ધરાવનારા માલિકોને અમુક સમયના શિક્ષણવર્ગોના ફાયદા, કામદારોના હિતમાં તેમ જ તેમના પોતાના હિતમાં, હવે સમજાયા છે. અને હવે ઘણાંખરાં કારખાનામાંથી દર અઠવાડીએ બે અર્ધા દિવસ માટે, અગર એક આખા દિવસ માટે આ જાતના ટેક્નિકલ વર્ગોમાં પોતાના યુવાન કામદારોને શીખવા જવા માટે છૂટા કરવામાં આવે છે અને તેનું ખર્ચ પણ આપવામાં આવે છે. એ ખર્ચમાં શિક્ષણવર્ગની ફી ઉપરાન્ત તેટલા સમયના પગારનો પણ સમાવેશ કરવામાં આવે છે. 'સેન્ડવિચ સિસ્ટમ' અર્થાત્ કારખાનાના કામના બે સમયની વચમાં શિક્ષણના વર્ગમાં જવાનો સમય આ જાતના વર્ગો માટે વધારે અનુકૂળ જણાય છે. એ પદ્ધતિ મુજબ વર્ષના એવી રીતે ભાગ પાડી દેવામાં આવે છે કે કાર-

ખાનાના કામના અમુક માસ, અને વચમાં શિક્ષણવર્ગમાં અમુક માસ, એવી યોજના રાખવામાં આવે છે. આ જાતની પદ્ધતિ હિન્દુસ્તાનમાં વધારે અનુકૂળ પડે, કારણ કે અહીં ટેક્નિકલ શાળાઓમાં અભ્યાસક્રમમાં વધારે પડતું પુસ્તકિયા જ્ઞાન આપવાનો જે રિવાજ જોવામાં આવે છે તે આથી ઓછો થાય છે. આ જાતના શિક્ષણથી હિન્દમાં વિદ્યાર્થીઓ વર્ષો સુધી ટેક્નિકલ શાળાઓમાં અભ્યાસ કરે છે તેમ છતાં પ્રત્યક્ષ અને વ્યાવહારિક જ્ઞાનથી તેઓ વંચિત રહે છે. હિન્દના કારખાનાંના માલિકો ઉપર જણાવેલા અમુક સમયના શિક્ષણવર્ગોની અગત્ય અને તેનું મહત્ત્વ સમજશે એવી આપણે આશા રાખીએ. જો એ ન સમજે તો, ગયા યુદ્ધ (૧૯૧૪—૧૯) પછી ફ્રાન્સમાં જેમ કરવામાં આવ્યું હતું તેમ અહીં પણ કામદારોને વિશેષ શિક્ષણ આપવા માટે, જે કારખાનાંના માલિકો પોતે જાતે આ પ્રકારના શિક્ષણની સરળતા ન કરી આપે તેમના ઉપર ખાસ કર નાખવાની વ્યવસ્થા કરવી જોઈશે.

(૧૧) કસબી કારીગરોને પોતાની લાયકાત અને આવડત વધારવાની ઉપર જણાવેલી યોજના ઉપરાંત સામાન્ય કામદારને પણ પોતાનું ટેક્નિકલ જ્ઞાન ઉત્તમ કોટિનું કરવાની સગવડ અને અનુકૂળતા પણ મળવી જોઇએ. આ પ્રમાણે વિશેષ કુશળતા મેળવી તે નિષ્ણાત કારીગર અને સારો નાગરિક બની શકે. અત્યારના સમયમાં પૉલિટેક્નિક—સર્વ પ્રકારની ટેક્નિકલ સંસ્થા—તે આમવર્ગની યુનિવર્સિટી છે એ ખ્યાલ વિશે અગાઉ ઉલ્લેખ કરવામાં આવેલો છે, અને આ ખ્યાલ, ઘાડી વસ્તીવાળા જિલ્લાઓમાં ઘણા મોટા વિશાળ પ્રમાણમાં અમલમાં મૂકી શકાય તેમ છે.

આ પ્રકારના શિક્ષણવર્ગો અને પ્રૌઢ શિક્ષણવર્ગોનું કાર્ય એકબીજાને ઢાંકી દે (overlap) થાય એવું બનવાનો સંભવ છે, કારણ કે પ્રૌઢશિક્ષણના અભ્યાસક્રમમાં પણ ધંધાદારી શિક્ષણની યોજના રાખવામાં આવે છે. આ બે પ્રકારના શિક્ષણમાં અમુક ભેદ એ રીતે પાડી શકાય કે ખેતીવાડીનું શિક્ષણ આપતી સંસ્થાઓ (જે ખરી રીતે તો ટેક્નિકલ સંસ્થાનો એક પ્રકાર જ ગણવો જોઇએ) સિવાયની ટેક્નિકલ સંસ્થાઓ શહેરની ઘાડી વસ્તીના પ્રદેશમાં ચલાવવામાં આવશે, અને પ્રૌઢ શિક્ષણના વર્ગો તો દેશના તમામ ભાગમાં ચલાવવામાં આવશે. તે ઉપરાન્ત, પ્રૌઢ શિક્ષણ સમિતિએ જણાવ્યું છે તે પ્રમાણે, ટેક્નિકલ શિક્ષણ અને પ્રૌઢ શિક્ષણની વચ્ચે, ખાસ કરીને હિન્દ જેવા દેશમાં, મોટો ભેદ રાખવાનું

શક્ય નથી તેમ ઇચ્છવા યોગ્ય પણ નથી. આ બે પ્રકારની શિક્ષણ સંસ્થાઓ એક બીજાને ઢાંકી ન દે એવી વ્યવસ્થા કરવાનું કામ જે જવાબદાર વહીવટી તંત્ર આ યોજના અમલમાં મુકશે તેનું છે.

અમુક થોડા સમયની ટેક્નિકલ શિક્ષણશાળાઓ માટે કેટલી માગ દેશમાં થશે તેનો, તેમ જ એવી શાળાઓના ખર્ચનો અંદાજ કાઢવો એ લગભગ અશક્ય છે. આવી જાતના વર્ગો જે બીજા દેશોમાં ઉઘાડવામાં આવ્યા છે ત્યાં તે આર્થિક દૃષ્ટિએ એટલા લાભદાયી નીવડયા છે, કે એક સામાન્ય નિયમ વાજબી રીતે કરી શકાય, કે જ્યાં જ્યાં આવા વર્ગોની માગણી થાય તે દરેક સ્થળે તે વર્ગો ઉઘાડવા જોઈએ. પ્રૌઢ શિક્ષણને અંગે ધંધાદારી શિક્ષણના વર્ગો માટે ખર્ચની જોગવાઇ કરવા ઉપરાન્ત અમુક થોડા સમય માટેના ટેક્નિકલ શિક્ષણના વર્ગો માટે વાર્ષિક ૩૦ કરોડ રૂપિયાની જોગવાઇ કરવામાં આવી છે. પણ એ ધ્યાનમાં રાખવું જોઈએ કે આ રકમ તે તો માત્ર એ સંકેત સંખ્યા–token figure છે. આ સર્વની ભેગી ગણતરી કરવામાં આવે તો ટેક્નિકલ અને વેપારી અને કલાના શિક્ષણનું કુલ ખર્ચ નવ કરોડ ને પંચોતેર લાખ રૂપિયા જેટલું થાય છે. ટેક્નિકલ હાઇસ્કૂલોનું ખર્ચ હાઇસ્કૂલોના ખર્ચમાં અને ટેક્નોલૉજિકલ સંસ્થાઓનું ખર્ચ યુનિવર્સિટીઓના ખર્ચમાં ગણવામાં આવ્યું છે. યુદ્ધ પછી ટેક્નિકલ કેળવણીમાં કેટલો વધારો થશે તે વિશે અત્યારે ચોકસ અનુમાન બાંધી ન શકાવાને લીધે કેળવણીના એ અંગના ખર્ચનો નિશ્ચિત આંકડો આપી શકવામાં મુશ્કેલી નડે છે. એ જ પ્રમાણે ફીની તથા બીજી આવકની પણ એ જ સ્થિતિ છે. એક રીતે જોતાં, પૂરેપૂરા સમયનું શિક્ષણ લેનારાઓનો મોટો ભાગ શ્રીમંત વર્ગનો નહિ હોય, તેમ બીજી રીતે જોતાં જેઓ અમુક થોડા સમય માટે શિક્ષણ લેશે. તેમાંના ઘણાખરા કોઇક ધંધામાં જોડાયેલા હોઈ કાંઈક કમાણી કરતા હોવાથી ફી આપવાને શક્તિમાન હશે. ઉંચી કેળવણીના બીજા વિભાગોની માફક આમાં પણ જે ગરીબ વિદ્યાર્થીઓ ફી આપી ન શકે તેવા હશે તેની ગણતરી કરી ફીની આવક ઠીક પ્રમાણમાં ઓછી ગણવી પડશે. તે ઉપરાન્ત કેટલાકને નિર્વાહનાં સાધન માટે કાંઇક રકમ પણ આપવી પડશે, જો કે યુનિવર્સિટી જેટલા મોટા પ્રમાણમાં તે નહિ હોય. ફીની અને વેપારી તરફથી મુશ્કેલીઓના ઉકેલ માટેની, વેપારી પેઢીઓને નિષ્ણાતોની સલાહ તરીકેની વગેરેની આવક બધી મળીને એક કરોડ અને પંચોતેર લાખ રૂપિયાથી વધારે નહિ થાય એમ અંદાજ બાંધી શકાય.

(૧૨) ટેક્નિકલ વેપારી અને કળાશિક્ષણની સંસ્થાઓનો શિક્ષક, કેળવણીની બીજી કોઇ સંસ્થાઓ કરતાં, મહત્ત્વ અને અગત્યની દૃષ્ટિએ, કોઇ રીતે ઊતરતો નથી. એવા યોગ્ય શિક્ષકોની જોઈતી સંખ્યા પૂરી પાડવાનું કામ, ઘણું વધારે મુશ્કેલ જણાશે, કારણ કે ઉદ્યોગ અને વેપારની સંસ્થાઓની આ બાબતમાં સ્પર્ધા થશે, અને નિષ્ણાત કારીગરોને એવી સંસ્થાઓ વધારે સારો અને લલચાવનારો પગાર આપવાની સ્થિતિમાં હશે. એટલે સારી લાયકાતવાળા શિક્ષકો આકર્ષવા માટે તેમના પગારનું ધોરણ નક્કી કરતી વખતે આ વાત ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર પડશે. ટેક્નિકલ શિક્ષણની કમિટીએ ભલામણ કરેલું પગારનું નીચે જણાવેલું ધોરણ બોર્ડે મંજૂર કર્યું છે, અને બોર્ડ આશા રાખે છે એટલા પગારના ધોરણે સારી લાયકાતવાળા શિક્ષકો પૂરતી સંખ્યામાં આ શાળા તરફ આકર્ષાશે.

(अ) ટેક્નિકલ હાઇસ્કૂલોમાં સામાન્ય વિષયોના શિક્ષકોનું પગારનું ધોરણ બીજી સામાન્ય હાઇસ્કૂલોના ધોરણ જેટલું જ રાખવામાં આવ્યું છે. ઔદ્યોગિક અને વેપારી અનુભવને કારણે આ શિક્ષકોને પાંચ હફતા સુધીનો વધારો આપવામાં આવશે.

(आ) ટેક્નિકલ વિષયોના શિક્ષકો:—

| | | |
|---|---|---|
| (૧) વર્કશોપના અગર પ્રયોગશાળાના મદદનીશો:— | રૂ. ૫૦—૧—૭૫ | (માસિક) |
| (૨) ત્રીજા વર્ગના શિક્ષકો:— | રૂ. ૭૫—૫—૧૫૦ | ,, |
| (૩) બીજા ,, ,, | રૂ. ૧૭૫-૧૦-૩૨૫ | ,, |
| (૪) પહેલા ,, ,, (જુદા જુદા ખાતાંના ઉપરી સુધ્ધાં) | રૂ. ૪૦૦-૨૫-૧૦૦૦ | ,, |

(૫) શાળાઓનો ઉપરી (પ્રિન્સિપાલ):—સંસ્થાનો પ્રકાર અને તેની વિશાળતાના પ્રમાણમાં જીવનની જરૂરિયાતોની મોંઘવારી અગર બીજા કોઇ ખાસ સંજોગોને માટે વર્ગ (૨) અને વર્ગ (૩) ના શિક્ષકો માટે ૫૦ ટકા જેટલો માસિક વધારો આપવો.

કેળવણીની બીજી સંસ્થાઓ કરતાં આ સંસ્થાઓમાં, વિદ્યાર્થીઓની ભરતીનો તેમજ તેમને તાલીમ આપવાનો વહીવટી પ્રશ્ન વધારે સહેલો છે. આને માટે ખાસ ટ્રેનિંગ સ્કૂલો કે કૉલેજોની જરૂર પડશે નહિ. ટેક્નિકલ અગર વેપારી શાળાઓના શિક્ષકે ઉદ્યોગ અગર વેપારની તાલીમ લીધેલી હોવી જોઇએ અને તેનો પ્રત્યક્ષ અનુભવ તેને હોવો જોઈએ, અને તે પછી કોઈ ટેક્નિકલ સંસ્થામાં તેને ધંધાદારી શિક્ષણ મળેલું હોવું જોઇએ.

(૧૩) યુદ્ધ પછીના સમયમાં ટેક્નિકલ શિક્ષણ માટેની માગણી કેટલી હદ સુધી અને કેવા ઉદ્યોગોને અંગે થશે એ બાબત વિશે અત્યારે ચોક્કસપણે કહી શકાય નહિ, તોપણ એ જાતના શિક્ષણની યોજના કેવા ધોરણ ઉપર કરવી તે વિશે વ્યવસ્થિત રીતે સૂચના કરવાનું બની શકે તેમ છે. ટેક્નિકલ શિક્ષણ માટેની કોઇ જાતની સંયુક્ત દોરવણી–આખા દેશમાં તેમ જ છૂટક પ્રાન્તોમાં–ને અભાવે એ પ્રકારના શિક્ષણનો વિકાસ થઈ શકયો નથી એ તો સ્પષ્ટ છે. કેટલાક પ્રાન્તોમાં ટેક્નિકલ શિક્ષણની જવાબદારી કેળવણી ખાતાની હોય એમ ગણવામાં આવ્યું છે. પણ ઘણા પ્રાન્તમાં તો એ જાતના શિક્ષણનો બધો વહીવટ કામદારખાતાને, વેપારી-ખાતાને અગર ઉદ્યોગ ખાતાને સોંપાયેલો છે. એક પ્રાન્તમાં, ખાસ કરીને, કેટલીક ટેક્નિકલ સંસ્થાઓ કેળવણી ખાતાને હસ્તક છે, અને બાકીની સંસ્થાઓ ઉપર જણાવેલાં અન્ય ખાતાંને હસ્તક રાખવામાં આવેલી છે. આ જાતની વ્યવસ્થાથી કાર્યક્ષમતા તેમજ આર્થિક લાભ ન થાય એ સ્પષ્ટ છે. ટેક્નિકલ તાલીમ, ખાસ કરીને ઊંચા પ્રકારની તાલીમ, ઘણી ખર્ચાળ છે એટલે શિક્ષણ અને કાર્યમાં અતિવ્યાપ્તિ (overlapping) ન થાય અગર શ્રમ અને નાણાંનો બેવડો વ્યય ન થાય એ જોવાની ખાસ જરૂર છે. જે ઉદ્યોગ અગર વેપારની જરૂરિયાત પૂરી પાડવા માટે એ જાતના શિક્ષણની યોજના કરવામાં આવી હોય તેની સાથે એ શિક્ષણ સંલગ્ન થયેલું હોવું જોઇએ એ વાત પણ સ્પષ્ટ છે. આ વસ્તુ સ્વીકારેલી હોવાને લીધે જ ઉદ્યોગ અને વેપાર સાથે પ્રત્યક્ષ રીતે જોડાયેલાં ખાતાંને ટેક્નિકલ શિક્ષણનો વહીવટ સોંપવાની વ્યવસ્થા થયેલી હોવી જોઇએ એમ ચોક્કસપણે આપણે કહી શકીએ. પરન્તુ પ્રત્યક્ષ અનુભવની દૃષ્ટિએ જોતાં એ હેતુ પાર પડેલો લાગતો નથી.

આ પ્રકરણમાં અગાઉ જણાવેલાં કારણસર, સામાન્ય આવશ્યક કેળવણીને માટે, તેમજ અમુક પ્રકારના ધંધા ચલાવવા માટે, અગર તેમાં નોકરી મેળવવા માટે, કેળવણીના તંત્રમાં ટેક્નિકલ તાલીમને અગત્યનું સ્થાન મળવા લાગ્યું છે. વસ્તુતઃ એનો મુખ્ય ઉદ્દેશ તો તાલીમ આપવાનો છે, એટલે જેઓ સમગ્રપણે શિક્ષણની જવાબદારી ઉઠાવી રહ્યા છે તેને હસ્તક એનો વહીવટ રહેવો જોઈએ. મિ. ઍબટ જણાવે છે કે "દરેક મોટા ઔદ્યોગિક દેશમાં ટેક્નિકલ તાલીમ અને સામાન્ય શિક્ષણની તાલીમ રાજ્યના એક જ ખાતાને હસ્તક એટલે કે કેળવણી ખાતાના પ્રધાનને હસ્તક સોંપવામાં આવેલી હોય છે." ઉદ્યોગ અને વેપારની સંસ્થાઓ સાથે બહુ નિકટનો સંપર્ક સંધાવો જોઈએ, અને આ બન્નેની ઉન્નતિનો આધાર ટેક્નિકલ શાળાઓમાં તાલીમ લીધેલા માણસો ઉપર રહેવાનો, તેથી

ટેક્નિકલ શાળાઓમાં અપાતા શિક્ષણની સંસ્થાઓ ઉદ્યોગ અને વેપારની સંસ્થાઓ સાથે બરાબર સહકાર રાખશે તેમજ તેમને યોગ્ય સૂચનાઓ પણ આપશે.

(૧૪) આ રીતે, ટેક્નિકલ શિક્ષણ કેળવણીખાતાને હસ્તક રહેવું જોઇએ, તોપણ એ જાતના શિક્ષણની વ્યવસ્થા પ્રત્યેક પ્રાન્તની જરૂરિયાત અને પરિસ્થિતિ ધ્યાનમાં રાખીને કરી શકાય એમાં કાંઇ શંકા રાખવા જેવું નથી. જો ઉદ્યોગની સંસ્થાઓ સાથે અગત્યનો સંપર્ક જાળવવાનો હોય, તો જે પ્રદેશમાં એ ઉદ્યોગોની સંસ્થાઓ ચાલતી હોય તેની જેમ બને તેમ નજદીકમાં ટેક્નિકલ શાળાઓ સ્થાપવી જોઇશે. આનું પરિણામ એ આવશે કે અમુક પ્રાન્તોમાં, બીજા પ્રાન્તો કરતાં વિશેષ સંખ્યામાં ટેક્નિકલ શાળાઓ સ્થાપવી પડશે, અને અંતે જેના ખર્ચનો ભાર આખા દેશને માથે હોવો જોઈએ તે સંસ્થાઓના ખર્ચનો પ્રમાણ કરતાં વધારે ભાર એ અમુક પ્રાન્તને વેઠવો પડે એમ થાય એટલે એ તો અન્યાય ગણાય. આ ઉપરાન્ત એક બીજી વધારે અગત્યની બાબત લક્ષ્યમાં લેવાની જરૂર છે. આર્થિક અને બીજાં કારણોને લીધે ઉદ્યોગ અને વેપારની સંસ્થાઓવાળા પ્રાન્તોમાં ટેક્નિકલ શિક્ષણની શાળાઓ સ્થાપવી જોઈએ, તેમ છતાં એ ઉદ્યોગો અને ધંધાઓમાં માત્ર એ પ્રદેશમાં વસતા માણસોને જ દાખલ કરવામાં આવે એવી વ્યવસ્થા થાય તો તે પણ ગેરવાજબી અને બીજા પ્રાન્તોને અન્યાય થયેલો ગણાય. જે વિદ્યાર્થીઓને ટેક્નિકલ શિક્ષણ લેવાની ઇચ્છા હોય તેઓ ગમે તે દેશના ભાગમાં વસતા હોય તોપણ તેમની લાયકાત જોઇને તેમને એ ટેક્નિકલ શાળાઓમાં દાખલ થવાની અનુકૂળતા મળવી જોઇએ ભૂતકાળના અનુભવ ઉપરથી આપણે કહી શકીએ-અને ભવિષ્યમાં એ જાતની મનોવૃત્તિમાં ફેર પડે એમ માનવાનું કાંઈ કારણ નથી-કે જો કે બહારના પ્રાન્તોના વિદ્યાર્થીઓને દાખલ કરવામાંથી તદ્દન બાતલ નહિ કરવામાં આવે, તોપણ એ કેળવણી પ્રાન્તિક વહીવટને હસ્તક હશે તો પોતાના પ્રાન્તના વિદ્યાર્થીઓને જ પ્રથમ પસંદગી આપવાનું ધોરણ મોટેભાગે રાખવામાં આવશે. વળી તે ઉપરાન્ત, યુદ્ધોત્તર સમય દરમિયાન ઉદ્યોગોનો મોટા પાયા ઉપર વિકાસ થવાનો સંભવ હોય-જો કે કેવા પ્રકારના ઉદ્યોગોનો અને કયા સ્વરૂપમાં વિકાસ થશે તે આપણે અત્યારે ચોક્કસ રીતે કહી ન શકીએ તોપણ-તો ઔદ્યોગિક અને ટેક્નિકલ શિક્ષણની રાષ્ટ્રિય યોજના ઘડવાની આવશ્યકતા ખાસ કરીને ઉપસ્થિત થાય છે. એ જાતના નવા ઉદ્યોગોના તેમજ હાલના ઉદ્યોગોના વિકાસને માટે જે જાતની શિક્ષણવિષયક સરળતાઓ પૂરી પાડવી પડશે તેને ઉત્તેજન આપવા માટે, તેનો સમન્વય સાધવા માટે અને તેના વહીવટનું

તંત્ર વ્યવસ્થિત ચલાવવા માટે આખા હિન્દને માટે એક મંડળ સર્વોપરિ સત્તાવાળું હોવું જોઈએ. જે જાતના કાર્યમાં સંખ્યાબંધ નિષ્ણાતોની જરૂર પડવાની છે તે કાર્ય માટે, ઉત્તમ કક્ષાની ટેક્નિકલ સંસ્થાઓના નિરીક્ષણ અને તેને યોગ્ય દોરવણી તથા સલાહ આપવાની શકિત ધરાવનાર સંખ્યાબંધ નિષ્ણાતોનું ખર્ચ દરેક પ્રાન્ત ઉઠાવી શકે એવી આશા રાખવાનું મુશ્કેલ છે.

હિન્દની ટેક્નિકલ શાળાઓના પ્રિન્સિપાલોનું એક મંડળ થોડા જ વખત ઉપર રચવામાં આવ્યું છે, આ વાતની નોંધ સંતોષ સાથે લેવી જોઈએ. આ મંડળનો હેતુ એ છે કે આખા હિન્દમાં ટેક્નિકલ શિક્ષણની એક સમાન રાષ્ટ્રિય વહીવટી નીતિ સ્થાપવી અને શિક્ષણની મુખ્ય શાળાઓ માટે અભ્યાસક્રમનું સરખું ધોરણ આખા દેશ માટે સ્થાપવું. પરન્તુ આ મંડળ ટેક્નિકલ શાળાઓના વહીવટનું સમગ્ર રીતે નિયમન કરી શકે એ સંભવિત લાગતું નથી, જો કે એ વહીવટમાં આવા મંડળને અગત્યનો હિસ્સો મળવો જોઈએ. તેથી એવી સૂચના કરવામાં આવે છે કે આખા દેશ માટે ટેક્નિકલ શિક્ષણનું રાષ્ટ્રિય મંડળ (National Council of Technical Education) સ્થાપવું જોઈએ. આ મંડળના સભ્યોમાં કેળવણીના મધ્યસ્થ મંડળ તરફથી નિમાયેલા અમુક માણસોની અમુક સંખ્યા–જેમાં બધા પ્રાન્તોના પ્રતિનિધિઓનો સમાવેશ થયેલો હોય,– હિન્દની ટેક્નિકલ શાળાઓના પ્રિન્સિપાલોના મંડળમાંથી અમુક માણસો, મધ્યસ્થ અને પ્રાન્તિક સરકારી ખાતાંઓમાંથી અમુક માણસો જે ઔદ્યોગિક બાબતો સાથે સીધો સંબંધ ધરાવતા હોય, બીજા પ્રકરણમાં સૂચવેલી યુનિવર્સિટી ગ્રાન્ટ કમિટીના અમુક માણસો, ઇન્ટર–યુનિવર્સિટી બોર્ડના અમુક માણસો અને તે ઉપરાન્ત ઔદ્યોગિક સંસ્થાઓના માલિકોના તેમ જ કામદારોના મંડળના અમુક પ્રતિનિધિઓ હોવા જોઈએ આ કાઉન્સિલ ટેક્નિકલ શિક્ષણની વહીવટી નીતિનું સામાન્ય રીતે નિયમન કરશે અને યુનિવર્સિટીની ટેક્નોલૉજિકલ સંસ્થાઓ ટેક્નિકલ હાઈસ્કૂલો, અને જુનિયર ટેક્નિકલ શાળાઓ સિવાયની બધી ટેક્નિકલ શાળાઓને લગતું કાર્ય કરશે. જે સંસ્થાઓને આમાંથી બાકાત રાખવાનું ઉપર જણાવવામાં આવ્યું છે તે સંસ્થાઓનું મુખ્ય કાર્ય કેળવણીવિષયક અને ધંધો હાથ ધરતા અગાઉની જરૂરી તાલીમ આપવાનું હોવાથી, તેમના વહીવટનું કાર્ય સામાન્ય પ્રાન્તિક જવાબદારીનું હોવું જોઈએ. આ સૂચના ઉપરથી સ્વાભાવિક રીતે એ ફલિત થાય છે કે ઉપર જણાવેલા અપવાદોની શાળાઓ બાદ કરતાં, ટેક્નિકલ શાળાઓના બધા જ ખર્ચની જવાબદારી મધ્યસ્થ સરકારની હોવી જોઇએ.

(૧૫) આ પ્રકરણ પૂરું કરતાં પહેલાં, કેળવણીની બે અગત્યની શાખાઓ, જેને વિશે આ રિપોર્ટમાં બહુ થોડું ધ્યાન આપવામાં આવ્યું છે, તે વિશે અત્રે ઉલ્લેખ કરવો જરૂરી છે. (૧) ખેતીવાડીનું શિક્ષણ અને (૨) શાળા છોડેલા-ને માટે દિવસની શાળાઓ (Day continuation schools). ખેતીવાડીનું શિક્ષણ એ તો ટેક્નિકલ શિક્ષણનો ઘણો અગત્યનો ભાગ ગણાય. આ દેશમાં ખેતીના ધંધામાં રોકાયેલી પ્રજાના ઘણા મોટા ભાગને ધ્યાનમાં લઈએ તો, સીનિયર બેઝિક શાળાઓ અને ખેતીવાડીના શિક્ષણ સાથેની હાઇસ્કૂલોની સંખ્યા જેમજેમ વધતી જશે, તેમતેમ ખેતીવાડીના શિક્ષણની ઊંચી કક્ષાની શાળાઓનો ઊતરતી કક્ષાની શાળાઓ સાથે વધારે નિકટ સંબંધ જોડવો જોઇએ, અને ખેતીવાડીના પ્રત્યેક જાતના શિક્ષણની કૉલેજોએ કેળવણીના સમસ્ત મકાનના સૌથી ઉપલા મજલાનો અગત્યનો ભાગ ગણવો જોઈએ અને તેના નિયમનનું કાર્ય દેશના સામાન્ય કેળવણીના વહીવટી તંત્રને હસ્તક આવવું જોઈએ. આ પ્રશ્નનો વિચાર કરવા માટે એક કમિટી નીમવાનું બોર્ડે ઠરાવ્યું છે. જે બીજી બાબત ઉપર જણાવવામાં આવી છે તેના સંબંધમાં યુવાન કામદારોને માટે અમુક સમયની દિવસની શાળાઓની આ દેશમાં ખાસ અગત્ય ઉપર આ પ્રકરણમાં ખાસ ભાર દેવામાં આવ્યો છે. જે ઉમરે શાળાનું ફરજિયાત શિક્ષણ પૂરું થાય તે ઉમર અને ૧૮–૨૦ વર્ષની ઉંમર એ ગાળાના સમય માટે દિવસની અમુક સમય માટેની શાળાઓ (Part-time continuation schools)ની દરેક છોકરા તેમ જ છોકરી માટેની અગત્ય એટલા માટે જણાવવામાં આવે છે કે તેનાથી ઉદ્યોગ માટેની આવડતમાં વધારો થાય એટલું જ નહિ પણ ખાસ કરીને તો જીવનના એ અગત્યના સમય દરમિયાન એ છોકરાછોકરીઓની નૈતિક, બૌધિક અને શારીરિક ઉન્નતિના કાર્યમાં એવી શાળા ઘણી રીતે સહાયભૂત થઇ શકે. આવી શાળાઓ ફરજિયાત દાખલ કરવામાં ઇંગ્લેન્ડમાં જે અડચણો નડે છે તે આ દેશમાં તો વિશેષ પ્રમાણમાં નડશે. એટલે બેઝિક કેળવણી પૂરેપૂરી અને સાર્વત્રિક રીતે સ્થપાય ત્યાંસુધી એ બાબત એવી શાળાઓ સ્થાપન કરવાનું હાલ મુલતવી રાખવાની જરૂર પડશે.

(૧૬) ટેક્નિકલ કેળવણીની કમિટીએ કરેલા રિપોર્ટમાં જણાવેલા મુખ્ય નિર્ણયો નીચે મુજબ છેઃ—

(૧) ઉદ્યોગનો વિસ્તાર વધેલો હોવાને કારણે, અને યુદ્ધ પછી તેનો વિસ્તાર હજી પણ વધવાનો સંભવ હોવાને કારણે, હરેક પ્રકારના ટેક્નિકલ શિક્ષણ માટેની સમગ્ર દૃષ્ટિથી વિસ્તારી યોજના વ્યવસ્થિત રીતે કરવાની ખાસ જરૂર છે.

(૨) ટેક્નિકલ કેળવણીનું કાર્ય બે પ્રકારનું રહેશે. (अ) ઉદ્યોગ અને વેપારની સર્વ જરૂરિયાતો પૂરી પડી શકે તે માટે ભિન્નભિન્ન લાયકાતવાળા કામદારોને યોગ્ય તાલીમ આપવાનું કાર્ય. (आ) જે છોકરા કે છોકરીની નૈસર્ગિક શક્તિઓ વ્યાવહારિક અને પ્રત્યક્ષ શિક્ષણદ્વારા ખીલી શકે એવું હોય તેમને યોગ્ય કેળવણી આપવાની સગવડ કરવાનું કાર્ય.

(૩) ટેક્નિકલ કેળવણીને પ્રજાશિક્ષણના એક મુખ્ય અને અગત્યના અંગ તરીકે ગણવું જોઇએ અને બીજા વિષયોની સામાન્ય શાળાઓ કરતાં તેની ગણના અને દરજ્જો કોઇ રીતે ઓછો આંકવો જોઈએ નહિ.

(૪) શિક્ષણની છેક શરૂઆતથી તેને વિશેષ વ્યાવહારિક સ્વરૂપ આપવું જોઈએ, અને અભ્યાસક્રમની યોજના એવી થવી જોઈએ કે પુસ્તકોદ્વારા શિક્ષણ મળે તેની સાથે જ વ્યાવહારિક ઉપયોગમાં આવે એવું શિક્ષણ પણ મળી શકે.

(૫) ટેક્નિકલ કેળવણીમાં વેપારી શિક્ષણ અને ઉદ્યોગોની સાથે સંબંધ ધરાવતી કળાઓના શિક્ષણનો સમાવેશ થવો જોઈએ.

(૬) ખેતીવાડીના શિક્ષણને ટેક્નિકલ શિક્ષણનું અગત્યનું અંગ ગણવું જોઇએ. સીનિયર બેઝિક શાળાઓ તેમ જ ગ્રામવિભાગની હાઈસ્કૂલોમાં ખેતીવાડીના વિષયોનો સમાવેશ થવો જોઈએ.

(૭) આ દેશમાં ખેતીવાડીના શિક્ષણની અતિ અગત્ય લક્ષ્યમાં લઈને તે વિષયનો સંપૂર્ણ રીતે વિચાર કરવા માટે કેળવણીના અને ખેતીવાડીના નિષ્ણાતોની સમિતિ નિમાવી જોઇએ.

(૮) જુદાજુદા પ્રકારના કામદારોને શિક્ષણ અને યોગ્ય તાલીમ આપવા માટે નીચે જણાવેલા મુખ્ય પ્રકારની ટેક્નિકલ સંસ્થાઓ સ્થાપવી જોઇએ:—

(अ) પ્રાથમિક (Junior) ટેક્નિકલ અગર ઔદ્યોગિક શાળાઓ.

(आ) ટેક્નિકલ હાઈસ્કૂલો.

(इ) ઊંચી કક્ષાની (Senior) ટેક્નિકલ સંસ્થાઓ.

(अ) અને (आ) નોકરીમાં દાખલ થવા જેટલી તૈયારી કરવા માટેની પૂરા સમયની તાલીમ આપનારી સંસ્થાઓ હશે. (इ) માં જેઓ નોકરીમાં જોડાયેલા હશે તેમને પણ અમુક સમયની ( Part-time) તાલીમ આપવાની વ્યવસ્થા હશે.

(૯) અમુક થોડા સમયની તાલીમ આપનારી શાળાના અભ્યાસક્રમના પ્રકાર

અને કેટલો સમય તેમાં રોકવો તે બાબત કારખાનાંના માલીકોની સાથે મસલત કરીને, અને તે તે સ્થળની જરૂરિયાત મુજબ નક્કી કરવું જોઇએ. આવી અમુક સમયની શાળાઓ સાંજને બદલે દિવસે ચલાવવામાં આવે એ વધારે ઇચ્છવા જેવું છે.

(૧૦) જ્યાં જ્યાં અનુકૂળતા હોય ત્યાં અમુક એક જ પ્રકારનું ટેક્નિકલ શિક્ષણ આપવાને બદલે અનેક પ્રકારનું ટેક્નિકલ શિક્ષણ આપનારી શાળાઓ વધારે પસંદ કરવી જોઇએ.

(૧૧) ટેક્નિકલ સંસ્થાઓમાં નીચે જણાવેલા અભ્યાસક્રમ મુજબ શિક્ષણ અપાવું જોઇએ:—

(अ) ચૌદ વર્ષની ઉમરે સીનિયર બેઝિક શાળાનું શિક્ષણ પૂરું કરેલા વિદ્યાર્થીને માટે જુનિયર ટેક્નિકલ શાળામાં અગર ઔદ્યોગિક કે વેપારી શાળામાં બે વર્ષનો પૂરા સમયનો અભ્યાસક્રમ.

(आ) અગિયાર વર્ષની ઉમરે પ્રાથમિક શિક્ષણ (Junior Basic school) પૂરું કરેલા વિદ્યાર્થીઓમાંથી અમુક પસંદ કરેલા વિદ્યાર્થીઓને માટે છ વર્ષ સુધીનો પૂરા સમયનો શિક્ષણ આપનારી ટેક્નિકલ હાઈસ્કૂલનો અભ્યાસક્રમ. આ શાળાઓમાં પહેલાં ત્રણ વર્ષ સામાન્ય વિષયોનું શિક્ષણ અપાવું જોઈએ.

(इ) ટેક્નિકલ હાઈસ્કૂલની અગર એની સમાન કક્ષાની બીજી કોઇ શાળાની પરીક્ષા આપ્યા પછી વિદ્યાર્થીને માટે ત્રણ વર્ષના પૂરા સમયના ડિપ્લોમાનો અભ્યાસક્રમ.

(ई) ઉપરની પરીક્ષા પસાર કરનાર વિદ્યાર્થીને માટે બે વર્ષનો પૂરા સમય માટેનો ઊંચી કક્ષાના ડિપ્લોમાનો અભ્યાસક્રમ.

(उ) જેઓ નોકરીમાં જોડાયેલા હોય તેમને માટે ટેક્નિકલ હાઇસ્કૂલોમાં ત્રણ વર્ષનો અમુક સમયનો (Part-time) પ્રમાણપત્ર (Certificate) નો અભ્યાસક્રમ.

(ऊ) ઉપરની પરીક્ષા જેમણે પસાર કરી હોય તેમને માટે બે વર્ષનો અમુક સમયનો ઊંચી કક્ષાના પ્રમાણપત્રનો અભ્યાસક્રમ.

(ए) જે જુદી જુદી કળા, કારીગરી, હુન્નર અને એવા બીજા વિષયો માટે માગણી કરવામાં આવે તેના શિક્ષણ માટેના વર્ગો. આ કળા, કારીગરી વગેરે ઉદ્યોગો તથા વેપારને સંબંધ ધરાવતા હોવા જોઈએ.

(૧૨) અભ્યાસક્રમને અન્તે એક જ જાહેર પરીક્ષા થવી જોઈએ. તે સિવાય-ની બીજી પરીક્ષાઓ શાળામાં લેવાય.

(૧૩) ટેકનિકલ શાળાઓના બધા શિક્ષકોને ઉદ્યોગ અગર વેપારની કોઈ એકાદ શાળાનો પ્રત્યક્ષ અનુભવ હોવો જોઇએ.

(૧૪) (અ) ટેકનિકલ હાઇસ્કૂલના સામાન્ય વિષયોના શિક્ષકોને બીજી હાઈસ્કૂલોના શિક્ષકો જેટલો જ પગારનો દર હોવો જોઇએ. વીસ વર્ષ ઉપરની ઉમર પછી તેમને ઓદ્યોગિક અગર ટેકનિકલ કામના પૂરતા અનુભવ પછી પગાર-માં પાંચ વધારા આપવા જોઇએ.

(આ) ટેકનિકલ વિષયોના શિક્ષકોના પગારના દર નીચે મુજબ હોવા જોઈએ :—

(૧) વર્કશૉપ અગર પ્રયોગશાળાના મદદનીશને માસિક રૂ. ૫૦–૧–૭૫. અનુભવ જોઈને તે પ્રમાણમાં શરૂઆતનો પગાર આપવો.

(૨) ત્રીજા વર્ગના શિક્ષકોને માસિક રૂ. ૭૫–૫–૧૫૦

(૩) બીજા „ „ „ રૂ. ૧૭૫–૧૦–૩૨૫

(૪) પહેલા „ „ (ખાતાના ઉપરી સુદ્ધાં) રૂ ૪૦૦–૨૫–૧૦૦૦

(૫) પ્રિન્સિપાલના પગારનું ધોરણ શાળાના પ્રકાર અને તેના વિદ્યાર્થી-ઓની સંખ્યાના પ્રમાણમાં રાખવું.

બીજા અને ત્રીજા વર્ગના શિક્ષકોને, અમુક પ્રાન્તોમાં, જીવનસાધનની મોંઘવારીને કારણે અગર બીજા કોઇ સંજોગોને કારણે પચાસ ટકા જેટલું મોંઘવારી ભથ્થું આપવું. આ ઉપરાન્ત કેટલીક વિશેષ જવાબદારીની જગ્યાઓ રાખી તેને માટે વધારાના પચીસ ટકા જેટલું ભથ્થું આપવું, સાધારણ રીતે આ ભથ્થુ વર્ગ બે અને ત્રણના શિક્ષકો માટે રાખવું.

(૧૫) ટેકનિકલ વિષયોના દરેક શિક્ષકને તેમના વિષયને લગતા ઉદ્યોગ અગર ધંધાના સંપર્કમા રહેવાનું ઉત્તેજન આપવું જોઈએ. અને આ હેતુ બર લાવવા માટે તેમને સલાહકાર તરીકે અગર કમિશનથી ખાનગી કામ કરવાની પરવાનગી આપવી જોઇએ. શિક્ષક તરીકેના તેમના કાર્યમાં કોઈ પ્રકારનો વાંધો અગર હરકત ન આવે એ શરત, આ જાતની પરવાનગી આપવામાં ધ્યાનમાં રાખવી.

(૧૬) ગરીબાઈ અગર પૂરતા પૈસાને અભાવે કોઇથી પણ, આવડત અગર મનનું વલણ હોવા છતાં, ટેકનિકલ શિક્ષણ લઈ ન શકાય એવું ન બનવા પામે તે માટે છાત્રવૃત્તિઓ અને ગુજરાન પૂરતું ભથ્થું આપવા માટે પૂરતી જોગવાઈ રાખવી જોઇએ. જ્યાં જ્યાં જરૂર હોય ત્યાં છાત્રાલયોની સગવડ થવી જોઈએ.

(૧૭) જે સ્થળોમાં ઔદ્યોગિક અને ધંધાદારી સંસ્થાઓ હોય તેવે સ્થળે ટેકનિકલ સંસ્થાઓ ઉઘાડવી જોઇએ, પરન્તુ બીજાં સ્થળ અને લત્તાના વિદ્યાર્થીઓને પણ એ શાળાઓમાં દાખલ થવાની અનુકૂળતા મળવી જોઇએ. આ જાતની સ્થિતિ થવા માટે આખા દેશ માટે સમાન ધોરણે ટેકનિકલ શિક્ષણની યોજના થવી જોઇએ.

(૧૮) ટેકનિકલ હાઇસ્કૂલો અને જુનિયર ટેકનિકલ શાળાઓ તથા ધંધાદારી અને ઔદ્યોગિક શાળાઓનો વહીવટ પ્રાન્તિક સરકાર તરફથી થવો જોઇએ; પરન્તુ યુનિવર્સિટીઓ તરફથી ટેકનોલોજિકલ કૉલેજોમાં અપાતા શિક્ષણ સિવાયનું બધુ શિક્ષણ એક મધ્યસ્થ મંડળને હસ્તક સોંપાવું જોઇએ. આ મંડળમાં દરેક ધંધા અને ઉદ્યોગના પ્રતિનિધિઓનો સમાવેશ કરવામાં આવે. જેમ બને તેમ જલદી આવા મંડળની રચના થવી જોઇએ.

(૧૯) એ પી. ટી. આઇ.ની સ્થાપના એ આખા દેશના ટેકનિકલ શિક્ષણનો એક કેન્દ્રમાં સમન્વય કરવા માટેનું બહુ આવકારદાયક પગલું ગણાય. મધ્યસ્થ મંડળમાં આ સંસ્થાના પ્રતિનિધિની યોગ્ય સંખ્યા લેવાવી જોઈએ

(૨૦) ઉપર જણાવેલી ૧૮મી કલમમાં દર્શાવેલા અપવાદ સિવાય ટેકનિકલ શિક્ષણની બધી સંસ્થાઓનો વહીવટ મધ્યસ્થ અગર પ્રાન્તિક કેળવણીખાતાને હસ્તક હોવો જોઇએ. આ માટે નિરીક્ષકો અલગ હોવા જોઈએ. ઉદ્યોગ અને ધંધાઓનાં બીજાં ખાતાં સાથે કેળવણીખાતાએ નિકટનો સંપર્ક રાખવો જોઇએ.

(૨૧) ઉચ્ચ કક્ષાના ટેકનિકલ શિક્ષણનો વહીવટ મધ્યસ્થ સરકારને હસ્તક હોવાને પરિણામે, તેની આર્થિક જવાબદારી પણ મધ્યસ્થ સરકારે લેવી પડશે.

(૧૭) આ પ્રકરણમાં ચર્ચેલા મુખ્ય મુદ્દાઓનો સાર :—

(अ) યુદ્ધોત્તર સમયમાં ઉદ્યોગ અને ધંધાઓ માટે નિષ્ણાત કારીગરોની જરૂર પડવાની હોવાથી, અને પ્રત્યક્ષ અને વ્યાવહારિક શિક્ષણથી જે વિદ્યાર્થીને વિશેષ લાભ થવાનો સંભવ છે એવા વિદ્યાર્થીઓના મનનું વલણ ધ્યાનમાં રાખીને, ટેકનિકલ શિક્ષણકમિટીએ કરેલા રિપોર્ટમાં જણાવ્યા મુજબની સર્વ પ્રકારના ટેકનિકલ શિક્ષણની સંસ્થાઓની એક વ્યવસ્થિત યોજના ઘડી તેવી સંસ્થાઓ સ્થાપવાની ખાસ અગત્ય છે.

(आ) ટેકનિકલ શિક્ષણનું ક્ષેત્ર અને તેમાં શીખવવાના અભ્યાસક્રમની બાબતમાં ઍબટ—વુડ રિપૉર્ટની સલામણ ઉપર ખાસ ધ્યાન આપવું જોઈએ.

(इ) આ પ્રકરણમાં જે શિક્ષણસંસ્થાઓ વગેરેની સૂચના કરવામાં આવી છે તેનું કુલ ખર્ચ દસ કરોડ અને ચોખ્ખું ખર્ચ આઠ કરોડ રૂપિયા થશે.

# પ્રકરણ છઠ્ઠું

## પ્રૌઢશિક્ષણ

(૧) જે દેશમાં વસ્તીના ૮૫ ટકા કરતાં વધારે માણસો નિરક્ષર હોય તે દેશમાં પ્રૌઢશિક્ષણ માટે દલીલ કરવાની કાંઈ જરૂર જ ન હોય. આ સ્થિતિનું ભાન આ દેશની પ્રજાને કેટલેક અંશે થયું છે એ, અત્યારે અક્ષરજ્ઞાન માટેની અનેક યોજનાઓ માટેની ઉત્સાહવૃત્તિ ઉપરથી જણાય છે. પ્રજાશાસનના વર્ષો દરમિયાન કેટલાક પ્રાન્તોમાં, પ્રૌઢશિક્ષણના પ્રચાર માટેની યોજનાઓને કેળવણીના કાર્યક્રમમાં અગત્યનો કાર્યક્રમ ગણવામાં આવ્યો હતો. જો કે એ કાર્યક્રમ નિરક્ષરતા નિવારણ પૂરતો જ હતો. ૧૯૩૮ના ડિસેમ્બરમાં મધ્યસ્થ બૉર્ડે પ્રૌઢશિક્ષણના પ્રશ્નનો વિચાર કરવા માટે એક ખાસ કમિટી નીમી હતી. એ કમિટીએ કરેલા મુખ્ય નિર્ણયો તથા ભલામણો, તેમ જ બૉર્ડે તે ઉપર કરેલા ઠરાવો આ પ્રકરણના અન્તમાં આપેલા છે, અને એ નિર્ણયો તથા ભલામણો ઉપર જ આ પ્રકરણમાં જણાવેલી દલીલો રજૂ કરવામાં આવી છે. એ કમિટીને આ પ્રકરણમાં "પ્રૌઢશિક્ષણ કમિટી એવું ટૂંકું નામ આપવામાં આવ્યું છે.

(૨) પ્રૌઢશિક્ષણને બદલો વાળવા માટે યોજાયેલું શિક્ષણ એવું નામ કેટલીક વખત આપવામાં આવે છે. એનું કારણ એ છે કે જેમને નાની અને જુવાન વયમા શિક્ષણ લેવાની તક મળી શકી નથી અગર આપવામાં આવી નથી, તેમને મોટી ઉમરે એ ખોયેલી તકનો બદલો વાળી આપવા માટેની આ યોજના છે. પરન્તુ ખરી રીતે જોતાં પ્રૌઢશિક્ષણનો હેતુ આના કરતાં વધારે ઊંડો અને વધારે ગંભીર છે. દરેક પ્રજાજનને તેમની બુદ્ધિશક્તિ અનુસાર ચાલુ, જીવનભરની અને સંપૂર્ણ કેળવણીનો લાભ આપવાનો પ્રજાશાસનનો અગત્યનો સિદ્ધાન્ત અમલમાં મૂકવાનો પ્રૌઢશિક્ષણનો હેતુ હોવો જોઈએ. બીજી રીતે કહીએ તો રાષ્ટ્રના પ્રત્યેક વતનીને કાર્યક્ષમ નાગરિક બનાવી પ્રજાશાસનના ધ્યેયનો સાક્ષાત્કાર કરાવવાનો પ્રૌઢશિક્ષણનો સાચો હેતુ હોવો જોઈએ. જે દેશોમાં પ્રૌઢશિક્ષણની ઘણી પ્રગતિ થઇ છે તે દેશોમાં પણ પ્રૌઢશિક્ષણનો આ હેતુ અમલમાં આવ્યા નથી, પરન્તુ એ હેતુનો સ્વીકાર થવા લાગ્યો છે. હિન્દમાં, અત્યાર સુધીનો, પ્રૌઢશિક્ષણનો અર્થ અક્ષરજ્ઞાન આપવું એટલો જ ગણવામાં આવ્યો છે. આનું કારણ સ્પષ્ટ છે. પશ્ચિમના દેશો કરતાં આ દેશમાં પ્રૌઢશિક્ષણનો પ્રશ્ન સર્વથા

જુદા જ પ્રકારનો છે. બાળક દોડી શકે તે પહેલાં તેણે ચાલતાં શીખવું જોઇએ. કેળવણીના વિશાળ અર્થમાં જે સગવડો મળી શકે તે અગાઉ મોટી ઉમરના માણસોએ અક્ષરજ્ઞાન તો મેળવવું જ જોઇએ. આ કારણને લીધે પ્રૌઢશિક્ષણ કમિટીએ એ સ્વીકાર્યું હતું કે કેટલાક સમય સુધી, આ દેશમાં, પ્રૌઢશિક્ષણની યોજનામાં અક્ષરજ્ઞાન આપવાનો મુખ્ય હેતુ રાખવો જરૂરનો છે, જો કે પ્રૌઢ-શિક્ષણના ખરા સ્વરૂપને અમલમાં મૂકવા માટે પણ શરૂઆતથી જ કાંઇક સગવડ તો પૂરી પાડવી જોઇએ, જેથી કરીને જે અક્ષરજ્ઞાન પ્રાપ્ત કરે તેમને પોતાનો અભ્યાસ આગળ વધારવાની વૃત્તિ થાય તેમ જ તેવી તક મળે.

(૩) પ્રૌઢશિક્ષણ ઉપયોગી તો છે જ, પણ તે ઉપરાંત પ્રાથમિક કેળવણી-ના પ્રચાર માટે, અને આખા દેશમાં થોડા જ વખતમાં નિરક્ષરતાનું પૂરેપૂરું નિવારણ થવામાં મોટી મદદ મળે તે દૃષ્ટિએ પણ પ્રૌઢશિક્ષણની ઘણી ઉપયો-ગિતા છે-નિરક્ષરતા નિવારણના પ્રશ્નનો એક માત્ર કાયમી ઇલાજ તે સાર્વત્રિક પ્રાથમિક કેળવણી છે એ વાત સાચી છે. પરન્તુ પ્રૌઢશિક્ષણ કમિટીએ જણાવ્યું છે તે પ્રમાણે "પોતાનાં સંતાનો તેમ જ બીજા કોઈને અક્ષરજ્ઞાન મળે તેની જેને જરાપણ કીમત નથી એવાં નિરક્ષર માતપિતાની મોટી સંખ્યા સમાજમાં હસ્તીમાં હોય તે પ્રાથમિક કેળવણી ફરજિયાત કરવાના કાર્યમાં મોટા અંતરાય-રૂપ છે." અક્ષરજ્ઞાન મેળવેલું હોય એવાં માતપિતા પ્રાથમિક કેળવણીની પ્રગતિ વધારે ઝડપથી કરવામાં અને તે વધારે અસરકારક કરવામાં વિશેષ સહાયભૂત થાય એમાં શક નથી. પરન્તુ ઉપર જણાવ્યું તેમ, જો માતપિતા આ કાર્ય બરા-બર કરી શકે એમ આપણે ઇચ્છતાં હોઈએ, તો તે માત્ર વાંચતાં, લખતાં અને ગણતાં શીખે એટલી જ સગવડ તેમને માટે થાય તે બસ નથી, પણ તેમની શક્તિ અનુસાર વધારે આગળ અને સતત અભ્યાસ કરવાની તેમને અનુકૂળતા મળવી જોઈએ. આમ થાય તો જ કેળવણીની કીમત તે બરાબર સમજી શકશે અને કેળવણીનો સાચો હેતુ પણ તેમના લક્ષમાં આવી શકશે.

(૪) મોટી ઉમરનાં માણસોને જે વધારે શિક્ષણ આપવાનો નિર્દેશ ઉપર કરવામાં આવ્યો તે એવું હોવું જોઈએ કે એ શિક્ષણથી તેઓ ઉપયોગી નાગરિક બની શકે એટલું જ નહિ પણ તેઓ કોઈ રીતે પોતાની આર્થિક સ્થિતિ પણ થોડીઘણી વધારે સુધારી શકે. આમ કરવામાં આવે તો જ તેઓને કેળવણી પ્રત્યે આદરવૃત્તિ ઉત્પન્ન થશે, અને એ રીતે તેમના સંતાનોને કેળવણી આપવાની તેમને ઇચ્છા જાગ્રત થશે. એટલે, પ્રૌઢશિક્ષણ વ્યવહારમાં ઉપયોગી હોવું જોઈએ અને

સાથેસાથે વિશેષ સંસ્કારી બનાવનારું હોવું જોઇએ. વળી પોતાના રોજરોજના જીવન અને વ્યવહારની સાથે તે સર્વ રીતે સંમત હોવું જોઈએ. પશ્ચિમના દેશોમાં પ્રૌઢશિક્ષણને ટેક્‌નિકલ, વેપારી અને હુન્નરના શિક્ષણથી અલગ રાખવાની વૃત્તિ જોવામાં આવે છે એ ખરું છે. પણ ત્યાંપણ ટેક્‌નિકલ અને બીજા ધંધાદારી શિક્ષણના અભ્યાસક્રમમાં સંસ્કારવર્ધક વિષયોને વધુ સ્થાન અપાતું જોવામાં આવે છે. હિન્દમાં અત્યારે જે સ્થિતિ પ્રવર્તે છે તે ધ્યાનમાં લેતાં, ટેક્‌નિકલ શિક્ષણ અને સંસ્કારવર્ધક શિક્ષણ વચ્ચે વધુ નિકટતા સાધે એવા અભ્યાસક્રમની વિશેષ આવશ્યકતા છે. પ્રૌઢશિક્ષણ કમિટીએ જણાવ્યું છે કે સામાન્ય દૃષ્ટિએ જોતાં, પ્રૌઢ-શિક્ષણના વિવિધ અભ્યાસક્રમ આવકારદાયક છે અને તેમનું એવું માનવું છે કે પ્રૌઢશિક્ષણના ક્ષેત્રને સંકુચિત સીમાબદ્ધ કરવું–ખાસ કરીને હિન્દનાં ગામડાંમાં–એ કોઈ રીતે સલાહ ભરેલું નથી. એટલે એવો વિચાર કરવામાં આવ્યો છે કે પ્રૌઢશિક્ષણમાં માત્ર વાંચવા, લખવા કે ગણિત વગેરે વિષયોનો અભ્યાસક્રમ રાખવામાં નહિ આવે, પરન્તુ જેઓ એકદમ એવા વિષયો શીખવા પ્રત્યે શરૂ-આતમાં આકર્ષાય નહિ તેમને માટે ધંધાદારી શિક્ષણની અને કોઈ હુન્નર કે ઉદ્યોગ શીખવાની પણ સગવડ રાખવામાં આવશે.

(૫) અક્ષરજ્ઞાનના વિષયનો વિચાર કરતાં એ પ્રશ્ન થાય છે કે તેનું ધોરણ શું રાખવું? પોતાની સહી માત્ર કરતાં આવડે અને સરળતા અગર કાંઈક મુશ્કેલી-થી છાપેલું વાંચતાં આવડે એટલું બસ છે? વાંચતાં, લખતાં અને ગણતાં સાધારણ આવડે એટલું બસ છે? કે આથી કાંઇ વિશેષ જ્ઞાનની અપેક્ષા રાખવા-માં આવી છે? અક્ષરજ્ઞાન એ કાંઇ ધ્યેય નથી, એ તો એક સાધન છે. ધ્યેય તો એ છે કે વ્યક્તિની શારીરિક, માનસિક અને નૈતિક શક્તિઓ સંપૂર્ણ રીતે ખીલે, તેની માનવતા સર્વ રીતે જાગ્રત થાય અને તેને સમાજનો સભાન ઉપ-યોગી નાગરિક બનાવી શકે એવી કેળવણી તેને મળે. માત્ર અક્ષરજ્ઞાનથી આ ધ્યેય સિદ્ધ થતું નથી, કારણ કે એ તો એ ધ્યેય પ્રાપ્ત કરવાનું માત્ર આવશ્યક પ્રથમ પગથિયું છે. જેને માત્ર અક્ષરજ્ઞાન જ મળેલું છે તેને બીજું કાંઇ મળ્યું નથી, વ્યક્તિત્વનો જે પૂર્ણ વિકાસ પ્રત્યેક મનુષ્યે સાધવાનો છે તેને માત્ર ઉંબરે તે ઊભેલો છે. આ દૃષ્ટિએ જોતાં અક્ષરજ્ઞાનનું ધોરણ અલબત્ત ઊંચું ગણવામાં આવે છે, પરન્તુ જેટલું ઊંચું હોવું જોઈએ તેથી વધારે ઊંચું એ નથી. વ્યક્તિને પોતાને માટે અને જે સમાજમાં તે રહે છે તેને કાયમના ઉપયોગમાં આવે એવું શિક્ષણ આપવાનું હોય તો આ ધોરણ ઊંચું ન ગણાય. આ દૃષ્ટિએ જોતાં, આ

દેશમાં તેમ જ બીજા દેશોમાં, સમૂહ પ્રૌઢશિક્ષણના જે પ્રયત્નો કરવામાં આવે છે, તે જો કે જુસ્સાભર્યાં અને શુદ્ધ દાનતથી થયેલા હોય છે, તોપણ મોટે ભાગે શ્રમ અને પ્રયત્નનો નિરર્થક વ્યય થાય છે એમ આપણે કબૂલ કરવું જોઈએ. એટલે, નિરક્ષરતા નિવારણ બને તેટલું જલદી અને બને તેટલે ઓછે ખર્ચે, કરવાની આવશ્યકતા ઘણી જ છે, તેમ છતાં આપણું મુખ્ય ધ્યેય તો એ જ હોવું જોઇએ કે તે કાર્ય કાયમી ફાયદાવાળું હોવું જોઈએ.

તેથી, મોટી ઉમરનાં માણસોને માત્ર અક્ષર ઉકેલતા કરવાનો નહિ પણ સાચું અને કાયમી અક્ષરજ્ઞાન આપવાનો, તેમ જ એટલું જ્ઞાન મેળવ્યાથી વિશેષ જ્ઞાન મેળવી ફાયદો મેળવવાની ઇચ્છા અને શક્તિ તેમનામાં જાગ્રત કરવાનો જો હેતુ હોય, તો આ અક્ષરજ્ઞાનનો અભ્યાસક્રમ સર્વદેશીય અને સંપૂર્ણ હોવો જોઈએ. સ્વાભાવિક રીતે જે હોશિયાર વિદ્યાર્થી હોય તેને પણ એ અભ્યાસક્રમ ઓછામાં ઓછા સો કલાકનો યોજવામાં ન આવ્યો હોય ત્યાંસુધી દેખાઇ આવે એવાં પરિણામ તેનાં થઈ શકે નહિ. કારણ કે લેખન, વાચન અને સાધારણ ગણિત ઉપરાંત વિદ્યાર્થી પોતાના જીવનનિર્વાહ માટે જે ધંધો કરવાનો હોય તેનું સાધારણ જ્ઞાન અને તે ઉપરાંત, નાગરિકશાસ્ત્ર ( civics ), અર્થશાસ્ત્ર, ઇતિહાસ, ભૂગોળ, અને આરોગ્યશાસ્ત્રનાં મૂળતત્ત્વોનું શિક્ષણ તેને મળવું જોઈએ. મોટી ઉમરના માણસો અઠવાડિયામાં ચાર વખતથી વધારે વર્ગમાં હાજરી આપે એવી આશા રાખવી વ્યર્થ છે, અને તેમના ધંધાને લીધે વર્ષમાં એકંદર છ માસથી વધારે તે વર્ગમાં હાજર ન રહી શકે, એટલે આ અભ્યાસક્રમ કરતાં મોટી ઉમરના માણસોને એક વર્ષથી ઓછો સમય લાગશે નહિ.

(૬) પ્રૌઢશિક્ષણ માટે ઉમરની કોઇ જાતની હદ ઠરાવવી સહેલી નથી. આ દેશમાં અને બીજા દેશમાં ઉમરની હદ ઠરાવવામાં આવી છે તેમાં ઘણો ફેર માલૂમ પડે છે. દાખલા તરીકે બંગાળાની પ્રૌઢશિક્ષણ સમિતિએ સને ૧૯૩૮ માં નક્કી કરેલા ધોરણ મુજબ ૧૦ થી ૪૦ વર્ષની ઉમરની હદ રાખવામાં આવી છે, બિહારમાં ૧૫ થી ૪૦, મુંબાઈની પ્રૌઢશિક્ષણ સમિતિએ સને ૧૯૩૮માં નક્કી કરેલા ધોરણ મુજબ ૧૪થી ૫૦, ચીનમાં ૧૬ થી ૪૦ અને કેળવણીના મધ્યસ્થમંડળે બાર વર્ષની અંદરના છોકરાઓને પ્રૌઢશિક્ષણમાં દાખલ કરવાની ભલામણ કરેલી છે. ઉમરની કેટલી હદ રાખવી એ સલાહભરેલું છે તે નક્કી કરવા માટે નીચે જણાવેલા મુદ્દા ધ્યાનમાં રાખવા જોઈએ:—

(अ) જે છોકરો અગર છોકરી પ્રાથમિક શાળામાં ઓછામાંઓછાં ચાર વર્ષ સુધી રહી શકે એમ ન હોય તેને શાળામાં દાખલ કરવાં એ વખતનો નિરર્થક વ્યય છે. એટલે જ્યારે ફરજિયાત કેળવણી દાખલ કરવામાં આવે ત્યારે દસ વર્ષની ઉમર ઉપરનાં બાળકો માટે કોઇ બીજી ગોઠવણ કરવાની જરૂર પડશે.

(आ) આ દેશની સરાસરી આયુષ્ય-મર્યાદા ધ્યાનમાં લેતાં, અને ગામડાંના નિરક્ષર માણસોની માનસિક શક્તિનો વિચાર કરતાં જણાય છે કે ચાળીસ વર્ષ ઉપરાન્તના માણસોને શિક્ષિત કરવાનો પ્રયત્ન કરવો એ નિરર્થક છે.

એટલે પ્રૌઢશિક્ષણના વર્ગોમાં દાખલ કરવાની ઉમરનું ધોરણ દસ વર્ષની ઉમર પછીથી ૪૦ વર્ષની ઉમર સુધીનું રાખવું જોઇએ.

પ્રૌઢશિક્ષણ કમિટીએ ભલામણ કરેલી છે તે ધ્યાનમાં રાખવું જોઇએ કે દસથી સોળ વર્ષની ઉમરના છોકરાઓના અને મોટી ઉમરના માણસોના વર્ગો અલગ અલગ રાખવા જોઇએ અને તે છોકરાઓના વર્ગો સવારમાં રાખી શકાય તો વધારે સારું. કારણ કે પ્રૌઢશિક્ષણ વર્ગમાં મોટી ઉમરના માણસો અને છોકરાઓ ભેગા થાય એ અનેક દૃષ્ટિએ ઇચ્છવા યોગ્ય નથી. છોકરીઓ અને મોટી ઉમરની સ્ત્રીઓના વર્ગો પણ અલગ હોય તો વધારે સારું. પરન્તુ છોકરા અને મોટી ઉમ્મરના માણસોને ભેગા એક વર્ગમાં રાખવા જેટલું છોકરીઓ અને મોટી ઉમરની સ્ત્રીઓને ભેગી એક વર્ગમાં રાખવાનું વાંધા ભરેલું નથી. એટલે તે માટેના ખર્ચ તથા બીજી સગવડની અનુકૂળતાની વ્યાવહારિક દૃષ્ટિ એ બાબતમાં રાખવાની જરૂર છે.

(૭) ઉપર જણાવ્યું તેમ, છેલ્લાં કેટલાંક વર્ષથી, પ્રૌઢશિક્ષણની બાબતમાં પ્રજામાં ઠીક જાગૃતિ જોવામાં આવે છે, તોપણ એકંદરે એ બાબતમાં સ્થિતિ ઘણી જ અસંતોષકારક છે એમ કહેવું જ જોઈએ. વસ્તીપત્રકમાં અતિ ઉદારતાથી દર્શાવેલા આંકડા સ્વીકારવામાં આવે, અને માત્ર લખતાંવાંચતાં આવડે તેટલાને જ પ્રૌઢશિક્ષણ ગણવામાં આવે, તોપણ પાંચ વર્ષ ઉપરની ઉમરના માણસોમાં અક્ષરજ્ઞાનવાળાના માત્ર ૧૪.૬ ટકા જ આવે છે. હિન્દી સરકારના જાહેર તંદુરસ્તી ખાતાના મુખ્ય કમિશનરના વાર્ષિક રિપોર્ટ મુજબ સને ૧૯૪૦માં દસથી ચાળીસ વર્ષની વચ્ચેની ઉમરના માણસોની બ્રિટિશ હિન્દની કુલ સંખ્યા ૧૪,૮૬,૪૫,૩૮૯ હતી. આમાંના ૧૪.૬ ટકા એટલે ૨,૧૭,૦૨,૨૨૭ માણસોને અક્ષરજ્ઞાન મળેલું છે એમ ગણવામાં આવેલું છે. એટલે હજી જેમને અક્ષરજ્ઞાન આપવાનું બાકી છે તેમની

સંખ્યા ૧૨,૬૯,૪૩,૧૬૨ અથવા આશરે ૧૨,૭૦,૦૦,૦૦૦ જેટલી થઈ જાય. છેલ્લાં દસ વર્ષમાં અક્ષરજ્ઞાન મેળવેલાની સંખ્યામાં સૌથી મોટો વધારો થયો હતો. ૮·૩ ટકામાંથી વધીને ૧૪·૬ ટકા થયા હતા. આ પ્રમાણે સંખ્યામાં વધારો થતો રહે અને બીજી કોઈ જાતની મદદ ન આપવામાં આવે, તો અક્ષરજ્ઞાન મેળવેલાની સોએ સો ટકા જેટલી સંખ્યા સુધી પહોંચતાં ૧૪૦ વર્ષ લાગે જ્યારે પ્રાથમિક કેળવણી સાર્વત્રિક કરવાનો ધારો અમલમાં આવે ત્યારે પણ દસ વર્ષની ઉમરના બધા જ નિરક્ષર માણસો મરણ પામે ત્યારે જ નિરક્ષરતાનું સંપૂર્ણ નિવારણ થાય. અત્યારના નિરક્ષર માણસોના ભવિષ્યના હિતની દૃષ્ટિએ, એટલું જ નહિ પણ ફરજિયાત કેળવણીની કોઇપણ પદ્ધતિના એક આવશ્યક ભાગ તરીકે નિરક્ષરતા-નિવારણનો અને પ્રૌઢશિક્ષણનો પ્રશ્ન જેમ બને તેમ જલદી હાથમાં લેવાવો જોઇએ. તેમ છતાં જે કરવું જોઈએ તે અત્યારના આર્થિક અને બીજા સંજોગો ધ્યાનમાં રાખીને જ થઇ શકે. આ કાર્ય માટે જેટલાં નાણાં જોઈએ તે તત્કાળ મળે એમ હોય તોપણ, આ કાર્ય માટેના યોગ્ય શિક્ષકો અને વ્યવસ્થાપકો મેળવવા પડશે. એ જાતના માણસો હાલ ઘણી થોડી સંખ્યામાં મળી શકે તેમ છે. તોપણ રાષ્ટ્રિય કેળવણીની સર્વદેશીય યોજનાની શરૂઆત કરવામાં આવે, તો પચીસ વર્ષની અંદર પ્રૌઢશિક્ષણનું કાર્ય પૂરું કરી શકાય. શરૂઆતનાં પાંચ વર્ષો પ્રાથમિક તૈયારીનાં કામમાં જ ગાળવાં પડશે અને તે દરમિયાન આ કાર્ય માટેના શિક્ષકોને તાલીમ આપવાના કાર્યની યોગ્ય વ્યવસ્થા કરવાની હશે, અને જેમ જેમ અક્ષરજ્ઞાન આપવાના કામમાં પ્રગતિ થતી જાય, તેમ તેમ માત્ર પ્રૌઢશિક્ષણના કામ ઉપર વધારે લક્ષ આપવાની જરૂર પડશે, એ હકીકતની ગણતરી કરીને પણ પચીસ વર્ષનો જે ઉપર સમય જણાવ્યો તે કાયમ રહેશે. એટલે સિદ્ધાન્તની દૃષ્ટિએ પચીસ વર્ષમાં ૧૨,૭૦,૦૦,૦૦૦ માણસોને અક્ષરજ્ઞાન આપવાનું કાર્ય કરવાનું છે, અને તેટલા જ સમય દરમિયાન પ્રૌઢશિક્ષણનું કાર્ય પણ ચાલુ રાખવાનું છે. આ કાર્ય તે દેશની સામાન્ય કેળવણીના કાર્યનો એક ભાગ હશે, અને છવ્વીસમા વર્ષ પછીથી એ કાર્ય પૂરેપૂરું અમલમાં આવશે. પરન્તુ વાસ્તવિક રીતે તો, ઉપર જણાવેલી સંખ્યા કરતાં થોડી સંખ્યાને અક્ષરજ્ઞાન આપવાનું હશે, કારણ કે ૧૦ થી ૪૦ વર્ષની ઉમરના માણસોમાંના ઘણા એવા હશે કે તેમને માટે અક્ષરજ્ઞાનની યોજના અમલમાં મૂકવાનું બની શકે તે અગાઉ તો તેઓ તે ઉમરની હદ વટાવી ગયા હશે, અને કેટલાક મૃત્યુ પણ પામ્યા હશે. અંદાજે ગણતાં ઉપર જણાવેલાં કારણસર એ સંખ્યામાં કુલ

ઘટાડો ૩,૬૫,૦૦,૦૦૦ જેટલો ગણી શકાય. આ રીતે ૯,૦૫,૦૦,૦૦૦ માણસોને અક્ષરજ્ઞાન આપવાનું કાર્ય કરવાનું રહે છે.

(૮) ઉપર જણાવેલો હેતુ બર લાવવા માટે વિગતવાર યોજના ઘડવામાં આવે ત્યારે પ્રથમ પ્રશ્ન એ વિચારવાનો છે કે શિક્ષકોની પૂરતી સંખ્યા મેળવવી જોઈએ. આ માટે ત્રણ રસ્તા છેઃ દિવસે ચાલતી શાળાઓના શિક્ષકનો ધંધો કરનારાઓ, ધંધાદારી નહિ પણ પ્રૌઢશિક્ષણના કાર્ય માટે જેમને તાલીમ મળી હોય તેવા, અને સ્વયંસેવકો. જે યોજના અત્રે વિચારવામાં આવી છે તેમાં સ્વયં-સેવકોની ગણતરી કરવામાં આવી નથી, કારણ કે તેમની સંખ્યાની અટકળ કરી શકાય તેમ નથી. જે સ્વયંસેવકો મળી આવે તેમને ખાસ પ્રૌઢશિક્ષણના કાર્યમાં ઉપયોગમાં લઈ શકાય, કારણ કે તેને માટે યોગ્ય સંખ્યામાં શિક્ષકો પૂરા પાડવા-માં આવેલા નહિ હોય, અગર તો તેમને અક્ષરજ્ઞાનના કાર્યમાં યોજી એ કામમાં લેવાયેલા બીજા શિક્ષકોને છૂટા કરવામાં આવે અને એ છૂટા થયેલા શિક્ષકો કેળવણીના વધારાના કામમાં ઉપયોગમાં લેવામાં આવે.

અત્યારે પ્રાથમિક, મિડલ અને હાઈસ્કૂલોમાં મળીને કુલ ૫,૧૮,૦૧૮ શિક્ષકો છે. આમાંથી વધારેમાં વધારે ૧,૫૦,૦૦૦ જેટલા શિક્ષકો પ્રૌઢશિક્ષણ માટે ફાજલ પાડી શકાય. બાકીના એ કાર્ય માટે નકામા હોય અગર એ કામ કરવા ખુશી ન હોય. બિનધંધાદારી શિક્ષકોમાંથી કાળજીપૂર્વક પસંદગી કરવામાં આવે, અને તે પસંદ કરેલા શિક્ષકોને તાલીમ આપવાની હોય, તો એવા શિક્ષકોની સંખ્યા ઝાઝી નહિ મળે. આ શિક્ષકોની સંખ્યાનો ચોક્કસ આંકડો નક્કી કરી શકાય તેમ નથી. પરન્તુ કોઈપણ સંજોગોમાં તે પચાસ હજારથી વધારે થવાનો સંભવ નથી. આટલી સંખ્યા પણ હફતે હફતે મળી શકશે, અને પહેલે વર્ષે એટલે કાર્યક્રમ શરૂ કર્યા પછી છઠ્ઠે વર્ષે તો ૨૦,૦૦૦થી વધારે ગણતરી કરવી એ અયોગ્ય ગણાય, કારણ કે તેમને તાલીમ આપવી પડશે. બીજે વર્ષે તે સંખ્યા વધીને ૨૩,૦૦૦ જેટલી થશે, ત્રીજે વર્ષે ૨૬,૦૦૦ એમ વધતે વધતે સોળમે વર્ષે ૫૦,૦૦૦ સંખ્યા થશે.

છઠ્ઠે વર્ષે ૧,૮૦,૦૦૦ શિક્ષકોથી શરૂઆત થશે એમ આપણે ધારી લઇએ. હાલના શિક્ષકોમાંથી ૧,૫૦,૦૦૦, ૨૦,૦૦૦ ધંધાદારી શિક્ષક નહિ એવા, અને ટ્રેનિંગ શાળાઓ જેમણે તરત છોડી હશે અને છઠ્ઠે વર્ષે તેઓ આ કામ માટે મળી શકશે તેવા નવા વધારાના ૧૦,૦૦૦ મળીને આ સંખ્યા ગણવામાં આવી

છે. નવા શિક્ષકોમાંથી પચાસ ટકા જેટલા આ કાર્ય માટે મળી આવશે એમ ગણવામાં આવ્યું છે. આ બધા શિક્ષકોને તેમની તાલીમ દરમિયાન પ્રૌઢશિક્ષણ માટે પણ થોડી તાલીમ મળેલી હશે, પરન્તુ તેમાંના અડધા કરતાં વધારે પ્રૌઢ-શિક્ષણ માટેના કાર્યમાં જોડાશે એમ માનવું એ વધારે પડતા આશાવાદી થવા જેવું છે. એટલે પ્રૌઢશિક્ષણના કાર્ય માટે દર વર્ષે ૧૩,૦૦૦ શિક્ષકોનો વધારો થયે જશે. શાળાઓના નવા શિક્ષકો અને બીજા ધંધાદારી શિક્ષકોની સંખ્યામાં જે વધારો થશે તેમાંથી આ કુલ શિક્ષકોની સંખ્યાનો આંકડો ગણવામાં આવ્યો છે. પરિશિષ્ટમાં ઈ કોઠામાં તે જણાવેલું છે. આ સંખ્યા વધતે વધતે બારમે વર્ષે ૨,૫૬,૦૦૦ સુધી પહોંચશે. પછીનાં વર્ષોમાં આ સંખ્યા વધારવાનો વિચાર રાખવામાં આવ્યો નથી, કારણ કે બધી સામાન્ય જરૂરિયાત માટે એટલી સંખ્યા પૂરતી થશે, એટલું જ નહિ પણ નિરક્ષરતા–નિવારણ થતી જશે તેમ એ સંખ્યા જોઇએ તે કરતાં પણ વધારે થશે.

(૯) બહુ જ સાદામાં સાદી રીતે આપવામાં આવે તો પણ પ્રૌઢશિક્ષણનું કાર્ય સહેલું નથી એ વાતનું દુર્લક્ષ ન થવું જોઈએ. એને માટે ખાસ પદ્ધતિની અને શ્રમપૂર્વક પ્રયત્નની જરૂર છે. ધગશ અને શુભેચ્છાથી માત્ર સફળ શિક્ષક થઈ શકાય નહિ, તેમ જ બાળકોની શાળામાં સફળતાથી કામ કરનાર શિક્ષક પ્રૌઢશિક્ષણના કાર્યમાં પણ સફળ નીવડે જ એમ પણ ન બને. બાળકો કરતાં પણ પ્રૌઢશિક્ષણ લેનારના શિક્ષકે, પ્રૌઢશિક્ષણ સમિતિએ જણાવ્યું છે તેમ, વિશેષ ઉત્સાહપ્રેરક થવું જોઇએ અને તે જે શીખવે તે રસિક હોવું જોઇએ. ચતુરાઈ, ઊંડી સમજ અને પ્રેરણા કરવાની તથા અમુક ધ્યેયાનુસાર દોરવણી કરવા-ની શક્તિ પ્રૌઢશિક્ષણ આપનારા શિક્ષકમાં આવશ્યક છે, કારણ કે જેની માનસિક શક્તિઓ અપરિપક્વ અને ગ્રાહક વૃત્તિવાળી છે, તેમ જ જેને શાળામાં ફરજિયાત જવાનું છે એવા બાળકોની સાથે તેને કામ નથી પાડવાનું, પણ વધારે ઉત્સાહ-પ્રેરક અને રસિક શિક્ષણની જેને જરૂર છે, અને જેને શિક્ષણમાં રસ નહિ પડે તો તરત વર્ગ છોડીને ચાલ્યા જવાનો જેનો સંભવ છે એવા મોટી ઉમરના માણસ સાથે કામ પાડવાનું છે, એટલે વિદ્યાર્થીઓની રસવૃત્તિ જાગ્રત રાખવાની, શિક્ષણને વ્યવહારોપયોગી કરવાની, અને તેને એ શીખવા આવનારના ધંધા રોજગાર તેમ જ વાતાવરણની સાથે સમન્વય સાધે તેવું શીખવવાની ખાસ જરૂર છે. બાળકોની શાળા કરતાં પણ પ્રૌઢશિક્ષણની શાળામાં શિક્ષકનું પોતાનું વ્ય-ક્તિત્વ ખાસ અગત્યનું છે. પ્રૌઢશિક્ષણ શાળાનો શિક્ષક કોઇ ઊંચે આસને બેઠેલી,

સામાન્ય મનુષ્ય કરતાં ઊંચી કક્ષાની વ્યક્તિ નથી, પરંતુ અમુક બાબતોમાં જેને જ્ઞાન અને માહિતી વિશેષ મળી શકી છે એવો એક સામાન્ય માનવી છે. શિક્ષક અને શીખવા આવનાર વચ્ચેનો સંબંધ નિકટનો અને માયા ભરેલો હોવો જોઈએ. આ બધી બાબતો ધ્યાનમાં રાખીને, પ્રૌઢશિક્ષણ સમિતિએ એવી ભલામણ કરી હતી કે નિરીક્ષકો અને નિયોજકો, જેઓ પોતે પ્રૌઢશિક્ષણના કાર્યના નિષ્ણાત હોવા જોઈએ, તેમના ઉપરાન્ત કેટલાક ખાસ તાલીમ લીધેલા શિક્ષકોનું જૂથ નિયત કરવું જોઇએ. આ શિક્ષકો પોતે જાતે શીખવશે એટલું જ નહિ, પણ બીજા શિક્ષકો પસંદ કરવાનું, તેમને તાલીમ આપવાનું અને તેમના કામ ઉપર દેખરેખ રાખવાનું કાર્ય કરશે.

પ્રૌઢશિક્ષણ લેવા આવનારની રસવૃત્તિ જાગ્રત રાખવા માટે, તેમ જ શિક્ષણને વ્યવહારોપયોગી અને વાસ્તવિક બનાવવા માટે, ચિત્રો, આકૃતિઓ, કલાત્મક વસ્તુઓ, મૅજિકલૅન્ટર્ન, સિનેમા, ગ્રામોફોન, રેડિયો વગેરે યાન્ત્રિક સાધનોનો પૂરેપૂરો ઉપયોગ કરવાની જરૂર છે. નૃત્ય–ખાસ કરીને લોકનૃત્યો–સંગીત (મૌખિક અને વાદ્યનું) અને નાટ્યપ્રયોગો પણ ઉપયોગી છે. આ બધું માત્ર આનન્દ કે મનોરંજનને અર્થે જ નહિ, પણ પ્રૌઢ ઉમરના વિદ્યાર્થીઓને આકર્ષવા માટે તેમજ તેમનો રસ જાગ્રત કરવા માટે જરૂરનું છે.

(૧૦) પ્રૌઢશિક્ષણ માટે શાળાનાં અલાયદાં મકાન રાખવાની જરૂર ભાગ્યે જ પડે. જોકે પ્રૌઢશિક્ષણના દરેક કેન્દ્ર માટે અલગ મકાનની જોગવાઈ હોય એ જરૂરનું છે. વર્ગો મકાનની બહાર ખુલ્લી જગ્યામાં પણ લઇ શકાય. શહેરોમાં તો સામાન્ય શાળાઓનાં મકાનો પણ આ વર્ગો માટે ઉપયોગમાં લઈ શકાશે. ગામડાંમાં બેઝિક શાળાઓનાં મકાન આ કામ માટે સારી રીતે ચાલી શકશે. કેળવણીનો સાર્વત્રિક ફેલાવો થશે તેમ તેમ દરેક જગ્યાએ પ્રૌઢશિક્ષણના વર્ગ માટે પુષ્કળ જગ્યા મળી શકશે. પણ તે સમય દરમિયાન, સારાં યોગ્ય મકાનો મળી શકે ત્યાંસુધી, પ્રૌઢશિક્ષણનાં કેન્દ્રો માટે પણ લોકલબૉર્ડનાં મકાનોમાં, આરોગ્ય ખાતાનાં મથકોમાં અગર ગ્રામોદ્ધારના કેન્દ્રસ્થાનોમાં સગવડ કરી લેવી પડશે. જે પ્રાન્તોમાં ગ્રામોદ્ધારના કાર્યની સારી પ્રગતિ થઇ હશે ત્યાં ગ્રામોદ્ધારનાં કેન્દ્રસ્થાનોનાં મકાન પ્રૌઢશિક્ષણનાં કેન્દ્રો માટે સૌથી વધારે અનુકૂળ પડશે.

અક્ષરજ્ઞાનપ્રચારના કાર્યમાં સંખ્યાબંધ અને પુસ્તકોના પૂરતા જથાવાળાં પુસ્તકાલય સ્થાપવાનું કાર્ય સૌથી વધારે અગત્યનું છે, કારણ કે જેમને અક્ષર-

જ્ઞાન મળ્યું છે તે પોતાનું જ્ઞાન ટકાવી રાખે અને તેમાં પ્રગતિ કરે તે માટે યોગ્ય અને રસપ્રદ પુસ્તકોનું વાચન અત્યંત આવશ્યક છે. પ્રૌઢશિક્ષણ સમિતિએ, આ કારણને લીધે જ, ખાસ આગ્રહપૂર્વક ભલામણ કરી હતી કે દરેક પ્રૌઢશિક્ષણ શાળા સાથે એક પુસ્તકાલય હોવું જોઈએ અગર નજીકના સ્થળની લાયબ્રેરીમાંથી સહેલાઈથી અને મફત પુસ્તકો મળવાની સગવડ હોવી જોઈએ. હિન્દ જેવા દેશમાં, આ કાર્ય માટે, મોટા પાયા ઉપર પુસ્તકાલયની સંસ્થાઓ હોવાની જરૂર પડશે, પણ ફરતાં પુસ્તકાલયોની સારી વ્યવસ્થિત યોજના કરવામાં આવે, અને પુસ્તકોનો અદલોબદલો કરવામાં આવે તો બહુ ભારે ખર્ચ કરવાની જરૂર પડશે નહિ, આ પુસ્તકાલયો તેમ જ શિક્ષણનાં બીજાં સાધનો પ્રૌઢશિક્ષણ કેન્દ્ર માટે જે મકાનો વાપરવામાં આવે તેમાં રાખવાની વ્યવસ્થા થવી જોઈએ

(૧૧) પ્રૌઢશિક્ષણનો પ્રશ્ન એટલો બધો વિશાળ છે, અને જાહેર જનતાનું તે પ્રત્યેનું લક્ષ હાલ થોડા વખતથી એટલું બધું બંધાઇ ગયું છે, કે આ કાર્ય માટે ઐચ્છિક મદદ આપનારા ઘણા માણસો મળે એવી આશા રાખી શકાય. જાહેર સેવાની ધગશવાળાં ઘણાં માણસો અને સંસ્થાઓ તરફથી આ દિશામાં અત્યાર સુધીમાં ઠીક કામ થયું છે, અને રાષ્ટ્રિય શિક્ષણ જ્યારે સાર્વત્રિક થશે ત્યારે આ જાતની સંસ્થાઓ અને સ્ત્રીપુરુષોની સંખ્યા વધશે એમાં સંશય નથી. જો વ્યવસ્થિત રીતે કાર્ય કરવામાં આવે તો, સામાજિક સેવાના અનેક પ્રદેશમાં ઉપયોગી કાર્ય માટે પુષ્કળ માણસોની શક્તિ ઉપયોગમાં લઈ શકવાનો ઘણો અવકાશ છે. તો પણ, પ્રૌઢશિક્ષણનો આખો પ્રશ્ન એટલો વિશાળ છે કે ગમેતેવી વ્યવસ્થા કરવામાં આવે અગર ગમે એટલો અસરકારક પ્રચાર કરવામાં આવે, અથવા તો જે એ કાર્યમાં જોડાય તેની ગમે તેટલી ધગશ અને ઉદાર મદદ હોય, તોપણ ઐચ્છિક કાર્ય કરનારા સ્વયંસેવકોની મદદથી જ માત્ર તે પૂરેપૂરો ઊકલી શકે તેમ નથી. એ પ્રશ્નના ફેંસલ માટે રાજ્યે મુખ્ય જવાબદારી સ્વીકારવી જ જોઇએ.

જાહેર સેવાની ધગશવાળાં સ્ત્રીપુરુષોની મદદ આ કાર્ય માટે અનેક રીતે લઇ શકાય. દાખલા તરીકે, કામદારોને રોજી આપનાર મોટા ઉદ્યોગપતિઓ, મોટી વેપારી પેઢીઓ, અને બીજાં વેપારી મહાજનો તેમ જ મોટા જમીનદારો આ કાર્યમાં અનેક રીતે મદદ કરી શકે (અને આમાંના ઘણાએ અત્યાર સુધી એ કાર્યમાં મદદ કરેલી પણ છે.) કામદારોને રોજી આપનાર ઉદ્યોગપતિઓ પાસેથી આ જાતની મદદ મળવાની વધારે ખાતરી રાખી શકાય, કારણ કે તેમને ભણેલા

કામદારોની ખાસ જરૂર પડશે. એ જાતના કામદારોની જરૂર વિશે અનેક વખતે ઔદ્યોગિક નિષ્ણાતોની સંસ્થાઓએ ભારપૂર્વક જણાવેલું છે. સને ૧૯૩૦માં નિમાયેલા કામદારો માટેના રૉયલ કમિશને, ઔદ્યોગિક સંસ્થામાં કામ કરતા કામદાર વર્ગનો આખો સમૂહ નિરક્ષર હોવાથી જે દુઃખદ પરિણામ નીપજે છે તે પ્રત્યે ખાસ આગ્રહપૂર્વક લક્ષ દોર્યું હતું. તેમણે જણાવ્યું હતું કે જગતના કોઈ પણ અગત્યના ઔદ્યોગિક દેશમાં એ જાતની સ્થિતિ માલૂમ પડતી નથી. એ જ જાતનો અભિપ્રાય દસ વર્ષ પછી બિહાર લેબર કમિટીએ, અને બૉમ્બે ટેક્સટાઇલ લેબર કમિટીએ પણ દર્શાવ્યો હતો. કેટલીએ સમાજ સેવાની સંસ્થાઓ અને જાહેર કાર્ય કરવાની ધગશવાળાં સ્ત્રીપુરુષો આ જાતનું કાર્ય પોતે પોતાની જવાબદારીથી કરવા માટે ઇચ્છા ધરાવતાં હશે. આવી સંસ્થાઓ અને વ્યક્તિઓની સ્વયંસેવા રાજ્યે વધાવી લેવી જોઈએ અને તેમને બનતી મદદ આપવી જોઇએ. અલબત્ત, આ સંસ્થાઓ અને વ્યક્તિઓ જે રાષ્ટ્રિય યોજના ઘડવામાં આવી હોય તેને અનુસરીને કાર્ય કરતાં હોવાં જોઈએ અને તેમનું શિક્ષણનું ધોરણ રાજ્યે નક્કી કરેલા ધોરણ કરતાં ઊતરતું ન હોવું જાઇએ. તેમ છતાં, આ કાર્ય માટે જે ખર્ચ થાય તેમાં, તેમ જ તે આખું કાર્ય પરિપૂર્ણ રીતે પાર પડે તેના સમયની ગણતરીમાં, આ જાતની સ્વયંસેવાનો સમાવેશ કરવામાં આવ્યો નથી, કારણ કે તે કેટલી હદ સુધીની હશે તેનો અંદાજ કાઢી શકાય તેમ નથી.

(૧૨) પ્રૌઢશિક્ષણ માટે વ્યવસ્થા કરવાનું અને યોગ્ય સગવડ આપવાનું કાર્ય અતિશય વિશાળ છે, એટલું જ નહિ પણ અત્યંત મુશ્કેલ છે એ વાત સ્પષ્ટ છે. ખાસ કરીને સ્ત્રીઓને શિક્ષણ આપવાનું કાર્ય તો ઘણું વધારે મુશ્કેલ છે. સામાજિક પરિસ્થિતિને અંગે જે મુશ્કેલીઓ છે, તે ઉપરાન્ત, માનસિક આલસ્ય, હાલના જમાનાની નવી રૂઢિ પ્રત્યે અજ્ઞાત કારણે ઊભો થયેલો અવિશ્વાસ, અને ફુરસદનો અભાવ એવી અડચણો શિક્ષણ લેવા માટે પ્રૌઢ ઉમરના પુરુષોને નડે છે તેના કરતાં પણ વિશેષ સ્ત્રીઓને નડશે. વળી ઉપર જણાવેલા બધા સંજોગો અનુકૂળ હોય, તોપણ સ્ત્રીશિક્ષકો પૂરતી સંખ્યામાં ઉત્પન્ન થશે ત્યારે જ આ જાતનું દુશ્ચક્ર (Vicious Circle) અસરકારક રીતે દૂર કરી શકાશે. દરમિયાન સ્ત્રીઓને અને ખાસ કરીને માતાઓને અક્ષરજ્ઞાન આપવાનું કાર્ય એટલું અગત્યનું છે કે એ દિશામાં જેટલું કાર્ય બની શકે તેટલું કરવું જોઈએ. એક વાત તો સ્પષ્ટ છે કે સ્ત્રીઓના શિક્ષણનું ધોરણ પુરુષોના શિક્ષણના ધોરણ કરતાં જરા પણ ઊતરતું ન હોવું જોઈએ. પરન્તુ જ્યાંસુધી પૂરતી સંખ્યામાં સ્ત્રીશિક્ષકો ન મળી શકે, અને સ્ત્રીપુરુષના

ભેગા વર્ગ લેવાનું જ્યાં સામાજિક પરિસ્થિતિને કારણે બની શકે તેમ ન હોય, ત્યાંસુધી સ્વયંસેવા અર્પનાર શિક્ષકો ઉપર આધાર રાખવાની જરૂર પડશે. આ શિક્ષકોની તાલીમ અને લાયકાત જેટલી ઊંચી કક્ષાની જોઇએ તેટલી ન હોય તો પણ તે લઈ ચલાવવું પડશે.

પ્રૌઢશિક્ષણ સમિતિએ આ પ્રશ્ન ઉપર ખાસ ધ્યાન આપ્યું હતું, અને તે સંબંધી અનેક સૂચનાઓ તેમણે સ્વીકારી હતી. દાખલા તરીકે, હાઇસ્કૂલો અને કોલેજમાં ભણતી બાળાઓને સામાજિક સેવાનાં કાર્ય કરવામાં, ખાસ કરીને શિક્ષણ આપવાના કાર્યમાં, ઉત્તેજન આપવું: શિક્ષિત શેઠાણીઓએ પોતાના તાબાના નોકરો તેમ જ તે નોકરોનાં બાળકોને અક્ષરજ્ઞાન આપવાની પોતાની નૈતિક ફરજ માનવી; શાળામાં ભણતાં બાળકો પોતાનાં કુટુંબનાં બીજાં માણસોને અક્ષરજ્ઞાન આપે એવી તેમને સૂચના કરવી; વિધવાઓને આ કાર્ય કરવા તરફ પ્રેરવી વગેરે.

(૧૩) હવે, જે પચીસ વર્ષને અંતે આ કાર્ય પૂરું કરવાનું છે તેને માટે અક્ષરજ્ઞાનપ્રચારના ચોક્કસ કાર્યક્રમની યોજના કરવાનું કાર્ય બાકી રહે છે. વસ્તીની વહેંચણી; સ્ત્રીઓ અને બાળાઓ માટે ઘણે સ્થળે અલગ વર્ગો ઉઘાડવાની જરૂર, યુવાન છોકરાઓ માટે અલગ વ્યવસ્થા કરવાની જરૂર, વર્ગમાં વિદ્યાર્થીઓની સંખ્યા અમુક રીતે મર્યાદિત રાખવાની આવશ્યકતા—આ અને આવાં બીજાં કારણોને લીધે એમ જણાય છે કે પ્રત્યેક વર્ગમાં દાખલ કરવાની કુલ સંખ્યા પચીસથી વધારે ન હોવી જોઇએ.

ઉપર જણાવ્યું તેમ, આ યોજનાનો સંપૂર્ણ રીતનો અમલ તત્કાળ થઇ શકે તેમ નથી. આવી યોજના વ્યવસ્થિત રીતે કરવામાં, શિક્ષકોની ભરતી કરવામાં અને તેમને તાલીમ આપવામાં, અને જે વ્યવસ્થિત સંસ્થા ઊભી કરવાની છે તેની સામાન્ય યોજના કરવાના કામમાં પહેલાં પાંચ વર્ષ નીકળી જશે. તે સમય દરમિયાન, અત્યારે જે રીતે પ્રૌઢશિક્ષણનું કાર્ય ચાલે છે તે પ્રકારનું કાર્ય તો અલબત્ત ચાલુ રહેશે, પરન્તુ પ્રૌઢશિક્ષણની રાષ્ટ્રિય યોજના છઠ્ઠા વર્ગ સુધી અમલમાં મૂકી શકાશે નહિ. આ સમય દરમિયાન ૪૫,૦૦,૦૦૦ પ્રૌઢ ઉમરનાં માણસોને અક્ષરજ્ઞાન આપવાની યોજના રાખવામાં આવી છે. તે પછી, જેમજેમ શિક્ષકો મળતા જશે તેમ તેમ, આ સંખ્યામાં દર વર્ષે ૩,૨૫,૦૦૦ જેટલો વધારો થશે એટલે અગિયારમે વર્ષે ૬૧,૨૫,૦૦૦ જેટલી સંખ્યા અક્ષરજ્ઞાન લીધેલાની થશે. ત્યાર પછીનાં બીજાં છ વર્ષ સુધી ૩,૨૫,૦૦૦ના વધારા પ્રમાણે ૬૪,૫૦,૦૦૦ થશે, એટલે સત્તરમા વર્ષને અંતે ૭,૦૫,૭૫૦૦૦ માણસોએ અક્ષરજ્ઞાન મેળવેલું

હશે. આ રીતે, બીજાં આઠ વર્ષ માટે ૨,૦૦,૦૦,૦૦૦ થી ઓછી સંખ્યાને અક્ષરજ્ઞાન આપવાનું રહેશે. અક્ષરજ્ઞાન પ્રચારની યોજનામાં ગુણવત્તામાં તેમજ સંખ્યામાં ઝાઝા ફેરફાર એકાએક ન થાય તે માટે એવી સૂચના કરવામાં આવી છે કે, તે પછી વાર્ષિક સંખ્યા ધીમેધીમે ઘટવા માંડશે અને પચીસમે વર્ષે પ્રૌઢશિક્ષણનું કામ ભાગ્યેજ બાકી રહ્યું હશે. આ પ્રમાણે અક્ષરજ્ઞાન પ્રચારની સંસ્થા, પચીસ વર્ષને અંતે, સહેલાઈથી અને સરળતાથી પ્રૌઢશિક્ષણ માટેની કાયમની સંસ્થા બની જશે.

શરૂઆતના વર્ષોમાં પ્રૌઢશિક્ષણ, તેના સાચા અર્થમાં તો બહુજ થોડું થઈ શકશે. પરન્તુ જેમ જેમ અક્ષરજ્ઞાનનો પ્રચાર વધતો જશે, તેમ તેમ પ્રૌઢશિક્ષણની માગણી થોડી થોડી ઊભી થશે, એટલે શરૂઆતથી જ તેને માટે કાંઇક ગોઠવણ કરવાની જરૂર પડશે. અક્ષરજ્ઞાનના વધારાના પ્રમાણમાં આ માગણી વધતી જશે તોપણ, પ્રૌઢશિક્ષણ માટે, અક્ષરજ્ઞાનની યોજના ઉપરાંત બીજી અલગ યોજના કરવાનું ધારવામાં આવ્યું નથી અને એવી યોજનાની જરૂર પણ નથી. એટલે એવી સૂચના કરવામાં આવી છે કે એક જ સંસ્થાની યોજના કરવી અને તે શરૂઆતનાં વર્ષોમાં અક્ષરજ્ઞાનના પ્રચાર ઉપર ખાસ લક્ષ આપશે અને પાછળથી તે પ્રૌઢશિક્ષણ ઉપર વિશેષ ધ્યાન આપશે. બીજી રીતે જણાવીએ તો, પ્રૌઢશિક્ષણના ખાસ કામને શરૂઆતમાં ધીમે ધીમે અક્ષરજ્ઞાન પ્રચારના કામનો ભાગ બનાવતા જવું અને પછી તે કામ વધુ જોરથી ચલાવવું. એટલે પચીસ વર્ષને અંતે અક્ષરજ્ઞાનને બદલે પ્રૌઢશિક્ષણ એ મુખ્ય કાર્ય બની જશે અને છવ્વીસમે વર્ષે તો એ જ એક કાર્ય કરવાનું રહેશે.

(૧૪) આખા દેશમાં ૯,૦૫,૦૦,૦૦૦ માણસોને અક્ષરજ્ઞાન આપવાનું છે એવી ગણતરી કરવામાં આવી છે, અને ઉપર જણાવ્યું છે. તે મુજબ દર પચીસ માણસોએ એક શિક્ષક જોઈએ, એટલે કુલ રૂ. ૩૬,૨૦,૦૦,૦૦૦ શિક્ષકોની જરૂર પડે. સો કલાકના અભ્યાસક્રમ માટે દર કલાકે એક રૂપિયા પ્રમાણે શિક્ષકની ફી ગણીએ તો વાર્ષિક દરેક શિક્ષકનું સો રૂપિયા ખર્ચ આવે, આ રીતે વાર્ષિક પગારની કુલ રકમ રૂ. ૩૬,૨૦,૦૦,૦૦૦ થાય. આ રકમમાં શિક્ષણનાં સાધનો, વહીવટી ખર્ચ વગેરેના ૧૫ ટકા જેટલી રકમ ઉમેરવી જોઇએ. પચીસ વર્ષના અક્ષરજ્ઞાનના પ્રચારનું કુલ ખર્ચ આ રીતે ગણતાં રૂ. ૪૧,૬૩,૦૦૦૦૦ આવે. પ્રૌઢ ઉમરના માણસોને શિક્ષણ આપવાના કાર્ય માટે, ઉપર જણાવ્યા પ્રમાણે, સાતમા વર્ષ સુધી અક્ષરજ્ઞાન પ્રચારના ખર્ચના દસ ટકા ગણાય અને તે પછી અક્ષર-

જ્ઞાનના ખર્ચ કરતાં રૂ. ૩,૦૦,૦૦,૦૦૦ ઓછા આવે, આ પ્રમાણે ગણતાં પચીસ વર્ષને અંતે પ્રૌઢશિક્ષણનું કુલ ખર્ચ રૂ. ૧૮,૦૮,૦૯,૫૦૦ થાય.

અક્ષરજ્ઞાન આપવાનું અને પ્રૌઢશિક્ષણનું મળીને, પચીસ વર્ષના ગાળામાં, કુલ ખર્ચ રૂ. ૫૯,૭૧,૦૯,૫૦૦ થાય. યોજના શરૂ થયાને છઠ્ઠે વર્ષે, એટલે કાર્ય શરૂ કરવાને પહેલે વર્ષે ખર્ચ રૂ. ૨,૨૭,૭૦,૦૦૦ થાય, અને તે દર વર્ષે રૂ. ૧૬,૪૪,૫૦૦ જેટલું વધતું જશે. આ પ્રમાણે ૧૨ મા થી ૧૭ મા વર્ષ સુધીમાં રૂ. ૩,૨૬,૩૭,૦૦૦ જેટલું થશે: અરાડમે વર્ષથી એકસરખું દર વર્ષે રૂ. ૩,૦૦,૦૦,૦૦૦ જેટલું થશે.

નિરક્ષરતાનું નિવારણ ફરજિયાત નહિ પણ ઐચ્છિક ધોરણે રાખવામાં આવે તો ફી લઇ શકાય નહિ. વધારે ઊંચા પ્રકારના પ્રૌઢશિક્ષણ માટે વાજબી ફી લેવાનું બને. આ પ્રમાણેની ફીની આવકની ચોકસ ગણતરી કરી શકાય નહિ. પણ તે બહુ થોડી રકમ થશે એટલું તો ચોકસ કહી શકાય.

| **પચીસ વર્ષ દરમિયાન પ્રૌઢશિક્ષણનું ખર્ચ** | **રૂ.** |
|---|---|
| અક્ષરજ્ઞાન આપનાર શિક્ષકોનો દર કલાકે રૂ. ૧ પ્રમાણે સો કલાકનો પગાર. | ૩૬,૨૦,૦૦,૦૦૦ |
| શિક્ષણનાં સાધનો તથા વહીવટી ખર્ચના, ઉપરની રકમના ૧૫ ટકા પ્રમાણે ગણતાં. | ૫,૪૩,૦૦,૦૦૦ |
| | કુલ ૪૧,૬૩,૦૦,૦૦૦ |
| પ્રૌઢશિક્ષણનું ખર્ચ | ૧૮,૦૮,૦૯,૫૦૦ |
| | ૫૯,૭૧,૦૯,૫૦૦ |
| શરૂઆતનાં તૈયારીનાં પાંચ વર્ષ બાદ કરતાં દર વર્ષે સરાસરી (વીસ વર્ષ સુધીનું) | ૩,૦૦,૦૦,૦૦૦ |

(૧૫) સમિતિની ઇચ્છા છે કે નિરક્ષરતાનું નિવારણ પચીસ વર્ષ કરતાં ઓછા સમયમાં થઇ શકે તો ઘણું સારું. પરન્તુ તેમનો એવો અભિપ્રાય છે કે જો આ કામ યોગ્ય રીતે કરવું હોય તો માત્ર શિક્ષકોનો જ પ્રશ્ન એવો છે કે આથી ઓછા સમયમાં એ કાર્ય પૂરું થવાનો સંભવ નથી.

(૧૬) મધ્યસ્થ કેળવણી મંડળની પ્રૌઢશિક્ષણ સમિતિનો અભિપ્રાય અને તે ઉપર મધ્યસ્થ સમિતિનો નિર્ણય નીચે મુજબ જણાવવામાં આવેલો છે:—

(૧) હિન્દની કેળવણીને લગતા પ્રશ્નોનો વ્યવહારુ ઉકેલ જેમ બને તેમ જલદી લાવવા માટે, અતિશય વિશાળ પાયા ઉપર પ્રૌઢશિક્ષણના પ્રચાર માટેની વ્યવસ્થા, અને મફત ફરજિયાત પ્રાથમિક શિક્ષણ દાખલ કરવાનું કાર્ય, એ બન્ને સરખી અગત્યનાં કાર્ય છે અને એ બન્ને કાર્યો પરસ્પર અવલંબી રહેલાં છે.

(૨) અક્ષરજ્ઞાનપ્રચાર એ પ્રૌઢશિક્ષણના કાર્યનો માત્ર એક ભાગ છે, તો પણ અત્યારે હિન્દમાં એટલા મોટા પ્રમાણમાં નિરક્ષરતા પ્રવર્તેલી છે કે નિરક્ષરતા-નિવારણ ઉપર જ અત્યારે તો તાત્કાલિક ધ્યાન આપવાની જરૂર છે.

(૩) અક્ષરજ્ઞાન એ વિશેષ શિક્ષણનું પ્રથમ પગથિયું છે, એ કાંઇ છેવટનું ધ્યેય નથી. આ કાર્યનો મુખ્ય ઉદ્દેશ પ્રૌઢ ઉમરના માણસોને માત્ર વાચતા લખતા કરવાનો નથી, પણ તેમને હંમેશ માટે શિક્ષિત રાખવાનો છે. આ ધ્યેય પ્રાપ્ત કરવા માટે, માણસોની અને સાધનોની જે કાંઈ મદદ મળી શકે તે સર્વનો ઉપયોગ કરીને મોટા વિશાળ પાયા ઉપર એ કાર્યમાં જ્યાંસુધી સંપૂર્ણ સરળતા મળે ત્યાંસુધી ઝંપલાવવાની જરૂ છે. અસરકારક અને સતત ચાલુ રહે એવું પ્રચારકાર્ય આને માટે કરવાની જરૂર છે.

(૪) શરૂઆતમા, અશિક્ષિત માણસોને તેમના ઇચ્છાનુસાર શિક્ષણ લેવાનું, સમજાવવાના પ્રયત્ન કરવા જોઈએ. જો આ પ્રમાણે તેમની ઇચ્છા ઉપર છોડી દેવાથી સફળતા ન મળે, તો નિરક્ષર માણસોને ફરજિયાત અક્ષરજ્ઞાન આપવાના માર્ગ શોધી કાઢવા જોઈએ.

(૫) આ જાતના કાર્યમાં અનેક જાતના પ્રયોગો કરવાનો પૂરતો અવકાશ મળવો જોઇએ, અને સ્થાનિક પરિસ્થિતિ હંમેશ લક્ષમાં રાખવી જોઇએ આખા હિન્દ દેશ માટે એક જ જાતનો અભ્યાસક્રમ, અગર એક જ પ્રકારની શિક્ષણપદ્ધતિ નિયત કરવાથી હેતુ સરી શકશે નહિ. તોપણ આ કાર્યના નિષ્ણાતોની એક કમિટી નીમવામાં આવે, અને તે કમિટી શિક્ષણપદ્ધતિ વિશે રિપોર્ટ કરે અને જુદાજુદા પ્રયોગની તુલના કરી તે ઉપર અભિપ્રાય રજૂ કરે તો પ્રાન્તિક સરકારને અને પ્રૌઢશિક્ષણ માટે બીજી જે જવાબદાર સંસ્થાઓ હોય તેમને ઘણી કીમતી મદદ મળી શકે.

(આ ઉપર મધ્યસ્થ મંડળે એવો અભિપ્રાય જણાવ્યો હતો, કે ઉપર સૂચવ્યા મુજબની કમિટી નીમવાનો સમય હજી થયો નથી. એ કાર્યને સમગ્ર રીતે અવલોકન કરી તેનો અંદાજ કાઢવાના કાર્યને માટે તેમ જ દેશના જુદા

જુદા ભાગમાં એ દિશામાં થતા કાર્યનું માપ કાઢવા માટે, હજી વધારે સમય વીતેલો હોવો જોઇએ. પ્રાન્તિક કેળવણીખાતાના અધિકારીઓ પાસેથી માહિતી મેળવવાની અને તે ઉપરથી એક નિવેદન મધ્યસ્થ બૉર્ડ સમક્ષ રજૂ કરવાની સૂચના એજ્યુકેશનલ કમિશનરને આપવામાં આવી હતી. )

(૬) અભ્યાસક્રમમાં ગમે તે વિષયોનો સમાવેશ કરવામાં આવે, અગર ગમે તે પદ્ધતિએ શિક્ષણ આપવામાં આવે, તોપણ જે રીતે શિક્ષણ આપવામાં આવે તે ભણનારને રીત સમજાય એવી હોવી જોઈએ અને જે શિક્ષણ આપવામાં આવે તે ભણનારના ધંધાને, તેને જે બાબતોમાં રસ પડતો હોય તેને, અને જે સામાજિક અને આર્થિક પરિસ્થિતિમાં તે રહેતો હોય તેને અનુસરીને હોવું જોઈએ.

(૭) ખરેખરું પ્રૌઢશિક્ષણ અને ટેક્નિકલ, વેપારી કે હુન્નરના શિક્ષણ વચ્ચે સ્પષ્ટ ભેદ પાડવો એ હિન્દના સંજોગો જોતાં બિનજરૂરી તેમ જ અવ્યવહારુ ગણાય. ટેક્નિકલ વગેરે જાતનું શિક્ષણ પ્રૌઢશિક્ષણના ક્ષેત્રની બહાર ગણવું એ પણ યોગ્ય નથી. મોટા ભાગના ભણનારા માટે તો ધંધા ને લગતા વિષયોના શિક્ષણદ્વારા અક્ષરજ્ઞાનનું શિક્ષણ આપવાનો માર્ગ સૌથી સહેલો પડશે.

(૮) પ્રૌઢ ઉમરના કોને ગણવા તે નક્કી કરવા માટે એવી ભલામણ કરવામાં આવી છે કે:—

(अ) કોઇપણ સંજોગોમાં બાર વર્ષની અંદરના છોકરાને પ્રૌઢશિક્ષણશાળામાં દાખલ કરવો નહિ.

(आ) જે છોકરો પૂરા સમયની શાળામાં અભ્યાસ કરતો હોય તેને તે ઉપરાન્ત પ્રૌઢશિક્ષણના વર્ગમાં દાખલ થવાનું ઉત્તેજન આપવું નહિ.

(इ) ઉપર જણાવેલા (आ) સિવાયના છોકરા માટે, અને જ્યાં જ્યાં યોગ્ય સંખ્યા હોય ત્યાં, બાર અને સોળ વર્ષની વચ્ચેના ઉમરના છોકરા માટે અલગ શાળાઓ ઉઘાડવી.

સ્ત્રીઓ માટેની પ્રૌઢશિક્ષણની શાળાઓમાં દાખલ થવા માટે છોકરીઓ માટે ઉમરની હદ ઠરાવવાનું જરૂરનું નથી.

(૯) આ કાર્ય માટે જે સ્વયંસેવકો પોતાની સેવા આપવા ઇચ્છતા હોય તેમની મદદ મેળવવાનો બને તેટલો પ્રયાસ કરવો. પ્રતિષ્ઠિત સંસ્થાઓ તરફથી ચાલતા વર્ગોને દરેક પ્રકારનું ઉત્તેજન આપવું, અને જે સંસ્થાઓનો મુખ્ય હેતુ

કેળવણી આપવાનો ન હોય, તેમને પણ, તે સંસ્થાઓ ધાર્મિક કે રાજકીય પ્રચાર માટે સંસ્થાનો ઉપયોગ ન કરે એવી યોગ્ય સાવચેતી રાખીને, આ કાર્યમાંથી બાતલ કરવી નહિ.

(૧૦) યુનિવર્સિટીઓને તેમના ખાસ ક્ષેત્રની બહારના વિષયોને વિસ્તૃત કરવા સારુ અને તેને વિશેષ લોકપ્રિય કરવાના કાર્યમાં, અને જે મોટી ઉમરના ભણનારા ખાસ બુદ્ધિશક્તિવાળા જણાય તેમને યુનિવર્સિટીનો અભ્યાસક્રમ શીખવાની અનુકૂળતા કરી આપવામાં ઉત્તેજન આપવું.

(નં–૧૦, ૧૨ અને ૧૩ ના સંબંધમાં મધ્યસ્થ બૉર્ડે એવો ઠરાવ કર્યો હતો કે પ્રાન્તિક સરકારે પોતપોતાના પ્રાન્તોની યુનિવર્સિટીઓને આ દિશામાં જે કાર્ય કરવું ઠીક લાગે તે કરવા માટે તે બાબતની જાહેરાત કરવી.)

(૧૧) ટેક્નિકલ, વેપારી અને હુન્નરનું શિક્ષણ આપનારી સંસ્થાઓની સંખ્યામાં અને તેના કાર્યક્ષેત્રમાં વધારો કરવાની ખાસ જરૂર છે, અને એ સંસ્થાઓના અભ્યાસક્રમમાં સાંસ્કારિક અને આનન્દપ્રમોદના વિષયોનો સમાવેશ થવાની જરૂર છે.

(૧૨) પ્રૌઢશિક્ષણ એ સામાજિક પુનર્ઘટનાનો એક ભાગ છે. દરેક યુનિવર્સિટીમાં સમાજશાસ્ત્રનો વ્યાવહારિક અભ્યાસક્રમ શીખવવો જોઇએ.

(૧૩) યુનિવર્સિટીના અને હાઈસ્કૂલના ઊંચાં ધોરણના વિદ્યાર્થીઓને માટે સમાજસેવાનું કાર્ય અમુક સમય માટે ફરજિયાત કરવાની શકયતા વિશે સંપૂર્ણ તપાસ કરવી જોઈએ. આ કાર્ય માટે એક ખાસ સમિતિની નિમણૂક થાય ત્યાંસુધીમાં સર્વ શિક્ષિત જનોને અને ખાસ કરીને સરકારી નોકરોને અક્ષરજ્ઞાનપ્રચારના કાર્યમાં સ્વયંસેવક તરીકે મદદ કરવાની ખાસ અપીલ કરવી જોઈએ.

(૧૪) પ્રૌઢશિક્ષણમાં રેડિયો, સિનેમા, ગ્રામોફોન અને મૅજિકલૅન્ટર્ન જેવાં યાન્ત્રિક સાધનોનો બહુ સફળ રીતે ઉપયોગ થઇ શકે. એ સાધનોનો હાલના કરતાં વધારે પ્રમાણમાં ઉપયોગ કરી શકાય તે માટે તેમની આવકના જથામાં વધારો કરવો જોઇએ અને તેની કીમતમાં ઘટાડો કરવો જોઈએ. આ બાબતની માહિતી મધ્યસ્થ સલાહકારક સમિતિની કચેરી તરફથી એકઠી કરવી જોઈએ અને તે ફેલાવવી જોઇએ.

(૧૫) કેળવણીની દરેક શાખા મુજબ પ્રૌઢશિક્ષણમાં પણ સૌથી મોટી

જરૂર તો નિષ્ણાત શિક્ષકોની જ છે, દિવસે શિક્ષણનું કામ કરતા શિક્ષકો આ કાર્ય માટે શરૂઆતમાં ઉપયોગી થઇ પડે.

પરન્તુ જે શિક્ષણપદ્ધતિ બાળકોને માટે અનુકૂળ પડે, તે પ્રૌઢ વયનાં શીખનારાં માટે ન પડે એ અનુભવથી સિદ્ધ થયેલી હકીકત લક્ષમાં લેતાં, એ શિક્ષકોને આ કાર્ય માટે ખાસ તાલીમ આપવાની જરૂર પડશે, એટલે બોર્ડ તરફથી એની ભલામણ કરવામાં આવે છે કે ટ્રેનિંગ કોલેજોના અભ્યાસક્રમમાં પ્રૌઢશિક્ષણની પદ્ધતિની તાલીમની પણ સગવડ રાખવી જોઇએ.

(૧૬) ધંધાદારી શિક્ષકો ઉપરાન્ત બીજા ધંધામાં રોકાયેલા સંખ્યાબંધ માણસોની, પ્રૌઢશિક્ષણના કાર્યમાં મદદ લેવાની જરૂર પડશે. આ માણસોની તાલીમનો પ્રશ્ન, ખાસ કરીને જો તેઓને મોટા વર્ગો સોંપવાના હોય તો, તેમની નિમણૂક કરતાં પહેલાં વિચારવો પડશે.

(૧૭) દરેક પ્રાન્તમાં, પ્રૌઢશિક્ષણની શાળાઓની દેખરેખ રાખવા માટે, પૂરો સમય આપી શકે એવા નિષ્ણાતો અને યોજકો રોકવાની જરૂર પડે. ઓછામાં ઓછા એક પ્રાન્તમાં માત્ર પ્રૌઢશિક્ષણ માટેના પૂરા સમયના સંખ્યાબંધ શિક્ષકો નીમવાનો પ્રયોગ ખાસ ભલામણ કરવા જેવો છે.

(૧૮) અત્યાર સુધી આ કાર્ય માટે મોટેભાગે બિનપગારદાર માણસો ઉપર આધાર રાખવામાં આવ્યો છે, પણ એ યાદ રાખવાની જરૂર છે કે હવે એ કામ માટે મોટી સંખ્યામાં પગારદાર કાર્યકરો રોકવાની જરૂર પડશે. જેમ જેમ માત્ર અક્ષરજ્ઞાન આપવા ઉપરાન્ત વિશેષ શિક્ષણ આપવાની માગણી વધતી જશે તેમ તેમ આવી જરૂર વધારે પડતી જશે. આ બાબતમાં પગાર અને નોકરીની શરતો વગેરે માટેની આર્થિક જવાબદારીનો પ્રશ્ન સ્થાનિક સંજોગો મુજબ વિચારવાનો રહેશે.

(૧૯) પ્રત્યેક પ્રૌઢશિક્ષણ કેન્દ્ર માટે એક પુસ્તકાલય એ ખાસ અગત્યનું અંગ ગણાય. પુસ્તકાલયનું કદ અને તેની સંખ્યા,–ખાસ કરીને ગ્રામવિસ્તારમાં –વધારવા માટે અને પ્રૌઢ ઉમરના વાચકો માટે યોગ્ય પુસ્તકો પ્રકટ કરવા માટે ઉદાર હાથે ગ્રાન્ટ આપવી જોઇએ. મધ્યસ્થ સરકારે પોસ્ટખાતાની ખાસ સગવડો કરી આપીને આ માટેનાં પુસ્તકો અને બીજા સાહિત્યના પ્રચારને મદદ આપવી જોઇએ. પાઠ્ય પુસ્તકોની બાબતમાં અત્યારે જે અસંતોષકારક સ્થિતિ પ્રવર્તે છે તે દૂર કરવા માટે, પ્રાન્તિક સરકારોએ તાત્કાલિક પગલાં લેવાં જોઈએ.

( બોર્ડે આ બાબતમાં એવો ઠરાવ કર્યો હતો, કે પુસ્તકાલયના વધારાની તથા યોગ્ય સાહિત્યના પ્રચારની બાબતમાં બોર્ડ સર્વ રીતે સંમત હોવા છતાં, પોસ્ટખાતા તરફથી ખાસ સગવડ આપવાથી ખાસ લાભ થાય એવું બોર્ડનું માનવું નથી. )

(૨૦) પ્રૌઢશિક્ષણની વિશાળ સગવડ થવાની અગત્ય પુરુષો કરતાં પણ સ્ત્રીઓ માટે ઘણી વધારે છે. સ્ત્રીઓને આ કાર્ય પ્રત્યે દોરવા માટેની પદ્ધતિ પુરુષો માટેની વિવિધ પ્રકારની પદ્ધતિ કરતાં સ્થાપિત નિયમોને ઓછી અધીન હોવી જોઇએ. સ્ત્રીઓને માટેની પદ્ધતિના સંબંધમાં કેટલીક સૂચનાઓ કમિટીના રિપોર્ટના નવમા વિભાગમાં આપવામાં આવી છે.

(૨૧) નિરક્ષરતા માત્ર ગામડાંમાં છે એમ નથી. શહેરી વિસ્તારમાં કામ કરતા સંખ્યાબંધ કામદારો નિરક્ષર જ હોય છે. આ સંબંધમાં ઉદ્યોગપતિઓ અને કામદાર મંડળોના સહકારની જરૂર પડશે. જે ઉદ્યોગપતિઓ પોતાના કામદારોની નિરક્ષરતા-નિવારણ માટે વ્યવસ્થા ન કરે તેમના ઉપર ખાસ કર નાખવાનો પ્રશ્ન વિચારવા જેવો છે.

(૨૨) સરકારી દરેક ખાતાના તમામ નોકરો મધ્યસ્થ અને પ્રાન્તિક—ને અક્ષરજ્ઞાન મળેલું હોય એવી ફરજ પાડવી જોઇએ.

( બોર્ડે આ બાબતમાં એવો ઠરાવ કર્યો હતો કે સરકારી દરેક ખાતાએ પોતાના તાબાના દરેક નોકરની નિરક્ષરતા દૂર કરવી જોઈએ એ ઇચ્છવા જોગ છે એ સાથે બોર્ડ સંમત છે, પરન્તુ અત્યારના સંજોગોમાં એ બાબત ફરજિયાત કરવી જોઇએ એવું બોર્ડ માનતી નથી. )

(૨૩) પ્રૌઢશિક્ષણની વ્યવસ્થા દરેક પ્રાન્તમાં એક જ તંત્રના હાથમાં સોંપવામાં આવે તો જ તેની પ્રગતિ થવાની ખાતરી રાખી શકાય. અને એ તંત્ર તે કેળવણીખાતું હોવું જોઇએ. કેળવણી ખાતાની ફરજ હોવી જોઈએ કે (अ) સામાજિક પુનર્ઘટના જેવું પ્રૌઢશિક્ષણ એક અંગ છે-તેના, કાર્યમાં પ્રવૃત્ત થયેલી સંસ્થાઓ પોતાના પ્રાન્તમાં જે હોય તેની સાથે સારી રીતે સંપર્ક સાધવો જોઇએ, અને (आ) આ કાર્યની અસરકારક યોજના માટે તાબાની સંસ્થાઓને અધિકાર સોંપવાનું અને દેખરેખ માટે સ્થાનિક અધિકારીઓની માગણી પ્રમાણે અમલદારો નીમવાનું કાર્ય કરવું જોઇએ.

(૨૪) પ્રૌઢશિક્ષણની પ્રગતિ થતાં જે તેને અંગેનાં ખર્ચો થાય, તે ઉપરાન્ત નિરક્ષરતા–નિવારણના કાર્યમાં પણ પ્રાન્તિક સરકારને બહુ ભારે ખર્ચનો બોજો પડશે. જેમ બને તેમ થોડામાં થોડા સમયમાં આ કાર્ય સંપૂર્ણ થઇ જાય તે માટે હવે પછીનાં પાંચ વર્ષમાં મંજૂર થયેલી યોજના અમલમાં મૂકવાની જે પ્રાંતિક સરકાર તૈયારી બતાવે તેમને મધ્યસ્થ સરકારે નાણાંની મદદ કરવી જોઈએ.

(બોર્ડે આ બાબતમાં એવો ઠરાવ કર્યો હતો કે પ્રાન્તમાં પ્રાથમિક કેળવણી-ના પ્રચાર માટેના ખર્ચમાં મદદની માગણી પ્રાન્તિક સરકાર તરફથી મધ્યસ્થ સરકારને કરવામાં આવે, તે સ્વીકારવાની અગત્ય વિશેષ હોવાથી પ્રૌઢશિક્ષણના કાર્યમાં પ્રાન્તિક સરકારની માગણી મુજબ મધ્યસ્થ સરકારે નાણાંની મદદ કરવી જોઈએ એ મત બૉર્ડ સ્વીકારી શક્તી નથી.)

(૨૫) દરેક પ્રાન્તમાં પ્રૌઢશિક્ષણના કાર્ય માટેની તમામ હકીકત એકઠી કરવા માટે, એક સંસ્થા સ્થાપન કરવી જોઇએ. આખા દેશના જુદા જુદા ભાગ-માંથી આ પ્રકારની માહિતી એકઠી કરી તેનો બરાબર વ્યવસ્થિત સંગ્રહ કરી તે પ્રકટ કરવાના કાર્ય માટે એક મધ્યસ્થ સંસ્થા સ્થાપવી જોઈએ. મધ્યસ્થ કેળવણી સલાહકાર મંડળની કચેરીમાંએ આ બીજું કાર્ય ઉપાડી લેવા માટે સર્વ સાધન-સામગ્રી રાખવી જોઇએ.

(બૉર્ડે આ બાબતમાં ઠરાવ કર્યો હતો કે આ કાર્ય માટે જે સામાન્ય પદ્ધતિની સૂચના કરવામાં આવી છે તેની સાથે બૉર્ડ સમંત થાય છે, પરંતુ પ્રાન્તિક સરકારો આ બાબતમાં પોતાની વ્યવસ્થા કરે ત્યાંસુધી મધ્યસ્થ બૉર્ડની કચેરીની આ કામ માટે ઉપયોગમાં લેવાની રાહ જોવી એવું તેનું માનવું છે.)

(૨૬) વસતીપત્રકમાં શિક્ષિત માણસોની સંખ્યાની જણાવવાની બાબતમાં એવો સુધારો કરવો કે જેથી કેળવણીની દૃષ્ટિએ તે માહિતીની ઉપયોગિતા વધે.

(૨૭) આ પ્રકરણમાં ચર્ચેલા મુદ્દાનો ટૂંક સારઃ—

(અ) પ્રૌઢશિક્ષણ સમિતિએ કરેલા રિપોર્ટમાં જણાવેલા સામાન્ય ધોરણે સર્વાંગી વ્યવસ્થા એ કોઇપણ રાષ્ટ્રિય શિક્ષણનો મુખ્ય ભાગ હોવો જોઈએ. હિન્દમાં નિરક્ષર માણસોની ઘણી મોટી સંખ્યા હોવાથી એ ધોરણ ખાસ અગત્યનું છે.

(આ) નિરક્ષરતા–નિવારણ એ ધ્યેય નથી, એ તો સાધન છે. શરૂઆતમાં નિરક્ષરતા–નિવારણ ઉપર ખાસ ભાર મૂકવો પડે, પરન્તુ જેઓને અત્યારે અક્ષર-

જ્ઞાન મળેલું છે તેને સંપૂર્ણ રીતનું પ્રૌઢશિક્ષણ મળવાની વ્યવસ્થા કરવી જોઇએ. જેમ જેમ નિરક્ષરતા ઓછી થતી જાય તેમ તેમ આ કાર્યમાં વધારો થતો જવો જોઇએ.

(इ) બેઝિક કેળવણીનો પ્રચાર થશે તોપણ લગભગ નવ કરોડ માણસોની નિરક્ષરતા દૂર કરવાનું રહેલું હશે એવી ગણતરી કરવામાં આવી છે ( દસથી ચાળીસ વર્ષ સુધીની ઉમરના માણસોમાં ). આને માટે વીસ વર્ષના વ્યવસ્થિત કાર્યની યોજના કરવી જોઇએ. આ કાર્ય શરૂ કરતાં પહેલાં પાંચ વર્ષ જરૂરી તૈયારી માટે ગાળવાં પડશે, એ તૈયારીમાં આ કાર્ય માટે જોઈતા શિક્ષકો મેળવવામાં અને તેમને તાલીમ આપવાના કાર્યનો સમાવેશ થશે.

(ई) કેળવણીની પ્રત્યેક શાળાની માફક, આ કાર્યમાં પણ, શિક્ષકની લાયકાતની બાબત સૌથી વધુ અગત્યની છે. યોગ્ય લાયકાતવાળા શિક્ષકો ખાસ કરીને સ્ત્રીશિક્ષકો મેળવવાની મુશ્કેલીની કોઇ રીતે અવગણના ન થવી જોઈએ.

(उ) પ્રૌઢશિક્ષણની જવાબદારી રાજ્યની છે. પણ જ્યાં જ્યાં સ્વયંસેવકો અને સંસ્થાઓ મળી આવે ત્યાં તેમનો સહકાર અને મદદ મેળવવાનો બનતો પ્રયત્ન કરવો જોઇએ.

(ऊ) આ પ્રકરણમાં જણાવેલી સૂચનાને અમલમાં મૂકવા માટેનું કુલ વાર્ષિક ખર્ચ રૂ. ત્રણ કરોડ થશે એવો અંદાજ કાઢવામાં આવ્યો છે. અક્ષરજ્ઞાનપ્રચારનું કાર્ય જે વખતે સૌથી વધારે માણસોની સંખ્યાને આપવાનું ચાલતું હશે ત્યારે આ રકમ કરતાં પચીસ ત્રીસ લાખ રૂપિયા વધી પણ જાય. પરન્તુ વીસ-વર્ષના ગાળામાં સરાસરી વાર્ષિક ખર્ચ ત્રણ કરોડથી સહેજ ઓછું થશે.

પ્રૌઢશિક્ષણની પ્રગતિના આંકડાનું કોષ્ઠક પરિશિષ્ઠ (ई) માં આપેલું છે.

---

# પ્રકરણ સાતમું

## શિક્ષકોની તાલીમ

(૧) કેળવણીની પદ્ધતિની સર્વદેશીય પ્રગતિ માટે, શિક્ષકોની સારી સંખ્યા અને તેમને તાલીમ આપવા માટેની આવશ્યક સંસ્થાઓ, એ બે સૌથી વધારે અગત્યની છે, તાલીમની સંસ્થાઓમાં એ ધંધા માટેની જરૂરી તાલીમની સગવડ હોય એટલું જ નહિ, પણ જે યુવક અગર યુવતી શિક્ષકનું કામ સ્વીકારવા ઇચ્છતાં હોય તેમને તે કાર્યમાં આકર્ષણ કરે અને તેમના ઉપર એક પ્રકારની કાયમની અસર ઉત્પન્ન કરે, એનો જીવનનો માર્ગ દર્શાવે એવી હોવી જોઈએ. શિક્ષકને પૂરતું વેતન મળવું જ જોઇએ, પરન્તુ તે એક ધંધો હોવા ઉપરાન્ત જીવનકાર્ય છે એ વાતનું દરેક શિક્ષકને તેની તાલીમ દરમિયાન ભારપૂર્વક ભાન કરાવવું જોઇએ.

(૨) હિન્દમાં સને ૧૯૪૦-૪૧માં શિક્ષકને માટેની તાલીમની સંસ્થાઓ ૬૪૦ હતી અને એ વર્ષે ૧૯,૩૯૨ શિક્ષકોને તાલીમ આપવામાં આવી હતી. આ ૬૪૦ સંસ્થાઓમાં ૬૧૨ સંસ્થાઓ ટ્રેનિંગ શાળાઓ હતી, તેમાં સાતમા ધોરણમાં પાસ થયેલા અને મિડલ સ્કૂલમાં પાસ થયેલાને દાખલ કરી તેમને પ્રાથમિક ધોરણો અને માધ્યમિક શાળાઓનાં નીચલાં ધોરણો માટેના શિક્ષકો તરીકે તાલીમ આપવામાં આવતી હતી. આ શાળાઓમાં એક અગર બે વર્ષની પ્રાથમિક પદ્ધતિની તાલીમ આપવામાં આવે છે અને પાસ થયેલા વિદ્યાર્થીઓને પ્રાથમિક શાળાના શિક્ષકનું પ્રમાણપત્ર આપવામાં આવે છે, અગર જૂનિયર પ્રાથમિક પ્રમાણપત્ર આપવામાં આવે છે. ટ્રેનિંગ શાળાઓના શિક્ષકોના પગાર એકસરખા નથી હોતા. મુખ્ય શિક્ષકને પ્રાન્તની બીજી નોકરીઓની કક્ષાનો પગાર અપાતો હોય; તો સ્ટાફના સૌથી નીચલા દરજ્જાના શિક્ષકને માસિક ત્રીસ રૂપિયાનો પગાર મળતો હોય.

સને ૧૯૪૦-૪૧માં ગ્રેજ્યુએટ ઉમેદવારોને તાલીમ આપનારી ૨૮ સંસ્થાઓ હતી અને એ સાલમાં તેમાં ૧,૪૧૩ શિક્ષકોને તાલીમ આપવામાં આવી હતી. આ સંસ્થાઓ સાધારણ રીતે યુનિવર્સિટીઓ સાથે જોડાયેલી હોય છે, પણ તેઓ અલગ સંસ્થા તરીકે કાર્ય કરે છે, એટલે તેવા વિદ્યાર્થીઓને યુનિવર્સિટીના જીવન

સાથે સંપર્ક બિલકુલ રહેતો નથી. કેટલેક સ્થળે ગ્રેજ્યુએટો ઉપરાંત મેટ્રિક્યુલેટ અને ઇન્ટરમીજિયેટમાં પાસ થયેલા વિદ્યાર્થીઓને પણ આમાં તાલીમ અપાય છે. બીજી એક જાતની સંસ્થા છે. તેને પણ તાલીમી સંસ્થા કહેવામાં આવે છે. તેમાં મેટ્રિક્યુલેટ અને ઇન્ટરમીજિયેટમાં પાસ થયેલાને જ તાલીમ આપવામાં આવે છે, આવી સંસ્થાઓનો ચોકસ આંકડો જાણવામાં નથી. પરન્તુ એ સંસ્થાઓમાં તેમ જ ગ્રેજ્યુએટોને તાલીમ આપનારી સંસ્થાઓમાં, સને ૧૯૪૦–૪૧માં કુલ ૨,૦૯૬ શિક્ષકો તાલીમ લઇ બહાર પડયા હતા. આમાંની કેટલીક સંસ્થાઓમાં એક વર્ષની અને કેટલીકમાં બે વર્ષની તાલીમ આપવામાં આવે છે, અને સફળ થયેલા ઉમેદવારોને શિક્ષકનું પ્રમાણપત્ર આપવામાં આવે છે. ગ્રેજ્યુએટો માટે તાલીમનો સમય એક વર્ષનો હોય છે, પણ એમાંના કેટલીક સંસ્થામાં સંશોધન વિભાગ પણ હોય છે અને તે કાર્ય સફળ રીતે કરનારને બેચલર ઑફ એજ્યુકેશન (બી. ઈ.)ની અગર માસ્ટર ઑવ્ એજ્યુકેશન (એમ. ઈડી.)ની ડિગ્રી આપવામાં આવે છે. એક વર્ષની તાલીમ લીધેલાને બી. ટી; એલ. ટી., ડી. ટી., અગર એસ એ. વી નાં પ્રમાણપત્રો મળે છે. (જુદા જુદા પ્રાન્તની યુનિવર્સિટીમાં જુદી જુદી ડિગ્રીઓ આપવામાં આવે છે). આ પ્રમાણે ડિગ્રીઓનાં જુદાં જુદાં નામ આપેલાં હોવાથી દરેક યુનિવર્સિટી પોતાની ડિગ્રીને બીજી કરતાં ચઢિયાતી હોવાનો દાવો કરે છે. જોકે વસ્તુતઃ અભ્યાસક્રમ, તાલીમનો સમય, તાલીમ આપનારા શિક્ષકોની લાયકાત વગેરે બધે લગભગ સરખાં જ હોય છે. આ પ્રમાણેની જુદાં જુદાં નામ આપવાની પદ્ધતિ શિક્ષકના ધંધાને માટે એકંદરે લાભદાયી નથી. ટ્રેનિંગ શાળાઓની માફક ટ્રેનિંગ કોલેજોમાં પણ પગારનું ધોરણ એક સરખું હોતું નથી. ટ્રેનિંગ કોલેજનો મુખ્ય અધિકારી આઈ. ઇ. એસ.-ની ગ્રેડમાં અગર 'ક્લાસ વન'માં હોય, અને સૌથી છેલ્લી પાયરીનો શિક્ષક માસિક ૭૦ રૂ. નો પગારદાર હોય.

કેટલાક હિન્દી શિક્ષકોએ પરદેશમાં તાલીમ લઇ ડિગ્રી મેળવેલી હોય છે. પણ એવા શિક્ષકોની સંખ્યાનો ચોકસ આંકડો મળી શકયો નથી. બૉર્ડનો ખાસ એવો મત છે કે ખાસ પસંદ કરેલા અમુક શિક્ષકોને પરદેશ મોકલી તાલીમ આપવાની વ્યવસ્થા થાય એ બહુ ઇષ્ટ છે. આ કામ માટે 'સ્ટડી લીવ'–અભ્યાસ માટેની રજાની વ્યવસ્થા અત્યારે છે તેના કરતાં વધુ વિસ્તૃત થવી જોઇએ.

ઉપર આપેલા આંકડા ઉપરથી જણાશે કે, હિન્દ જેવા વિશાળ દેશ માટે શિક્ષકોને તાલીમ આપવાની સંસ્થાઓની સંખ્યા અત્યારે ઘણી જ થોડી છે.

વળી તે ઉપરાન્ત એ સંસ્થાઓમાં જે પ્રકારની તાલીમ આપવામાં આવે છે તે પણ ઘણી વાંધાભરેલી હોય છે. શિક્ષણના હાલના જમાનાના ખ્યાલોથી એ છેક પાછળ પડી ગયેલી હોય છે, અને શિક્ષણના સિદ્ધાન્ત અને તેનો વ્યવહારમાં અમલ એ બે વચ્ચે બહુ અન્તર પડી ગયેલું હોય છે, અને અભ્યાસક્રમ છેક જડ હોય છે અને તાલીમની પરિસ્થિતિ એવી હોય છે કે વિદ્યાર્થીને ભાગ્યે જ સાચી તાલીમ મળે, અગર તો તે શિક્ષકના કામ માટે ખરેખરો લાયક છે કે નહિ તે નક્કી કરવાનું સાધન પણ ન મળે. પરિણામ એ થાય છે કે સંખ્યાબંધ નાલાયક શિક્ષકો જેમને શરૂઆતથી જ એ સંસ્થામાંથી રુખસત મળવી જોઇએ તેઓ શિક્ષકના ધંધામાં સ્થાન મેળવી શકે છે.

(૩) શિક્ષકોની ભરતી, તાલીમ અને નોકરીની શરતોની બાબતના નિયમ કરવા માટે જે કમિટી નીમવામાં આવી હતી, અને જેનો રિપોર્ટ બોર્ડે સને ૧૯૪૩માં મંજૂર કર્યો હતો, તેમણે હાલની સ્થિતિમાં મહત્ત્વના ફેરફારો કરવાની સૂચનાઓ કરી છે, અને તેમની ભલામણો જ્યારે અમલમાં મૂકવામાં આવશે ત્યારે શિક્ષકોની સ્થિતિ વધારે સારા સંગીન પાયા ઉપર મુકાશે. આ રિપોર્ટ કેળવણીની પ્રગતિની દૃષ્ટિએ ઘણો અગત્યનો છે તેનો વિગતવાર અભ્યાસ કરવાની ભલામણ કરવામાં આવે છે. જે એક બાબતમાં રિપોર્ટમાં પૂર્તિ કરવાની જરૂર જણાય છે, તે સ્ત્રીશિક્ષકોની નિમણૂકના સંબંધમાં છે. આ બાબતમા એવી સૂચના કરવામાં આવે છે કે પરિણીત સ્ત્રીઓ અને વિધવાઓને વધુ સંખ્યામાં શિક્ષિકા તરીકે નીમવાં જોઈએ, કારણ કે બાળકોના શિક્ષણની બાબતમાં જે જાતનું વાતાવરણ અને પરિસ્થિતિ અત્યંત કીમતી ગણાય, તે પ્રકારનું અનુકૂળ વાતાવરણ ઉત્પન્ન કરવા માટેનું જરૂરી જ્ઞાન અને અનુભવ પરિણીત સ્ત્રીઓ અને માતાઓ મારફત જરૂર પ્રાપ્ત થઇ શકે છે.

(૪) અત્યારની (સને ૧૯૪૦–૪૧) પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં ૫,૧૮,૦૧૮ શિક્ષકો છે, જેમાંના ૨,૧૦,૪૯૬ તાલીમ લીધા વિનાના છે. બોર્ડે એવો સિદ્ધાન્ત સ્વીકાર્યો છે કે બધા જ શિક્ષકો તાલીમ લીધેલા હોવા જોઇએ. અત્યારની તાલીમી શાળાઓમાંથી વાર્ષિક ૨૦,૦૦૦ શિક્ષકો તાલીમ લઇ બહાર પડે છે. જો નોકરીની કુલ મુદ્દત સામાન્ય રીતે ત્રીસ વર્ષની ગણવામાં આવે, તો અત્યારના શિક્ષકોમાં દર વર્ષે સરાસરી ૧૭,૨૬૭ શિક્ષકો નિરર્થક થયેલા ગણાય (wastage), એટલે એ તો સ્પષ્ટ છે કે અત્યારની સંસ્થાઓ

તો આ નિરર્થક બનતી સંખ્યા જે તાલીમ લીધા વગરના શિક્ષકોની બનેલી છે તેમને તાલીમ આપવા પૂરતી જ ઉપયોગી ગણી શકાય. આ સંસ્થાઓની પુનર્ઘટના કરવામાં આવે અને અદ્યતન સાધનો અને સાહિત્યો તેમાં વસાવવામાં આવે, ત્યારે તેઓ કાર્યક્ષમ કામ બજાવી શકે. રાષ્ટ્રિય કેળવણીની યોજના માટે જે મોટી સંખ્યાબંધ શિક્ષકોની ફોજની જરૂર પડશે, તેને માટે સંખ્યાબંધ તાલીમી સંસ્થાઓ સ્થાપવી પડશે. તાલીમી સંસ્થાઓ માટે જે યોજનાની સૂચના કરવામાં આવી છે, તેમાં ૩૫ વર્ષના ગાળામાં ૨૨,૧૭,૭૩૩ શિક્ષકોને તાલીમ આપવાની વ્યવસ્થા સૂચવવામાં આવી છે. આમાંના ૧૨,૨૯,૫૩૩ શિક્ષકો પ્રાક્પ્રાથમિક શાળાઓ માટે અને જૂનિયર બેઝિક શાળાઓ માટે જોઈશે, ૬,૨૫,૫૦ સીનિયર બેઝિક શાળાઓ માટે, ૧,૮૧,૩૨૦ હાઇસ્કૂલોનાં નીચલાં ધોરણો માટે અને ૧,૮૧, ૩૨૦ હાઈસ્કૂલોના ઉપલાં ધોરણો માટે જોઇશે.

બેઝિક શિક્ષણના પ્રકરણમાં જણાવ્યા મુજબ, અત્યારે જે સંખ્યાને તાલીમ આપવામાં આવે છે, તે નવી પદ્ધતિ અમલમાં આવે તેટલાં વર્ષ દરમિયાન વસ્તીનો જે વધારો થાય તેને માટે જે વધારાના શિક્ષકોની જરૂર પડે તે માટે ઉપયોગમાં લેવાને અનામત તરીકે ગણવામાં આવશે. એટલે, આ પ્રકરણમાં, જે કુલ સંખ્યાની તાલીમ માટેની જોગવાઈની યોજના વિશે વિચાર કરવામાં આવ્યો છે, તે, અત્યારની વસ્તીના જે આંકડા મળે છે તે કુલ તમામ બાળકોના બેઝિક અને હાઈસ્કૂલના શિક્ષણ માટે જે શિક્ષકોને તાલીમ આપવાની જરૂર પડશે તેનો સંબંધી વિચાર છે.

તાલીમ લીધેલા શિક્ષકોની સંખ્યા જેટલા પ્રમાણમાં તૈયાર કરવામાં આવે તે ઉપર કેળવણીના વિકાસનો આખો કાર્યક્રમ આધાર રાખે છે. એક વાત સ્વીકારી લેવામાં આવવી જોઈએ કે કેળવણીના વિકાસની કોઇપણ યોજનામાં પ્રથમનાં થોડાં વર્ષો તો નવી તાલીમી શાળાઓ અને કૉલેજો સ્થાપવામાં અને તેમાં યોગ્ય લાયકાતવાળા શિક્ષકો નીમવામાં ગાળવાં પડશે. આ કાર્ય માટે પાંચ વર્ષ થશે એમ ગણવામાં આવ્યું છે. છઠ્ઠા વર્ષથી ક્રમે ક્રમે નવા તાલીમ લીધેલા શિક્ષકોનો જથો મળવા માંડશે. શરૂઆતના સમયમાં હાલની હાઇસ્કૂલોમાંથી અને યુનિવર્સિટીઓમાંથી નીકળીને જે વિદ્યાર્થીઓની સંખ્યા નવા સુધારેલા સંજોગોને કારણે, શિક્ષકના ધંધા પ્રત્યે આકર્ષી શકાશે, તે ઉપર તાલીમ લીધેલા શિક્ષકોની સંખ્યાનો આધાર રહેશે. પછીનાં વર્ષોમાં, વિસ્તૃત ધોરણો ઉપર રચાયેલી હાઇ-

સ્કૂલોમાંથી જ ભવિષ્યમાં શિક્ષકોનો ધંધો સ્વીકારનારા નીકળી આવશે, અને આપણે આશા રાખીએ કે સારા પગાર અને નોકરીની સારી સુધારેલી બીજી સ્થિતિને કારણે, યોગ્ય લાયકાતવાળા શિક્ષકોની જોઈતી સંખ્યા જવાબદાર અધિકારીઓને મળી રહેશે.

જે સમયથી શિક્ષકના કાર્યની તાલીમ માટેની વધારાની અનુકૂળતા અને સગવડની યોજના શરૂ થશે, ત્યારથી—એટલે કે યોજનાને છઠ્ઠે વર્ષથી શરૂ કરીને પંદરમા વર્ષ સુધીમાં એવી ગણતરી કરવામાં આવી છે કે દર વર્ષે ૨૦,૦૦૦ તાલીમ લીધેલા શિક્ષકો તૈયાર થશે. પંદરમા વર્ષની આખરે, અત્યારે જે તાલીમી સંસ્થાઓ છે તેમાંથી તૈયાર થનારા શિક્ષકો ઉપરાન્ત બીજા ૨,૦૦,૦૦૦ તાલીમ લીધેલા શિક્ષકો તૈયાર થશે. ત્યાર પછી તાલીમ લીધેલા શિક્ષકોની સંખ્યા વધવાની આશા સારી રીતે રાખી શકાય, કારણ કે વિસ્તૃત થયેલી હાઈસ્કૂલોમાંથી, તેરમા વર્ષ પછી, મેટ્રિક્યુલેટ્સ તૈયાર કરશે, અને શિક્ષક થવાની ઇચ્છા રાખનારા બે વર્ષ પછી એમની તાલીમ પૂરી કરશે. સોળથી ઓગણીસમા વર્ષ સુધી બીજા ૧૦,૦૦૦ તાલીમ લીધેલા શિક્ષકોનો વધારો થશે, અને એ રીતે વાર્ષિક સંખ્યા કુલ ૩૦,૦૦૦ની થશે; વીસમા વર્ષમાં બીજા ૩૦,૦૦૦નો વધારો થવાની ગણતરી કરવામાં આવી છે એટલે વાર્ષિક કુલ સંખ્યા ૬૦,૦૦૦ની થશે. એકવીસમા વર્ષ પછીના સમયમાં, તાલીમી સંસ્થાઓમાં તાલીમ પામેલા શિક્ષકોની વાર્ષિક સંખ્યામાં ઉપર જણાવ્યા કરતાં પણ વધારો થતો જશે એટલે આખા દેશને માટે જોઈતી કુલ સંખ્યા ૩૯મે વર્ષે પૂરી પડી રહેશે. તે વખતે ૨૨,૦૦,૦૦૦ વધારાના તાલીમ પામેલા શિક્ષકો મળી શકશે. આ રીતે રાષ્ટ્રિય કેળવણીની મુખ્ય સંસ્થાઓ—બેઝિક શાળાઓ અને હાઇસ્કૂલો માટે તાલીમ પામેલા શિક્ષકોનો જોઈતો જથો આખા દેશ માટે પૂરો પાડવા માટે, તાલીમી કેન્દ્રો સ્થપાયાના સમયથી પાંત્રીસ વર્ષનો સમય લાગશે.

ઉપર જણાવેલો કાર્યક્રમ પરિશિષ્ટમાં કોષ્ઠક ऊ માં જણાવેલો છે અને પુસ્તકને છેડે તે ગ્રાફ દોરીને સમજાવેલો છે. આ કોષ્ઠકમાં નિરર્થક જનારા શિક્ષકો (wastage) અને દરેક તબક્કે વિદ્યાર્થીઓની ચોકસ સંખ્યા એ બે જણાવેલાં નથી. તેમ જ પાક્પ્રાથમિક શિક્ષકોની તાલીમના જુદા આંકડા જણાવ્યા નથી, કારણ કે તેની સંખ્યા માત્ર ૩૩,૩૩૩ થશે અને તેમની તાલીમની વ્યવસ્થા સ્વયંસેવકોની સંસ્થાઓ તરફથી ઘણે ભાગે થશે. જ્યારથી રાષ્ટ્રિય કેળવણીની યોજના સંપૂર્ણ

રીતે અમલમાં આવશે, ત્યારપછી નિવૃત્ત થનાર અગર મૃત્યુ પામનાર શિક્ષકોની સંખ્યાથી પડતી ખોટ આશરે ૯૦,૦૦૦ જેટલી થશે. તે પછી તાલીમી સંસ્થાઓની ફાજલ પડતી જગ્યા બીજા કોઈ ઉચ્ચ કેળવણીના કાર્ય માટે ઉપયોગમાં લઇ શકાશે.

(૫) મધ્યસ્થ સલાહકાર કેળવણી મંડળે તેમની કમિટીની ભલામણનો સ્વીકાર કર્યો છે. તાલીમનો સમય સાધારણ રીતે નીચે મુજબ હોવો જોઈએઃ— પ્રાક્પ્રાથમિક શાળા માટે બે વર્ષ, જૂનિયર બેઝિક શાળાઓ માટે બે વર્ષ, સીનિયર બેઝિક શાળાઓ માટે ત્રણ વર્ષ, હાઇસ્કૂલમાંના ગ્રેજ્યુએટ નહિ એવા માટે બે વર્ષ, અને હાઇસ્કૂલમાંના ગ્રેજ્યુએટો માટે ગ્રેજ્યુએટ થયા પછી એક વર્ષ. વળી, પ્રાક્પ્રાથમિકશાળા અગર નર્સરી શાળાઓના શિક્ષકો માટે ખાસ ધ્યાન આપવું પડશે—તેને માટે અંગત ખાસિયતો અને શિક્ષકના કાર્ય માટેની યોગ્ય મનોદશાની પરીક્ષા કરવી પડશે, અને સીનિયર બેઝિક શાળાઓના શિક્ષક માટે હસ્તઉદ્યોગોની ખાસ તાલીમની જરૂર પડશે. હાઈસ્કૂલ માટે તો ગ્રેજ્યુએટ નહિ એવા શિક્ષકોને તાલીમ આપવા માટે ખાસ યોજના કરવાની જરૂર પડશે, કારણ કે એમાંના ઘણાને હાઈસ્કૂલના વિદ્યાર્થીઓને સાહિત્ય અને એવા બીજા વિષયોનું શિક્ષણ આપવું પડશે. તેથી તાલીમના સમય દરમિયાન તેમની કેળવણીની લાયકાત વધારવાની વ્યવસ્થા કરવી પડશે. એકંદરે ઓછામાં ઓછી ત્રણ જુદી જુદી જાતની તાલીમી સંસ્થાઓ સ્થાપવાની જરૂર પડશેઃ—

(૧) પ્રાક્પ્રાથમિક શાળાઓના શિક્ષકો માટે,

(૨) બેઝિક, પ્રાથમિક અને માધ્યમિક શાળાઓના શિક્ષકો માટે.

(૩) હાઈસ્કૂલોના ગ્રેજ્યુએટ નહિ એવા શિક્ષકો માટે

(૬) બીજો પ્રશ્ન એ છે કે શિક્ષકની તાલીમ આપવા માટે જે વિદ્યાર્થીઓ પસંદ કરવામાં આવે તેની પસંદગીનું ધોરણ શું રાખવું ? ઇંગ્લૅન્ડના કેટલાક ભાગમાં આ માટે જે પસંદગીનું ધોરણ પ્રચલિત છે તે અહીં પણ સ્વીકારવાની સૂચના કરવામા આવી છે. હાઈસ્કૂલના છેલ્લા બે વર્ષના વર્ગમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓમાંથી જેમને શિક્ષક થવાની ઇચ્છા હોય તેમને ચૂંટી કાઢવામાં આવે એવી પ્રથા ત્યાં ચાલે છે. શાળાના મુખ્ય શિક્ષક અને શાળા–નિરીક્ષકો આ વિદ્યાર્થીઓના કામ અને વર્તણૂક તથા સ્વભાવની બરાબર દેખરેખ રાખે છે. તેમને બીજી શાળાઓમાં કામ જોવાની તક આપવામાં આવે છે. અને કોઈ

કોઈ વખત શીખવવાનો પ્રયોગ પણ કરવા દેવામાં આવે છે. જેઓ આ કાર્ય માટે લાયક નીવડવાનું શંકાસ્પદ જણાય, તેમને પસંદ કરવામાં આવતા નથી. આ જાતના વિદ્યાર્થીઓને ખાસ શિષ્યવૃત્તિઓ આપવામાં આવે છે. આ પદ્ધતિનો એક ફાયદો એ છે, કે જેઓ શિક્ષકનું કાર્ય કરવા ઇચ્છે છે તેમની તે કાર્ય માટે લાયક છે કે નહિ તેવી બરાબર ખાતરી, તાલીમી સંસ્થામાં દાખલ થતા અગાઉ, કરી શકાય છે.

તાલીમી સંસ્થામાં પ્રથમ વર્ષના અભ્યાસક્રમમાં, સામાન્ય વિષયો અને ધંધાદારી શિક્ષણ આપવું જોઈએ. તે ઉપરાન્ત શાળાઓનું કામ જોવા માટે તેમને મોકલવા જોઇએ, અને શિક્ષણ સંબંધી ચર્ચાઓ વગેરે ગોઠવી વિદ્યાર્થીઓને આ બાબતમાં રસ ઉત્પન્ન થાય એવી વ્યવસ્થા થવી જોઈએ. આ સમયમાં ઘણો ભાગ પ્રત્યક્ષ શિક્ષણ આપવાનો મહાવરો કરાવવામાં ગાળવો જોઇએ. પ્રત્યક્ષ શિક્ષણ આપવાનું કામ બીજા વર્ષ ઉપર મુલતવી રાખવું એ બરાબર નથી. જે સ્થળે તાલીમી શાળા સ્થાપવામાં આવે તે સ્થળની, અને તેની નજીકમાં આવેલી, બધી શાળાઓ શિક્ષણના પ્રયોગ માટે વાપરી શકાય એવી વ્યવસ્થા થવી જોઈએ. આ પ્રમાણે કરવામાં આવ્યા સિવાય સંખ્યાબંધ વિદ્યાર્થીઓને અમુક નિયત સમયમાં તાલીમ આપી તૈયાર કરવાનું બની શકશે નહિ. આ ઉપરાન્ત, શિક્ષણના પ્રયોગ, તાલીમી સંસ્થાઓ સાથે જોડાયેલી ખાસ શાળાઓ કરતાં બીજી સામાન્ય શાળાઓમાં વધારે સારી રીતે થઇ શકે, કારણ કે તાલીમી સંસ્થા સાથે જોડાયેલી શાળાઓમાં એક પ્રકારનું કૃત્રિમ વાતાવરણ હોય છે. બીજા વર્ષનો અભ્યાસક્રમ વધારે વિગત અને શ્રમપૂર્વકના અભ્યાસથી ભરપૂર હોવો જોઇએ. વિદ્યાર્થીઓને વિશાળ વાંચનમાં ઉત્તેજન આપવું જોઇએ. અને અભ્યાસમાં વ્યક્તિગત સહાયતા અને સૂચના ( Tutorials ) ઉપર વિશેષ ભાર મૂકવો જોઇએ. જે વિદ્યાર્થીઓ અભ્યાસ કરતા હોય તેમના ખાસ માનસિક વલણ મુજબના વિષયોનો અભ્યાસ કરવાનું તેમને ઉત્તેજન આપવું જોઇએ. જે વિદ્યાર્થીઓએ અમુક હસ્તઉદ્યોગ કે હુન્નર પ્રત્યે ખાસ રસ બતાવ્યો હોય અગર કુશળતા દર્શાવી હોય, તેમને બીજા વર્ષને અંતે, સીનિયર બેઝિક શાળાઓમાં ત્રીજા વર્ષની તાલીમ માટે નોકરી કરવા પસંદ કરવા જોઈએ, અગર હાઈસ્કૂલોમાં હસ્તઉદ્યોગ કે હુન્નરના શિક્ષક તરીકે પસંદ કરવા જોઇએ. યોગ્ય અભ્યાસક્રમને અંતે સફળ થનારા વિદ્યાર્થીઓને જે પ્રમાણપત્ર આપવામાં આવે તેની કીમત અને પ્રતિષ્ઠા વધારવા માટે બની શકે તેટલા પ્રયાસ કરવા જોઈએ.

(૭) તાલીમ લેનારાની સંખ્યા ઘણી મોટી હશે, તો શિક્ષણનો મહાવરો આપવાની ગોઠવણ કરવાની મોટી મુશ્કેલી નડશે, જો એ સંખ્યા ઘણી નાની હશે, તો અધ્યાપકો રોકવાનું અને શિક્ષણનાં સાહિત્યો વગેરે વસાવવાનું ખર્ચ ઘણું વધી પડશે, અર્થાત્ આર્થિક દૃષ્ટિએ એ નુકસાનકારક જણાશે. તાલીમી સંસ્થા માટે કુલ બે વર્ગમાં ૩૦૦, એટલે કે દરેક વર્ગમાં વાર્ષિક ૧૫૦, વિદ્યાર્થીઓની સંખ્યા દાખલ કરવામાં આવે તો તે યોગ્ય સંખ્યા ગણાય.

હાઇસ્કૂલોના શિક્ષકોને પગારના જે દર નક્કી કરવામાં આવે તેના કરતાં તાલીમી સંસ્થાઓના શિક્ષકોને ઊંચા દર આપવા જોઇએ. દર ૧૫ વિદ્યાર્થીઓએ એક એક શિક્ષક પ્રમાણે ગણતાં દરેક તાલીમી સસ્થા દીઠ ૨૦ શિક્ષકો જોઈશે. આમાંના ૧૫ ને ૧૦૦-૫-૧૫૦ રૂ.નો માસિક પગાર આપવામાં આવે, અને ચારને ખાસ જવાબદારીની જગ્યાએ નીમી તેમને ૧૨૫-૫-૧૭૫ રૂ. નો માસિક પગાર આપવામાં આવે તો યોગ્ય ગણાય, આ ઉપરાન્ત એક એસિસ્ટન્ટ પ્રિન્સિપાલ, જેનો માસિક પગાર રૂ. ૧૭૦-૧૦-૨૫૦ અને એક પ્રિન્સિપાલ, જેનો માસિક પગાર રૂ. ૨૫૦-૧૦-૩૫૦ એમ બે નિમણૂક કરવી જોઇશે. આ પ્રમાણે ગણતાં, નીચે આપેલા કોષ્ઠક ઉપરથી જણાશે કે આ જાતની સંસ્થાનું વાર્ષિક પગાર બિલ રૂ. ૪૧,૪૧૨ થશે; અને બીજી શાળાઓમાં ગણવામાં આવ્યું છે તેમ, આ રકમ કુલ ખર્ચના ૭૦ ટકા ગણવામાં આવે તો, વાર્ષિક કુલ ખર્ચની રકમ, રૂ. ૬૦,૦૦૦ થશે, અર્થાત્ વિદ્યાર્થી દીઠ રૂ. ૨૦૦ થશે. આ ખર્ચની રકમમાં વિદ્યાર્થીઓને આપવાના પગાર અગર શિષ્યવૃત્તિનો સમાવેશ કરવામાં આવ્યો નથી.

## ૩૦૦ વિદ્યાર્થીઓની તાલીમી શાળાનું ખર્ચ

| શિક્ષકોની સંખ્યા | પગારનો દર (માસિક) | સરાસરી ખર્ચ | વાર્ષિક ખર્ચ | પગારનું કુલ ખર્ચ | પ્રોવિ. ફં. કુલ ખર્ચ | પ. તથા પ્રો. ફં. કુ. ખ. |
|---|---|---|---|---|---|---|
| ૧૫ શિક્ષકો | ૧૦૦—૫—૧૫૦ | ૧૩૬·૫ | ૨૪,૫૭૦ | | | |
| ૪ જવાબદારીના કામવાળા શિક્ષકો | ૧૨૫—૫—૧૭૦ | ૧૬૧·૫ | ૭,૭૧૦ | ૩૮,૯૭૬ | ૨,૪૩૬ | ૪૧,૪૧૨ |
| ૧ એસિ. પ્રિન્સિપાલ | ૧૭૦—૧૦—૨૫૦ | ૨૩૧·૮૯ | ૨,૭૮૪ | | | |
| ૧ પ્રિન્સિપાલ | ૨૫૦—૧૦—૩૫૦ | ૩૨૩·૦૫ | ૩,૮૭૬ | | | |

ઉપર જણાવેલા પગારના દર પ્રમાણેના શિક્ષકોની પૂરતી સંખ્યા મળી શકે, તો શિક્ષણ માટે ફી લેવાની જરૂર પડશે નહિ. વિદ્યાર્થીઓના ખાધાખોરાકી ખર્ચની બાબત વિચારતાં એમ જણાય છે કે લગભગ બધી તાલીમી શાળા-છાત્રાલયોવાળી હશે, અને સામાન્ય સંજોગોમાં માથા દીઠ રૂ. ૨૫૦ હૉસ્ટલનું વાર્ષિક ખર્ચ આવે. વિદ્યાર્થીઓમાંથી ઘણા ભાગના આટલું ખર્ચ આપી શકે. એટલે એમ ગણતરી કરી શકાય કે છાત્રાલયનું ઓછામાં ઓછું અડધું ખર્ચ તો આ રીતે મળી રહેશે.

(૮) માત્ર ગ્રૅજ્યુએટ શિક્ષકો માટેની ટ્રેનિંગ કૉલેજમાં એક વર્ષનો અભ્યાસક્રમ હોવો જોઈએ. પરન્તુ એક વર્ષનો અભ્યાસ પૂરો કર્યા પછી, જે વિદ્યાર્થીઓને સંશોધન કરવું હોય, અગર શિક્ષણની કોઈ અમુક શાખાનો ખાસ અભ્યાસ કરવાની ઈચ્છા હોય, તેમને માટે સગવડ હોવી જોઈએ. શિક્ષક માટેની તાલીમ લેના વિદ્યાર્થીઓને અને તેમની કૉલેજોને, યુનિવર્સિટીમાં બીજા વિષયો અગર ધંધાનું શિક્ષણ લેતા વિદ્યાર્થીઓથી અલગ પાડી દેવાની પ્રથા, જ્યાં જ્યાં બને ત્યાં, દૂર થવી જોઈએ. કહેવાનો હેતુ એવો નથી, કે શિક્ષકો માટે જુદી ટ્રેનિંગ કૉલેજો હોય તે બંધ થવી જોઈએ. પરન્તુ તાલીમ લીધેલા ગ્રૅજ્યુએટ્સ શિક્ષકોની સંખ્યા વધારવાની વ્યવસ્થા કરવામાં આવે, ત્યારે યુનિવર્સિટીઓએ શિક્ષણનાં ખાતાં સ્થાપવાં જોઈએ, તેમાં ગ્રૅજ્યુએટો દાખલ થઈ શકે અને પોતાની ધંધાદારી તાલીમ મેળવી શકે, અને સાથેસાથે પોતપોતાની અસલ કૉલેજ અગર છાત્રાલયમાં રહી શકે, એવી વ્યવસ્થા, જ્યાં જ્યાં ભૌગોલિક અને બીજી પરિસ્થિતિ અનુકૂળ હોય ત્યાં, થવી જોઈએ.

તાલીમી સંસ્થા માટે જે કારણો જણાવવામાં આવ્યાં છે, તેવાં જ કારણસર, ટ્રેનિંગ કૉલેજમાં ૨૦૦ થી વધારે વિદ્યાર્થીઓની સંખ્યા ન હોવી જોઈએ; પણ એક જ શહેરની સ્થાનિક યુનિવર્સિટી (Unitary University)ના શિક્ષણખાતાં મોટાં હોય તો વાંધો ગણાય નહિ.

ટ્રેનિંગ કૉલેજોને એ સામાન્ય યુનિવર્સિટીનું જ એક અંગ ગણવામાં આવ્યું છે, એટલે યુનિવર્સિટીના વિદ્યાર્થી માટે માથા દીઠ વાર્ષિક ખર્ચ રૂ. ૪૦૦ નો ગણવામાં આવ્યો છે (પ્રકરણ ૪) તેટલો જ ખર્ચ આ ટ્રેનિંગ કૉલેજ માટે પણ ગણવો જોઈએ. દિલ્હી યુનિવર્સિટીની કૉલેજોમાં થોડા જ વખત ઉપર પગાર-

નું જે ધોરણ સ્વીકારવામાં આવ્યું છે તે ધોરણ ટ્રેનિંગ કૉલેજો માટે પણ રાખી શકાય:—

રૂ.

જુનિયર અધ્યાપક :— ૧૫૦—૧૦—૨૫૦
સીનિયર „ :— ૩૦૦—૨૦—૫૦૦
પ્રિન્સિપાલ :— ૭૫૦
અધ્યાપકોમાંના ૧/૩ જેટલા સીનિયર ગ્રેડના ધોરણે નીમવા.

નીચે જણાવેલા કોઠા ઉપરથી માલૂમ પડશે કે વિદ્યાર્થીનું માથા દીઠ રૂ. ૪૦૦ વાર્ષિક ખર્ચ ગણતાં, ૨૦૦ વિદ્યાર્થીઓની એક ટ્રેનિંગ કૉલેજના અધ્યાપકોના પગારનું કેટલું ખર્ચ થશે—અધ્યાપકોના પગારની રકમ કુલ ખર્ચના ૭૦ ટકા જેટલી ગણવામાં આવી છે. એક વર્ષના અભ્યાસક્રમમાં, વર્ગમાં પાઠ આપનારાઓ ઉપર દેખરેખ રાખનારાઓનું કાર્ય સહુથી વિશેષ મહત્ત્વનું હશે, અને એ કાર્યમાં અધ્યાપકનો ઘણો વખત રોકાશે, એટલે પૂરા સમયના અધ્યાપકો ઉપરાન્ત કેટલાક અમુક સમયના અધ્યાપકો અને બીજા નિષ્ણાતોનો ઉમેરો કરવાની જરૂર પડશે. આ ધોરણે ગણતરી કરીને નીચેના કોઠામાં પ્રત્યેક ટ્રેનિંગ કૉલેજના વાર્ષિક ખર્ચની ગણતરી કરવામાં આવી છે:—

**૨૦૦ વિદ્યાર્થીઓની ટ્રેનિંગ કૉલેજમાં અધ્યાપકોના પગારનું ખર્ચ**

| અધ્યાપકોની સંખ્યા | માસિક પગારનો દર | સરાસરી ખર્ચ | વાર્ષિક ખર્ચ | પગારનું કુલ ખર્ચ | પ્રોવિડંટ ફંડનું કુલ ખર્ચ | પગાર, પ્રો. ફં.નું કુલ ખર્ચ |
|---|---|---|---|---|---|---|
| | રૂ. | રૂ. | રૂ. | રૂ. | રૂ. | રૂ. |
| ૮ જુનિયર અધ્યાપકો | ૧૫૦–૧૦–૨૫૦ | ૧૨૩,૦૫ | ૨૧,૪૦૮ | ૫૧,૮૧૬ | ૩,૨૩૯ | ૫૫,૦૫૫ |
| ૪ સીનિયર | ૩૦૦–૨૦–૫૦૦ | ૪૪૬,૧ | ૨૧,૪૦૮ | | | |
| ૧ પ્રિન્સિપાલ | ૭૫૦ | ૭૫૦ | ૯ ૦૦૦ | | | |

તાલીમી શાળાઓની માફક જ, ટ્રેનિંગ કૉલેજોમાં ભણવા આવનાર વિદ્યાર્થીઓ પાસે ફી લેવાનું રાખવામાં આવ્યું નથી તેમ ખાસ પગાર આપવાનું પણ રાખવામાં આવ્યું નથી, કારણ કે જે વિદ્યાર્થીઓ ખાસ ગરીબ સ્થિતિના હશે, તેમને યુનિવર્સિટીના બીજા વિદ્યાર્થીઓની માફક જ (જુઓ પ્રકરણ ૪) મદદ મળવાની વ્યવસ્થા કરવામાં આવી હશે.

બીજી એક મુશ્કેલીનો વિચાર કરવાનો છે. પ્રાક્પ્રાથમિક શાળાઓના શિક્ષકો

સ્ત્રીઓ જ હશે. જુનિયર બેઝિક શાળાઓમાં ઓછામાં ઓછાં ⅔ સ્ત્રીઓ જ હશે. છોકરીઓની જુદી નિશાળો હશે કે છોકરા છોકરીની ભેગી નિશાળો હશે તો પણ આ સ્થિતિ તો સરખી જ હશે. તે ઉપરાન્ત કન્યાઓની સીનિયર બેઝિક શાળાઓ અને હાઈસ્કૂલો માટે પણ સ્ત્રીશિક્ષકોની જરૂર પડશે. એટલે, આદર્શ દષ્ટિએ તો શિક્ષકોની સંખ્યામાં વધારે ભાગ સ્ત્રીશિક્ષકોનો હોવો જોઈએ. પરન્તુ શરૂઆતમાં તો, એટલી બધી સ્ત્રીશિક્ષકો મળવાની મોટી મુશ્કેલી પડશે. જેમ જેમ સ્ત્રી-મેટ્રિક્યુલેટની સંખ્યા વધતી જશે, તેમ તેમ સ્ત્રીશિક્ષકોની ભરતી વધુ સંખ્યામાં થતી જશે, અને નાનાં છોકરા તેમ જ છોકરીઓના શિક્ષિકા તરીકે પુરુષશિક્ષકોનું સ્થાન સ્ત્રીઓ લેશે એવી આપણે આશા રાખીએ.

(૯) ટેકનિકલ હાઈસ્કૂલો સિવાયની બીજી ટેકનિકલ સંસ્થાઓ માટેના શિક્ષકોને તાલીમ આપવા સંબંધે, તેમ જ અપંગ અને માનસિક દુર્બળતાવાળાં બાળકોની શાળા માટેના શિક્ષકોની તાલીમ સંબંધે કોઈ વિગતવાર ખાસ યોજના હાલ ઘડી શકાય તેમ નથી, કારણ કે એવા શિક્ષકો કેટલા જોઈશે તે અત્યારે ચોકસ કહી શકાય તેમ નથી. ટેકનિકલ અને વેપારી સંસ્થાઓના શિક્ષકો, સામાન્ય નિયમ તરીકે તો, ઉદ્યોગનું પ્રત્યક્ષ વ્યાવહારિક શિક્ષણ ઉદ્યોગની સંસ્થાઓમાં, અને પુસ્તકોના અભ્યાસના વિષયોના શિક્ષણની તાલીમ ટેકનિકલ સંસ્થાઓમાં જ મેળવશે (જુઓ પ્રકરણ પાંચમું) તેમને માટે ખાસ તાલીમી શાળાઓ કે ટ્રેનિંગ કૉલેજની આવશ્યકતા રહેશે નહિ.

(૧૦) શિક્ષકોને તાલીમ આપવાની ઉપર જણાવેલી વ્યવસ્થા ઉપરાન્ત, તાલીમ લીધેલા શિક્ષકોનું જ્ઞાન અદ્યતન રાખવા માટે, બૉર્ડે કરેલી ભલામણ મુજબ વખતોવખત રિફ્રેશર કોર્સની ગોઠવણ રાખવાની જરૂર પડશે. આ કોર્સમાં અભ્યાસક્રમના બધા વિષયોના શિક્ષણની વ્યવસ્થા રાખવી જોઇશે, અને તે ઉપરાન્ત સામાન્ય માહિતીના વિષયો વિશે નવીન વિચારો તથા શિક્ષણપદ્ધતિ શીખવવાની પણ ગોઠવણ રાખવી જોઈશે. આ દેશમાં મોટા ભાગના શિક્ષકો છૂટક અને અલગ થઈ ગયેલાં ગામડાંની શાળાઓમાં શિક્ષણ આપવાનું કામ કરે છે તેથી એવી જાતના રિફ્રેશર કોર્સની ખાસ જરૂર છે.

શિક્ષણના વિષયમાં સંશોધન કરવા માટેની કોઇ પ્રકારની વ્યવસ્થા કરવાની ભલામણ માટે બૉર્ડે આગ્રહ કરેલો છે. શિક્ષણક્ષેત્રનો વિસ્તાર ઝપાટાબંધ વધતો જાય તેવા સમયમાં ખાસ કરીને, શિક્ષણપદ્ધતિઓ અદ્યતન રાખવા ઉપરાન્ત, હિન્દની પરિસ્થિતિને અનુકૂળ એ પદ્ધતિઓ રહે તેની તકેદારી રાખવાને અર્થે, આવી સંશોધનની પ્રવૃત્તિની આવશ્યકતા છે જ એ સ્પષ્ટ સમજાય તેવું છે.

( ૧૧ ) આ પ્રકરણમાં ચર્ચેલા મુખ્ય મુદ્દાઓનો સંક્ષેપમાં સાર નીચે મુજબઃ—

(अ) મધ્યસ્થ સલાહકાર મંડળે સને ૧૯૪૩માં મંજૂર કરેલા રિપોર્ટમાં જણાવ્યા મુજબની, શિક્ષકોની ભરતી અને તેમને તાલીમ આપવા સંબંધીની સૂચનાને એકંદર રીતે સ્વીકારવી.

(आ) અત્યારે જે તાલીમી સંસ્થાઓ અસ્તિત્વમાં છે, તે, તાલીમ લીધેલા શિક્ષકોની હાલની સંખ્યામાં જે ખોટ પડતી જાય તે પૂરવા માટે, તેમજ તાલીમ નહિ લીધેલાને તાલીમ આપવા માટે પૂરતી નથી.

(इ) રાષ્ટ્રિય કેળવણીને અંગે જે નવા શિક્ષકોની જરૂર પડશે તેને માટે નવી તાલીમી શાળાઓ અને યુનિવર્સિટીને અંગેની નવી ટ્રેનિંગ કોલેજો પૂરી પાડવી જોઈશે; શાળાઓ માટે ગ્રેજ્યુએટ નહિ એવા શિક્ષકોની સંખ્યા ૨૦,૦૦,૦૦૦ જેટલી, અને હાઇસ્કૂલો માટે ગ્રેજ્યુએટ શિક્ષકોની સંખ્યા ૧,૮૦,૦૦૦ જેટલી થશે.

(ई) હાઈસ્કૂલના અભ્યાસના અંતના વર્ષમાં શિક્ષકની તાલીમ લેવાને યોગ્ય જણાય એવા છોકરાઓ તથા છોકરીઓને પસંદ કરવાં જોઈએ. સ્ત્રીશિક્ષકોની ઘણી મોટી સંખ્યાની જરૂર પડશે એ હકીકત ધ્યાનમાં રાખીને, આ જાતની પસંદગી છોકરીઓમાંથી કરવાની ખાસ અગત્ય છે.

(उ) અભ્યાસક્રમ ખાસ વ્યાવહારિક ઉપયોગિતાની દૃષ્ટિએ યોજવા જોઇએ, અને જે શાળાઓમાં એ શિક્ષકો નોકરી કરવાના હોય તેની આવશ્યકતાઓને અનુસરીને એ અભ્યાસક્રમ રચાવા જોઇએ.

(ऊ) તાલીમી શાળાઓમાં તેમજ ટ્રેનિંગ કોલેજોમાં કોઇ પ્રકારની ફી લેવી ન જોઇએ. ગરીબ વિદ્યાર્થીઓના ગુજરાન માટે ઉદાર મદદની વ્યવસ્થા રાખવી જોઈએ.

(ए) રિફ્રેશર કોર્સ અતિ અગત્યના છે, અને તે બધા પ્રકારના શિક્ષકો માટે યોજવા જોઇએ. ખાસ કરીને જે શિક્ષકો દૂરનાં ગામડાંમાં કામ કરતા હોય તેમને માટે એવા કોર્સની વિશેષ જરૂર છે. શિક્ષણના કાર્યમાં સંશોધનકાર્યની વ્યવસ્થા રાખવી જોઇએ, અને ખાસ પસંદ કરેલા શિક્ષકોને પરદેશમાં શિક્ષણ-પદ્ધતિનો અભ્યાસ કરવા મોકલવા જોઇએ.

(ऐ) આ પ્રકરણમાં ચર્ચેલી સૂચનાઓ અમલમાં મૂકવા માટેના ખર્ચનો ચોકસ આંકડો નક્કી કરી શકાય તેમ નથી. રાષ્ટ્રિય કેળવણી માટે વધારાના શિક્ષકોને તાલીમ આપવા માટેના ખર્ચની કુલ રકમ, જ્યાં જ્યાં ગુજરાન માટે મદદ આપવી પડે તેની ગણતરી કરવા સાથે, ૩૫ વર્ષ દરમિયાન, રૂ. ૧૫૯,૯૪, ૯૮,૨૫૦ એટલે, સરાસરી વાર્ષિક રૂ. ૪,૫૬,૯૯,૪૫,૦ જેટલી થશે (પરિશિષ્ટ કોઠો ગ)

# પ્રકરણુ આઠમું

## શાળામાં ભણુતાં બાળકની તંદુરસ્તી

## [શાળામાં વૈદકીય મદદ અને શારીરિક તાલીમ]

(૧) શાળાઓમાં દાક્તરી તપાસ અને શાળાઓમાં આરોગ્યશિક્ષણુ માટે કેળવણીના મધ્યસ્થ સલાહકાર મંડળ તરફથી સને ૧૯૪૧માં નિમાયેલી કમિટીના રિપોર્ટ ઉપરથી આ પ્રકરણની હકીકત લખવામાં આવી છે. આ રિપોર્ટમાં શાળાના શારીરિક સ્વાસ્થ્ય વિશે ચર્ચા કરેલી છે અને તે ઘણો અગત્યનો હેવાલ છે. કેળવણી સાથે સંબંધ ધરાવતી સર્વ કોઈ વ્યક્તિ અગર સંસ્થાને માટે આ હેવાલ ખાસ ધ્યાનપૂર્વક અભ્યાસ કરવા જેવો છે. સગવડ ખાતર, એ કમિટીના રિપોર્ટના મુખ્ય નિર્ણયો આ પ્રકરણને છેડે આપવામાં આવ્યા છે.

(૨) શારીરિક લાયકાત કેળવીને ભવિષ્યની પ્રજાના શારીરિક આરોગ્યનું સંરક્ષણ કરવાની અગત્ય, થોડા વર્ષથી, પ્રત્યેક સુધરેલી પ્રજાએ સ્વીકારી છે. કેળવણી માટે જે જે સગવડો આપવામાં આવે છે તેનો પૂરેપૂરો લાભ માત્ર જે બાળકો શરીરે બરાબર આરોગ્ય હોય તે જ લઈ શકે છે. એ વાત સામાન્ય રીતે સ્વીકારવામાં આવી છે. શાળાને અંગે વ્યવસ્થિત દાક્તરી મદદ અને સેવા એ કેળવણીની સંસ્થાઓનું અગત્યનું અંગ છે એ હવે સર્વ પ્રગતિમાન દેશોમાં સ્વીકારવામાં આવેલું છે.

શાળામાં દાક્તરી મદદ અને સેવાનો હેતુ એ છે કે શાળાનું પ્રત્યેક બાળક શારીરિક આરોગ્યમાં પ્રગતિ કરે. જ્યાં બાળકો માંદાં હોય, અગર કોઇ રીતે શારીરિક ખામીવાળાં હોય, ત્યાં દાક્તરી સેવાની વ્યવસ્થાનું પહેલું કાર્ય એ છે કે એ બાળકોના શરીરમાં શી ખામી છે તે શોધવું, અને પછી તે બાળકને યોગ્ય સારવાર મળે તેની વિશ્વાસપાત્ર વ્યવસ્થા થવી જોઈએ. જ્યાં બાળકો જોઇએ તેવી સામાન્ય તન્દુરસ્તીવાળાં હોય, ત્યાં એ સેવાની સંસ્થાનું કાર્ય તે બાળકને શારીરિક કસરતની તાલીમ આપવાનું અને તે બાળક વધારે લાયક બને તે માટે તેને આરોગ્યશાસ્ત્રના સિદ્ધાન્તો અને તે અમલમાં મૂકવાની પદ્ધતિનું શિક્ષણુ આપવાનું કાર્ય આ સંસ્થાએ કરવાનું છે. આમાંનું પહેલું કાર્ય મુખ્યત્વે વૈદકીય ક્ષેત્રનું છે, અને બીજું કાર્ય મુખ્યત્વે કેળવણી વિષયક છે. શારીરિક ખામીઓની નોંધ કરવી એટલામાં જ શાળાઓના શારીરિક નિરીક્ષણુના કાર્યની સમાપ્તિ થઇ જતી નથી,

અને શાળાની દાક્તરી સારવાર એટલે એક ઇસ્પિતાલના દરદીની સારવારના કાર્યમાં જ તેની સમાપ્તિ થઈ જતી નથી. આ બાબતમાં સહુથી વિશેષ પ્રમાણભૂત વ્યક્તિ ગણાય એવા સર જ્યૉર્જ ન્યૂમેને શાળાની દાક્તરી સેવા અને મદદની સંસ્થાની એવી વ્યાખ્યા કરી છે કે "બાળકને કેળવણી માટે નાગરિકના ધર્મ બજાવવા માટે તૈયાર કરનારી સંસ્થા". એ સંસ્થાનાં મુખ્ય કર્તવ્ય તેમણે નીચે મુજબ જણાવ્યાં છે:—

(૧) "રાજ્ય તરફથી જે પ્રકારની કેળવણી આપવાની વ્યવસ્થા કરવામાં આવી હોય તેને અનુકૂળ અને લાયક બાળકને બનાવવું. પરન્તુ આનો અર્થ એ કે શિક્ષણપદ્ધતિ એવી હોવી જોઈએ કે બાળકનું શારીરિક બંધારણ અને શારીરિક શક્તિને તે અનુકૂળ હોય, આને માટે બાળકના શરીરયંત્રનાં કાર્ય અને શક્તિનો અભ્યાસ અને સારી સમજ હોવાની જરૂર છે.

(૨) કુદરતી શારીરિક તંદુરસ્તી અને શરીરમાં જે કાંઇ ખામી અગર ખોડ હોય, કોઇ પ્રકારની વિષમ સ્થિતિ, શારીરિક અગર માનસિક વિકાસની અપૂર્ણતા, અગર કોઇ પ્રકારનો રોગ હોય તો તે વિશે સલાહ આપવાનું, તે અપૂર્ણતા અગર ખોડખાંપણ દૂર કરવાનું અને બને તેટલા પ્રયત્ને એવી સ્થિતિ અટકાવવાનું કાર્ય કરવું, જેથી તે સ્થિતિ વિશેષ ખરાબ થતી અટકે.

(૩) ઉપર જણાવેલી બાળકની શારીરિક અગર માનસિક સ્થિતિનાં કારણો શોધી કાઢવાં અને તે અટકાવવાનો બને તેટલો પ્રયત્ન કરવો.

(૪) પ્રત્યેક શાળામાં અંગત સ્વચ્છતા અને આરોગ્યનું શિક્ષણ આપવું અને તેના નિયમ અમલમાં મૂકવા, જેથી કરીને આરોગ્ય જાળવવાની ટેવ બાળકોમાં એક બીજાનું જોઈને પડે, અને આરોગ્યના નિયમાનુસાર જીવન ગાળવાનું ભવિષ્યની પ્રજા અનુસરણ કરે."

પ્રત્યેક દેશમાં બાળકોનો મોટો ભાગ, શાળાના સમય દરમિયાન, કોઈને કોઇ શારીરિક ખોડખાંપણ કે આરોગ્યની ખામીવાળો હોય છે એ જાણીતી વાત છે, તેથી એ ખોડ અને અનારોગ્ય અવસ્થા જેમ બને તેમ જલદી જાણવામાં આવે, અને તેના ઉપાય જેમ બને તેમ જલદી કરવામાં આવે, તો બાળકોની કેળવણી પાછળ જે નાણાં ખર્ચવામાં આવે છે તેનો વ્યર્થ વ્યય થતો અટકે.

(૩) હિન્દમાં, લોકસમૂહના મોટા ભાગની ગરીબાઇ, અને ગરીબી તથા અજ્ઞાનને કારણે, અંગત તેમજ જાહેર આરોગ્ય વિશેનું બહુ હલકું ધોરણ હોવાને

લીધે, આ પ્રશ્ન ખાસ અગત્યનો છે. જાહેર આરોગ્યખાતાની શરૂઆત હિન્દમાં બહુ થોડા જ વખતથી થઈ છે, અને જવાબદાર સત્તાધિકારીઓએ, દાકતરી મદદ અને ચેપી તથા ઊડતા રોગો અટકાવવાના વધારે અગત્યના કાર્ય ઉપર વધારે સમય અને ધ્યાન આપ્યું છે. આ સૈકાની શરૂઆતનાં વીસ વર્ષોમાં, અને કેટલેક સ્થળે તેથી પહેલાં પણ, શાળાનાં બાળકોની દાકતરી તપાસની યોજનાઓ રજૂ કરવામાં આવી હતી, પરન્તુ જોઇન્ટ કમિટીના રિપોર્ટમાં જે હેવાલ આપવામાં આવ્યો છે, તે ઉપરથી જણાય છે કે એ યોજનાઓ બિલકુલ અપૂર્ણ હતી. ખાસ મોટાં અગત્યનાં શહેરો માટે જ આ યોજનાઓ કરવામાં આવી હતી, બહુ જ થોડા ડૉકટરો આ કામ માટે નિયુક્ત કરવામાં આવ્યા હતા, અને જ્યાં મળી આવે ત્યાં મ્યુનિસિપલ આરોગ્યખાતાના અમલદારોની સેવા ઉપયોગમાં લેવામાં આવતી હતી. ડૉકટરો અને નર્સોની તંગીને લીધે, શાળામાં ભણનારાં બાળકોની મોટી સંખ્યાના માત્ર જૂજ જેટલી સંખ્યાને આ યોજનાનો કાંઇક લાભ મળી શકયો હતો. પ્રાથમિક શાળાઓ કરતાં મિડલ સ્કૂલો અને હાઇસ્કૂલોને આનો લાભ વધારે મળ્યો હતો, જો કે દાકતરી તપાસની શરૂઆત તો પ્રાથમિક શાળાનાં બાળકો માટે જ થવી જોઇએ. કન્યાઓને તો આ યોજનામાંથી મોટે ભાગે બાતલ જ રાખવામાં આવી હતી. આ યોજનાનો અમલ કરાવવાની જવાબદારી કયા સરકારી ખાતાને સોંપવી તેનું પણ કોઇ નિશ્ચિત ધોરણ હતું નહિ, અને વખતોવખત તે યોજના શરૂ કરવામાં આવતી, પરન્તુ નાણાંની તંગીને કારણે, અગર બીજા કોઈ કારણે તે થોડા જ વખતમાં બંધ કરવામાં આવતી, એ બતાવે છે કે આ જાતની તપાસની ખાસ અગત્ય વિશે તદ્દન બેદરકારી અને સમજનો અભાવ તે વખતે હતો. કેળવણીના કોઇપણ ક્ષેત્રમાં નાણાંની તંગી અગર કંજૂસાઇને લીધે આના જેટલાં નુકસાનકારક પરિણામ નીવડ્યાં નથી.

(૪) બાળકની દાકતરી તપાસની સૌથી પ્રથમ અગત્ય તો પ્રાક્પ્રાથમિક શિક્ષણના પણ અગાઉના સમયથી ઉપસ્થિત થાય છે. અને પ્રસૂતિ અને બાળસંગોપનનાં નિષ્ણાત કાર્યકર્તાઓની આ કાર્ય માટે મદદ લેવાની જરૂર પડશે. તંદુરસ્તીની દૃષ્ટિએ, બાળકને શાળામાં દાખલ થવાનો સમય, છ વર્ષને બદલે પાંચ વર્ષથી શરૂ થવો જોઇએ, અને ત્યારથી નિયમિત તપાસનું કાર્ય શરૂ થવું જોઈએ.

એવી ગણતરી કરવામાં આવી છે કે આ દેશમાં શાળામાં ભણતાં બાળકોમાંથી પચાસ ટકા જેટલાં બાળકોને કોઈ પ્રકારની દાકતરી મદદની અગર દેખરેખની

જરૂર પડશે. બીજા દેશના અનુભવ ઉપરથી જણાય છે કે બધાં જ બાળકોની રીતસરની વાર્ષિક દાકતરી તપાસથી જે લાભ થાય તેના કરતાં તેને માટેનો શ્રમ ઘણો વધારે પ્રમાણમાં પડશે અને ખરું જોતાં એવી તપાસની અગત્ય પણ નથી. જોઇન્ટ કમિટીએ એવી ભલામણ કરી છે કે (अ) બેઝિક પ્રાથમિક શાળામાં દાખલ થવાને સમયે એટલે લગભગ છઠ્ઠે વર્ષે (आ) અગિયારમે વર્ષે અને (इ) શાળા છોડવાના સમય અગાઉ એટલે ચૌદમા વર્ષમાં એ પ્રકારની રીતસરની તપાસ થવી જોઇએ. હાઇસ્કૂલમાં ભણતા વિદ્યાર્થીઓ માટે છેવટના વર્ષમાં એટલે સોળ અગર સત્તરમા વર્ષે તપાસ થવી જોઇએ. જે બાળકો ખાનગી શાળામાંથી, દાકતરી તપાસ કરાવ્યા સિવાય, માધ્યમિક શાળાઓમાં દાખલ થાય તેમને દાખલ કરવામાં આવે કે તરત જ વહેલામાં વહેલી તકે રીતસરની દાકતરી તપાસ થવી જોઈએ. પ્રત્યેક બાળકની દાકતરી તપાસની વ્યવસ્થિત નોંધ રાખવી જોઈએ. એ બાળક એક શાળામાંથી બીજી શાળામાં જાય ત્યારે આ નોંધ તેની સાથે જવી જોઇએ. રીતસરની આવી દાકતરી તપાસનાં વર્ષો દરમિયાન, બાળકના આરોગ્યમાં જે ખામી તેમને અગર બાળકનાં માબાપને જણાય તે શાળાના ડૉકટરને બરોબર કાળજીપૂર્વક જણાવવી જોઇએ. શિક્ષકે પ્રત્યેક બાળકની ઊંચાઇ તથા તેના વજનની વર્ષમાં બે વખત નોંધ લેવી જોઈએ અને આમાં જે સામાન્ય કરતાં ઓછાં વધતાં હોય તેમની માહિતી ડૉકટરને આપવી જોઈએ. આ જાતની દાકતરી તપાસ હાલની વૈજ્ઞાનિક પદ્ધતિ મુજબ ડૉકતરનો ધંધો કરનાર નિષ્ણાત ડૉકટર પાસે થવી જોઇએ. આ ડૉકટર આંખની શક્તિની ખામીઓ બાબતનો અભ્યાસ, પુષ્ટિકારક ખોરાકના અભાવથી આરોગ્યને થતા નુકસાનની બરાબર સમજણ અને કાન, નાક અને ગળાનાં દરદોની યોગ્ય ચિકિત્સા કરી શકે એટલી આવડતવાળો હોવો જોઈએ. દાકતરી પરીક્ષા શાળાના મકાનમાં જ થવી જોઇએ અને બને તો તે બાળકના માબાપની સમક્ષ થવી જોઈએ. શાળામાં વ્યાયામનો શિક્ષક હોય તો તેને પણ આ કાર્ય સાથે જોડવો જોઇએ, કારણ કે શરીરની કેટલીક ખામીઓ યોગ્ય કસરતથી સુધારવામાં તે મદદ કરી શકે. દાકતરી તપાસનું જે પરિણામ આવે તે ડૉકટરે શાળાના મુખ્ય શિક્ષક સાથે મળીને વાંચવું જોઇએ.

(૫) ૬ અને ૧૪ વર્ષ વચ્ચેનાં શાળામાં ભણતાં બાળકોની ૮૦,૦૦૦ જેટલી સંખ્યામાં, દરેક વર્ષના આંતરાની ઉમરનાં લગભગ ૧૦,૦૦૦ વિદ્યાર્થીઓ હશે. શાળામાંના સમય દરમિયાનના ત્રણ વખતની રીતસરની દાકતરી તપાસને ધોરણે ગણતાં, દરેક વર્ષે આશરે ૩૦,૦૦૦ દાકતરી તપાસ કરવી પડશે. આ ઉપર ફરી

તપાસ તેમ જ ખાસ તપાસ મળીને પણ કદાચ એટલી જ બીજી તપાસો કરવી પડે. પરન્તુ એ તપાસ માટે રીતસરની તપાસ કરતાં લગભગ અર્ધો સમય જાય. એટલે ૮૦,૦૦૦ બાળકોની સંખ્યા માટે કુલ વાર્ષિક ૪૫૦૦૦ રીતસરની તપાસ કરવાની જરૂર પડશે એમ ગણતરી કરી શકાય. પૂરા સમયનો એક ડૉકટર આ જાતની રીતસરની તપાસ વર્ષમાં લગભગ, ૫૦૦૦ જેટલી કરી શકે (શાળાના વર્ષના ૧૭૫ દિવસ અને દરેક દિવસે ૨૮ તપાસ પ્રમાણે ગણતાં) ૪૫,૦૦૦ એ પ્રમાણેની તપાસ માટે ફક્ત નવ પૂરા સમયના ડૉકટરો અને તેને અનુરસતી સંખ્યામાં નર્સોની જરૂર પડશે.

(૬) દાકતરી તપાસમાં જે શારીરિક ખામીઓ જણાય તેની સારવાર અને જ્યાં જરૂર લાગે ત્યાં એ જાતના કેસની ઠેઠ સુધીની દાકતરી મદદ મળવાની વ્યવસ્થા ન કરવામાં આવે તો દાકતરી તપાસ નિરર્થક છે. અત્યારે જે થોડાઘણા આંકડા મળી શકે છે તે ઉપરથી જણાય છે, કે હિન્દમાં શાળામાં ભણતાં બાળકોમાં ગળાના ચોળિયા, નાકનાં દર્દો, દાંતનાં દર્દો, સડેલા દાંત અને દાંતમાં પરુ હોવાની સ્થિતિ, પુષ્ટિકારક ખોરાકના અભાવથી થતા રોગો અને ખામીવાળી આંખો—એ રોગો મોટે ભાગે જોવામાં આવે છે. આ બધી ખામીઓ, થોડામાં થોડા વખતમાં અને શાળામાં બાળકના અભ્યાસમાં ઓછામાં ઓછી ખલેલ પહોંચે એવી રીતે દૂર થવી જોઇએ. પુષ્ટિકારક ખોરાકના અભાવને લીધે થતા રોગોથી ઘણી મોટી સંખ્યામાં બાળકો પીડાતાં હોય છે, તેથી તેની સારવાર માટે બીજા ઉપાયો ઉપરાન્ત, જ્યાં જરૂર હોય ત્યાં પોષણને માટે દિવસના સમયમાં દૂધ કે એવા બીજા કોઈ પોષક પદાર્થ આપવાની વ્યવસ્થા થવી જોઇએ. દાંતની ખામી દૂર કરવા માટે, ગળાના ચોળિયા દાબવા માટે, નાકની ખામીઓ દૂર કરવા માટે, અને આંખ તથા કાનની ખાસ ખોડો દૂર કરવા માટે ખાસ વ્યવસ્થા કરવી પડશે. નજરની સાધારણ ખામીઓ તથા ગળાની અગર નાકની સાધારણ ફરિયાદો, જેને માટે શસ્ત્રોપચારની જરૂર ન પડે એવું હોય તે બધાંની શાળાના ડૉકટર સારવાર કરી શકશે. અત્યારે, જે સારવાર માટે બાળકોને સામાન્ય ઇસ્પિતાલોનો આશરો લેવો પડે છે અને એ રીતે પુષ્કળ વખતનો વ્યય થવા છતાં તેમની ખામીઓ પ્રત્યે પૂરતું ધ્યાન અપાતું નથી, તે વ્યવસ્થા તદ્દન અસંતોષકારક છે એવું જોઇન્ટ કમિટીએ પોતાના રિપોર્ટમાં જણાવ્યું છે. શાળાને અંગેની ઈસ્પિતાલ, તેમાં સારા નિષ્ણાત ડૉકટરો, દવા અને સારવારનાં બધાં સાધન અને

તે શાળા નિશાળના મકાનની નજીકમાં જ આવેલી હોય એવી વ્યવસ્થા સિવાય બાળકોને બરાબર સાચી સારવાર મળવાનો સંભવ નથી. શરૂઆતના સમય દરમિયાન આવી જાતની ઈસ્પિતાલોની વ્યવસ્થા કરવાનું શક્ય હોય, તો સ્થાનિક ઈસ્પિતાલમાં શાળાનાં બાળકો માટે અમુક ખાસ દિવસો અને સમય—બપોર પછીનો સમય વધારે અનુકૂળ પડશે—નક્કી કરવો એ બીજા નંબરની ઉત્તમ વ્યવસ્થા થઈ શકે. આ પ્રમાણે ઇસ્પિતાલની સારવાર માટે ગમે તેવી વ્યવસ્થા કરવામાં આવે, તો પણ બહુ જ સાધારણ ખામીઓ દૂર કરવાની વ્યવસ્થા તો શાળામાં જ કરવી પડશે. અત્યારના વચગાળાના સમયમાં જ્યારે શાળા માટેની નર્સો તાલીમ લેતી હોય, ત્યારે એ કામ, બની શકે તેટલું, શાળાના ડૉક્ટરની સલાહ પ્રમાણે અને દેખરેખ નીચે શાળાના શિક્ષકે માથે લેવું પડશે. શારીરિક ખામીઓની તાત્કાલિક સારવાર સિવાયની શાળાનાં બાળકોમાં રોગનિવારણની અને રોગ અટકાવવાની બધી વ્યવસ્થા બાળકોના ઘરોમાં જ થઈ શકશે. એ રીતે જ આરોગ્યની સ્થિતિમાં ખાસ સુધારો થવાનો સંભવ છે. આ બાબતમાં, બાળકનાં માતપિતા સાથે નિકટ સંપર્ક સાધવા માટે શિક્ષક અને આરોગ્યની તપાસણી માટેના અમલદારો વચ્ચેનો ગાઢ સહકાર બહુ અગત્યનો છે.

(૭) આપણા દેશમાં શાળામાં ભણતાં બાળકોના અનારોગ્યનું એક મુખ્ય કારણ તે પુષ્ટિકારક ખોરાકનો અભાવ છે, એ વાત અગાઉ જણાવવામાં આવેલી છે. એ સ્થિતિ તે પૂરતા ખોરાકના અભાવને કારણે હોય, કે પ્રમાણસરના ખોરાકના અભાવને કારણે હોય, કે બન્ને કારણોને લીધે હોય. પૂરતા ખોરાકના અભાવના ઉપાય તરીકે બપોરે કાંઇક ખાવાનું શાળા તરફથી પૂરું પાડવાનું સૂચવવામાં આવ્યું છે. આ પ્રમાણે કરવાથી ખોરાકની ખોટ પુરાય છે અને બપોર પછીના સમયના શિક્ષણમાં બાળકો વધારે સારી રીતે ધ્યાન આપી તેનો સારો લાભ મેળવી શકે છે. જો આ બપોરના ખોરાકની યોગ્ય વ્યવસ્થા કરવામાં આવે, તો એક જાતના અગત્યના સામાજિક સદ્‌ગુણની તાલીમ પણ આનાથી આપી શકાય છે. ઘણા પ્રાન્તોમાં બપોરના ખાવાની અગર બીજી કોઇ રીતે પોષણ આપવાની વ્યવસ્થા કરવાની હિમ્મતભેર શરૂઆત કરવામાં આવી છે, પણ નાણાંની તંગીને કારણે એ જાતની વ્યવસ્થા અમુક થોડા લત્તાનાં બાળકો માટે કરી શકાઈ છે, અને પ્રાથમિક શાળામાં બાળકોની સંખ્યા ઘણી મોટી હોવાને લીધે તેમને આ લાભમાંથી વંચિત રાખવામાં આવ્યાં છે. સપ્રમાણ ખોરાક ન મળવાને કારણે જ્યાં આરોગ્યને હાનિઓ થતી જણાય, ત્યાં ખોરાકનાં પૌષ્ટિક તત્ત્વો વિશે સાદી ભાષામાં જરૂરી

માહિતીવાળી ચોપડીઓ હિન્દની બધી ભાષાઓમાં તૈયાર કરાવી તે બાળકોને મળે એવી વ્યવસ્થા થવી જોઈએ. હિન્દી સંશોધન ફંડ મંડળની સલાહકારક સમિતિએ આ બાબતનું એક બહુ ઉપયોગી ચોપાનિયું અંગ્રેજી ભાષામાં પ્રકટ કર્યું છે.

(૮) બાળકના અંગત આરોગ્ય ઉપર શાળાના સામાન્ય વાતાવરણની અને ખાસ કરીને શિક્ષકના પોતાના વર્તનના પ્રત્યક્ષ દાખલાની સારી અસર પડે છે. શિક્ષકો પોતે સારા આરોગ્યવાળા હોય એવી તજવીજ રાખવી જોઈએ. ટ્રેનિંગ શાળામાં દાખલ કરતાં પહેલાં તેમની શારીરિક તપાસ થવી જોઈએ, અને નોકરીમાં નિમણૂક થયા પછી વખતોવખત તેમની દાકતરી તપાસ થવી જોઈએ, જેથી કરીને તેમની પોતાની તંદુરસ્તી સારી રહે અને શાળાનાં બાળકોની પણ તંદુરસ્તી સારી રહેવા પામે. આ ઉપરાન્ત, એવી સામાન્ય રીતે જાણ થયેલી હોવી જોઈએ, કે જે શિક્ષક પોતે જાતે સ્વચ્છ અને સુઘડ નહિ હોય, તેમજ જેની શાળા સ્વચ્છ નહિ હોય તેને, તેની બીજી લાયકાત હોવા છતાં, પ્રોમોશન મળશે નહિ. શાળાનું કામ શરૂ થતાં અગાઉ, દરરોજ તંદુરસ્તી અને સ્વચ્છતાની કવાયત થવી જોઈએ.

શાળાને માટે જે મકાન વાપરવામાં આવતાં હોય, તે શાળા માટે ખાસ બંધાવાયાં ન હોય, તો તેની આરોગ્યની દૃષ્ટિએ લાયકાત માટે સ્થાનિક આરોગ્ય ખાતાના અમલદારનું પ્રમાણપત્ર મેળવવું જોઈએ. જ્યાં શાળા માટે નવાં મકાન બાંધવામાં આવે ત્યાં શાળાના મકાનની યોગ્યતા માટે બૉર્ડે પોતાના રિપોર્ટમાં જે ધોરણો નક્કી કરેલાં છે તેને અનુસરતી તેની બાંધણી વગેરે હોવું જોઈએ. દરેક મકાનમાં પ્રકાશ, હવાની અવરજવર, તાપ, ઠંડીથી રક્ષણ, પીવા માટે સ્વચ્છ પાણી અને સ્વચ્છ જાજરૂ એટલાની વ્યવસ્થા તો બરાબર હોવી જ જોઇએ. સ્વચ્છ, સુઘડ અને આરોગ્યમય વાતાવરણની અસર બાળકો ઉપર જરૂર થશે.

શાળાનું મકાન અને તેની આસપાસની જગ્યા સાફ રાખવા માટે બાળકો પોતે સહકારથી કામ કરે તેવા પ્રયત્નને ઉત્તેજન આપવું જોઈએ. આવા કાર્યથી બાળકોની સ્વચ્છતા અને આરોગ્યને ફાયદો થવા ઉપરાન્ત તેમને સારા નાગરિક થવાની તાલીમ પણ મળે છે.

(૯) શાળાને અંગે દાકતરી મદદની જે વ્યવસ્થા કરવામાં આવી હોય તેનો પૂરેપૂરો લાભ ઉઠાવવા માટે બાળકોને આરોગ્ય સંબંધી યોગ્ય તાલીમ મળવાની જરૂર છે. આ બાબતમાં શાળાનો અભ્યાસક્રમ અને શિક્ષકની તાલીમ તથા શિક્ષણ-

નાં સાધનોની બાબત પ્રત્યે ખાસ ધ્યાન આપવાની જરૂર છે. આરોગ્યશાસ્ત્રનો વ્યાવહારિક અમલ એ શિક્ષકની દરેક પ્રકારની તાલીમમાં ફરજિયાત વિષય તરીકે હોવો જોઇએ. અને પ્રાથમિક શાળાઓ તથા પાયાની શરૂઆતની અને માધ્યમિક શાળાઓના શિક્ષક માટે આ વિષય ખાસ કરીને રાખવો જોઇએ. તાલીમી શાળાઓ અને ટ્રેનિંગ કોલેજોના આ વિષયના અભ્યાસક્રમની પુનર્રચના થવાની જરૂર છે, અને શાળાના અત્યારના જમાનાના વહીવટમાં દાકતરી મદદના કાર્યમાં શિક્ષક કાર્યક્ષમ અને ઉપયોગી ભાગ લઇ શકે તે માટે તેને યોગ્ય તાલીમ આપવા માટેની અદ્યતન પદ્ધતિ રચવાની જરૂર છે. હિન્દમાં વ્યક્તિગત, કોમી અને વિશિષ્ટ પરિસ્થિતિને અનુસરતી આરોગ્યની ટેવો અને રિવાજો, જે સગશીતોષ્ણ મુલકોના રિવાજ કરતાં ઘણે અંશે જુદાં પડે છે, તેને કારણે હિન્દની ખાસ પરિસ્થિતિને અનુકૂળ આવે એવાં ખાસ પાઠ્યપુસ્તકો તૈયાર કરાવ્યા વગર ચાલે તેમ નથી. આરોગ્યના શિક્ષણ માટે શિક્ષકને ઉપયોગમાં આવે એવું પુસ્તક પણ ઘણું જરૂરનું છે. અને શિક્ષકનો આ વિષયમાં રસ જાગ્રત રાખવા માટે વખતોવખત આરોગ્યશાસ્ત્રના રિફ્રેશર કોર્સની વ્યવસ્થા પણ રાખવાની જરૂર છે.

બાળકોને આરોગ્યનું શરૂઆતનું શિક્ષણ માત્ર વ્યવહારની દૃષ્ટિએ જ અપાવું જોઇએ, અને તે પોતાના વ્યક્તિગત આરોગ્ય બાબતનું જ હોવું જોઈએ. આરોગ્યની બાબતોમાં બાળકો સ્વેચ્છાથી અને પ્રત્યક્ષ રીતે સહકાર મેળવવા માટે સમૂહ પ્રવૃત્તિઓ અગર રમતગમત એ સૌથી ઉત્તમ સાધનો છે. દાખલા તરીકે જુનિયર અને સીનિયર રેડ ક્રોસને લગતી આરોગ્ય વિષયક રમતો. ઉપરના વર્ગોમાં વિદ્યાર્થીઓ શાળાના આરોગ્ય ઉપરાન્ત સમાજના આરોગ્ય સંબંધી કાર્ય પણ કરી શકે. અકસ્માત વખતે તાત્કાલિક મદદ, વ્યક્તિગત આરોગ્ય અને સમૂહ આરોગ્યનો મેકેન્ઝી સ્કૂલ કોર્સ બહુ ઉપયોગી છે. ઉપરના વર્ગોની કન્યાઓને બાળઉછેર અને બાળસંગોપનની તાલીમ આપવી જોઈએ અને તેની સાથે શિશુસંગોપનની સંસ્થાઓમાં લઇ જઈ તેમને પ્રત્યક્ષ જ્ઞાન આપવાની વ્યવસ્થા થવી જોઈએ.

(૧૦) શાળાના અંગેની દાકતરી મદદની માફક શારીરિક કેળવણીના વિષયમાં પણ પ્રાથમિક શાળાઓ કરતાં માધ્યમિક શાળાઓમાં વિશેષ ધ્યાન આપવામાં આવ્યું છે, હંમેશની માફક કન્યાઓના શારીરિક શિક્ષણ ઉપર છોકરાઓના શારીરિક શિક્ષણ કરતાં ઘણું ઓછું ધ્યાન આપવામાં આવ્યું છે. આ વિષયની તાલીમ લીધેલા શિક્ષકો માત્ર માધ્યમિક શાળાઓમાં જ રાખવામાં આવો

છે અને જે જાતનું શિક્ષણ અને કસરતો શીખવવામાં આવે છે તે પુરાણા જમાનાની હોય છે. ઘણી શાળાઓમાં દિવસના છેવટના ભાગમાં શારીરિક તાલીમને સ્થાન આપવામાં આવેલું હોય છે, પરંતુ આ સમય એ શિક્ષણ માટે બનતા સુધી વર્જ્ય હોવો જોઇએ. શાળાના પ્રત્યેક બાળકને શારીરિક શિક્ષણ મળવું જોઈએ. જોકે બાળકની વ્યક્તિગત શારીરિક સ્થિતિ અનુસાર, દાક્તરી સલાહ મુજબ, તેના પ્રકારમાં ફેરફાર થવો જોઈએ. પદ્ધતિસરની કસરત ઉપરાંત શારીરિક શિક્ષણમાં વ્યવસ્થિત રમતગમત અને બીજી સમૂહપ્રવૃત્તિનાં કાર્યોનો સમાવેશ થવો જોઈએ.

ફરજિયાત શારીરિક તાલીમના સંતોષકારક પરિણામનો આધાર શિક્ષણ આપનારાની કાર્યક્ષમતા ઉપર અને યોગ્ય વહીવટી વ્યવસ્થા ઉપર રહેલો છે. પ્રત્યેક કેળવણી ખાતામાં, મુખ્ય મથકે, શાળાઓમાં અને કોલેજોમાં શારીરિક શિક્ષણની યોજનાની યોગ્ય વ્યવસ્થા કરવા માટે એક અનુભવી અને નિષ્ણાત અમલદાર હોવો જોઇએ. તેના હાથ નીચે દરેક જિલ્લામાં શારીરિક શિક્ષણનો એક જિલ્લા ઇન્સ્પેક્ટર હોવો જોઇએ. તાલીમ લીધેલા શારીરિક શિક્ષણના શિક્ષકોની પૂરતી સંખ્યા મળી રહે ત્યાં સુધી, મોટી બેઝિક પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં પણ પૂરા સમયનો શારીરિક શિક્ષણનો શિક્ષક મળી શકશે નહિ. તેથી બેઝિક અને માધ્યમિક શાળાઓના શિક્ષકો માટે ટ્રેનિંગ કેમ્પની વ્યવસ્થા શારીરિક શિક્ષણના જિલ્લા ઇન્સ્પેક્ટરો કરે તો ઘણો ફાયદો થાય. કન્યાઓને શારીરિક શિક્ષણ મળવાની વ્યવસ્થા જેમ બને તેમ જલદી કરવાના સર્વ પ્રયત્નો થવા જોઈએ અને આ કાર્યની યોગ્ય તપાસણી માટે સારી લાયકાતવાળા ઇન્સ્પેક્ટરો નિમાવાની ખાસ જરૂર છે.

જે સામુદાયિક પ્રવૃત્તિઓ શારીરિક લાયકાત, સમાજસેવા, સૃષ્ટિવિજ્ઞાન, હુન્નરઉદ્યોગ, કેમ્પજીવન અને બીજી આરોગ્યવર્ધક ક્રિયાઓની વૃદ્ધિ કરીને આરોગ્યના નિયમોનું ભાન જાગ્રત કરે છે, તેની પ્રગતિની ખાસ આવશ્યકતા છે, અને એવાં સામુદાયિક કાર્યોને શાળાઓમાં વિષયોના અભ્યાસક્રમની સમાન કોટિનું સ્થાન મળવું જોઇએ. આ પ્રમાણેની સામુદાયિક પ્રવૃત્તિઓ જે શાળામાં અત્યારે અસ્તિત્વમાં છે તેમાં જુનિયર રેડક્રોસ, બૉયસ્કાઉટ્સ, ગર્લગાઈડ્સ, હિન્દુસ્તાન સ્કાઉટ્સ, વ્રતિબાલકા અને વ્રતાચારી એ પ્રવૃત્તિઓનો સમાવેશ થાય છે. આ બધી સંસ્થાઓ ઉપયોગી છે. પરન્તુ શાળાઓએ પોતે આ પ્રત્યેક પ્રવૃત્તિઓના ઉત્તમ અંશો ગ્રહણ કરી દરેક શાળાએ પોતપોતાની પરિસ્થિતિને અનુ-

કુળ સામુદાયિક પ્રવૃત્તિઓનો જુદો જ અભ્યાસક્રમ રચવો જોઈએ. પ્રત્યેક શાળામાં અઠવાડિયામાં ઓછામાં ઓછો એક કલાક કોઇક સામુદાયિક પ્રવૃત્તિ માટે અલગ રાખવો જોઇએ. શારીરિક તાલીમ અને રમતગમત ઉપરાન્તનું આ કાર્ય ગણવાનું છે. આ અને આવી બીજી પ્રવૃત્તિઓ મારફત બાળકોનાં માતપિતા અને શાળાના અધિકારીઓ વચ્ચે વધારે નિકટનો સહકાર સાધવાની તક મેળવવી જોઈએ.

શાળાનું સમયપત્રક અને શાળાના સત્રનો સમય એ બન્ને નક્કી કરતી વખતે બાળકોની તંદુરસ્તીનો પ્રશ્ન ખાસ ધ્યાનમાં લેવો જોઈએ. વિવિધ પ્રકારની આબોહવાવાળા આ દેશમાં આ બાબત ધ્યાનમાં રાખવાની ખાસ જરૂર છે. દેશની આબોહવાની બાબત કેળવણીના અધિકારીઓએ ખાસ ધ્યાનમાં રાખવી જોઈએ અને ઓછામાં ઓછો માનસિક તથા શારીરિક થાક લાગે તેમ છતાં વધારેમાં વધારે બૌદ્ધિક કેળવણીમાં જેનું પરિણામ આવે એવી રીતે શાળાનો સમય નક્કી કરવો જોઇએ.

( ૧૧ ) માનસિક રીતે અગર શારીરિક રીતે કોઇ પ્રકારની ખોડવાળાં બાળકોના શિક્ષણની સગવડના સવાલ સંબંધે જુદો ઉલ્લેખ થવાની જરૂર છે. આ જાતનાં ઘણાં બાળકોને તો લાંબા સમય સુધીની અને ખાસ ઉપચારવાળી દાકતરી સારવારની જરૂર પડશે. આમને માટે ખાસ દાકતરી સગવડવાળી વિશિષ્ટ પ્રકારની શાળાઓ જોઇશે. આ બાળકોને સારવાર દરમિયાન અગર માંદગી મટી ગયા પછી આરોગ્ય ફરી પ્રાપ્ત કરવાની શરૂઆત થતી હોય તે સમય દરમિયાન અમુક ખાસ સંજોગોને અનુકૂળ શિક્ષણની વ્યવસ્થાની જરૂર પડશે. આ જાતના ખાસ સંજોગોને અનુકૂળ શિક્ષણની વ્યવસ્થા ઉપર બીજા દેશોમાં ખાસ કરીને યુનાઈટેડ કિંગ્ડમમાં ખૂબ ધ્યાન આપવામાં આવ્યું છે. માનસિક ખોડવાળાં જે બાળકોને કેળવણી આપી શકાય એવું હોય તેમના શિક્ષણ માટેની વ્યવસ્થાનો વિચાર એક બીજા પ્રકરણમાં કરવામાં આવ્યો છે. તેમને માટે ખાસ શાળાઓ સ્થાપવા ઉપરાન્ત તેમને માટે ખાસ તાલીમ લીધેલા ડૉકટરો, માનસપૃથક્કરણના નિષ્ણાતો, માનસશાસ્ત્રની દૃષ્ટિએ કેળવણીના યોજકો અને માનસિક રોગોની સારવારના માહિતગાર સામાજિક સેવકો–એ સર્વની જરૂર પડશે. આ કાર્ય માટે શાળામાં દાક્તરી મદદની વ્યવસ્થા ઉપરાન્ત ખાસ નિષ્ણાત ડૉકટરો–થોડો સમય કામ કરનારાની વ્યવસ્થા રાખવી પડશે. બાળકના ઘરમાં અને ઘર બહાર જે સંજોગો અને પરિસ્થિતિને પરિણામે બાળકની માનસિક ખામીઓનો ઉદ્ભવ

થાય છે તે સંજોગો અને પરિસ્થિતિની તપાસ અને તેનું નિવારણ કરવાનું કાર્ય સામાજિક સેવકો કરશે.

(૧૨) એક વખતે જે દાક્તરી તપાસ થાય તેનો અનુભવ તે પછીની દાક્તરી તપાસમાં ઉપયોગમાં આવે, અને એ રીતે દરેક વખતે એ કાર્ય વધારે સારું થતું જાય અને શાળાને અંગેના દાક્તરી કાર્યમાં વિજ્ઞાનનું ઉત્તમોત્તમ જ્ઞાન અને અનુભવ ઉપયોગમાં લઈ શકાય તે માટે, દરેક વર્ષે જે સરવૈયું કાઢવામાં આવ્યું હોય, તથા જે પદ્ધતિ ઉપયોગમાં લેવાઇ હોય તેની તપાસ કરવાની અનુકૂળતા રાખવી જોઇએ. આમ કરવાથી ઘણું કરીને એવું માલૂમ પડશે કે દવા અને આરોગ્યના સંશોધન કાર્ય માટે શાળા એ બહુ ફલપ્રદ કાર્યક્ષેત્ર છે. એટલે આ કાર્યમાં સંશોધનકાર્યની આવશ્યકતા ઘણી મોટી છે.

(૧૩) સીનિયર અને જુનિયર (માધ્યમિક અને પ્રાથમિક) બેઝિકશાળાઓનાં ૮૦,૦૦૦ વિદ્યાર્થીઓ માટે પૂરા સમયના નવ ડૉકટરોની જરૂર પડશે એવી ગણતરી કરવામાં આવી છે. આ રીતે ગણતાં એ જાતની શાળાઓમાં ભણતાં કુલ ૫૫૫,૦૦૦,૦૦૦ બાળકો માટે ૬,૨૪૪ પૂરા સમયના ડૉકટરોની જરૂર પડશે. તે ઉપરાન્ત ઉચ્ચવર્ગોમાં ભણતા વિદ્યાર્થીઓ માટે બીજા ૧,૫૦૦ ડૉકટરો જોઇશે. આ ઉપર બીજા કેટલાક નિષ્ણાતો, દાંતના ડૉકટરો અને નર્સોની પણ જરૂર પડશે.

ઈંગ્લૅન્ડના બૉર્ડ ઑફ એજ્યુકેશનના મુખ્ય દાક્તરી અમલદારના સને ૧૯૩૮ના રિપોર્ટ મુજબ ઈંગ્લૅન્ડ અને વેલ્સમાં શાળાને અંગેના દાક્તરી મદદગારો નીચે મુજબ હતા :—

(૧) શાળાના મુખ્ય દાક્તરી અમલદારો અને મદદનીશ અમલદારો :- ૭૨૮ પૂરા સમયના કાર્યકર્તાને હિસાબે ગણતાં, અગર દર ૬,૨૨૦ વિદ્યાર્થીઓએ એક પૂરા સમયનો અમલદાર.

(૨) ખાસ નિષ્ણાત ડૉકટરો—

આંખોના દરદ માટે, કાનના દરદ માટે ઍનેસ્થેટિક. 'એક્સરે' કૃત્રિમ પ્રકાશ અને બાળકોની શારીરિક ખોડખાંપણ સુધારવાના કાર્ય માટે ૧,૦૬૧ મોટેભાગે અમુક નિયત સમય માટેના)

(૩) દાંતના ડૉકટરો—

પૂરા સમયના ૭૮૩ અથવા ૫,૭૮૦ બાળકોએ એક દાંતનો ડૉકટર.

(૪) નર્સો

પૂરા સમયની ૨,૭૯૮ નર્સોનું આ ઉપરાન્ત જિલ્લા નર્સોની સેવા અમુક

નિયત સમય માટે ઉપયોગમાં લેવામાં આવી હતી–આ નર્સોની સંખ્યાની ચોક્કસ નોંધ રાખી શકાઇ ન હતી.

ઉપર જણાવેલા ધોરણે ગણતરી કરવામાં આવે, તો આપણા દેશ માટે ડૉક્ટરો વગેરેની સંખ્યા નીચે જણાવ્યા મુજબની થાયઃ—

(૧) દાક્તરી અમલદારો ૮,૯૨૩
(૨) નિષ્ણાત ડૉક્ટરો ૧૩,૦૫૩ (અમુક નિયત સમય માટેના)
(૩) દાંતના ડૉક્ટરો ૯,૬૦૨
(૪) નર્સો ૩૪,૨૯૫

હાલ થોડા સમય સુધી તો ડૉક્ટરો તથા નર્સોની સંખ્યા નીચે જણાવ્યા મુજબ ગણવામાં આવે તો તે વાજબી લેખાયઃ—

ડૉક્ટરો ૭,૫૦૦
નર્સો ૧૫,૦૦૦

નિષ્ણાત ડૉક્ટરોની સંખ્યા મળવાનો આધાર દેશમાં ડૉક્ટરોની સંખ્યામાં એકંદર જે વધારો થાય તે ઉપર રહેલો છે, અને દાંતના ડૉક્ટરોની સંખ્યાનો આધાર દાંતના રોગોના દરદીઓની સંખ્યા ઉપર રહેલો છે. આ જાતના દરદીઓની સંખ્યાની ગણતરી થઈ નથી, પરન્તુ પશ્ચિમના દેશો કરતાં તે સંખ્યા ઘણી થોડી છે એમ માનવામાં આવે છે. બધી જાતના ડૉક્ટરો અને નર્સોની પૂરતી સંખ્યા મળી રહે ત્યાંસુધી હાલ જેટલા મળી આવે તેમાં ડૉક્ટરોના મદદગારો Medical attendants–ની સંખ્યા ઉમેરી કામ ચલાવવાની જરૂર પડશે. આ મદદગારો વિશે નીચે જણાવવામાં આવ્યું છે.

ઉપર જણાવેલા ૭,૫૦૦ ડૉક્ટરો પૈકી આશરે ૫૦૦ વહીવટી કામમાં રોકાશે અને બાકીના ૭,૦૦૦ તપાસણીના કામમાં રોકવામાં આવશે. તાલીમ લીધેલા શિક્ષકોની મોટી સંખ્યા જેમ એકદમ પૂરી ન પાડી શકાય તેમ જ આ ડૉક્ટરની પૂરી સંખ્યા એકદમ મળી નહિ શકે. એટલે દર વર્ષે ૩૦૦ શાળાના ડૉક્ટરો નવા તૈયાર કરી ૨૫ વર્ષે તે સંખ્યા પૂરી કરવાની યોજના કરવી પડશે. દરેક ડૉક્ટરની કુલ નોકરી ૩૦ વર્ષની ગણતાં વાર્ષિક ૨૫૦ ડૉક્ટરો ઓછા થતા જશે. એટલે તત્કાળની જરૂરિયાત પૂરી પાડવા માટે ડૉક્ટરોની સંખ્યા તૈયાર કરવા ઉપરાન્ત દર વર્ષે ઓછા થતા જતા ડૉક્ટરોની સંખ્યાની ખોટ પૂરી પાડવા માટે આટલી વધારાની સંખ્યા તૈયાર કરવી પડશે. એવી ગણતરી કરવામાં આવી છે કે હિંદમાં કુલ ૪૫,૦૦૦ ડૉક્ટરો છે, અર્વાચીન દેશોના મુકાબલામાં

હિન્દ જેવા વિશાળ દેશ માટે આ સંખ્યા છેક નાની ગણાય. હાલની જરૂરિયાતની દૃષ્ટિએ ડૉકટરોને તાલીમ આપવાનો પ્રશ્ન પણ અગત્ય ધરાવે છે. ઉપર જણાવેલા આંકડા માત્ર અંદાજ બતાવે છે, અને શરૂઆતના સમયમાં અમુક નિયત સમય માટેના ડૉકટરો અને નર્સોની નિમણૂક કરવાની જરૂર પડશે. લશ્કરના માણસોને છૂટા કરવામાં આવશે ત્યારે સંખ્યાબંધ ડૉકટરોની સેવા મળી શકશે; તેમનો પૂરેપૂરો ઉપયોગ કરવો જોઈએ.

(૧૪) ઉપર જણાવ્યું તેમ, શરૂઆતનાં વર્ષોમાં, પૂરેપૂરી તાલીમ પામેલા ડૉકટરોની સંખ્યા પૂરતી ન મળવાને કારણે મદદગાર ડૉકટરોનો ઉપયોગ કરવાની જરૂર પડશે. આ મદદગારોએ શાળા, શાળાની દાકતરી સેવા અને વિદ્યાર્થીનું ઘર એ ત્રણેનો સહકાર સાધીને કામ કરવું પડશે. ખાસ પસંદ કરેલા શિક્ષકોમાંથી, અગર યોગ્ય લાયકાતવાળા બીજા માણસોમાંથી આ કાર્ય માટે કાર્યકરો પસંદ કરવા પડશે. એમને જે તાલીમ મળી હશે તેટલાથી તેઓ શરીરની નાની નાની ફરિયાદો દૂર કરવાનું કાર્ય કરી શકશે, શાળાના મુખ્ય ડૉકટરો જે સારવાર બતાવે તે બરાબર કરવામાં આવે છે કે નહિ તેની તપાસ રાખી શકશે, અને શિક્ષકોને તથા બાળકનાં માતપિતાને આરોગ્યની સામાન્ય બાબતોમાં સૂચના તથા સલાહ આપી શકશે. એ જાતના મદદગાર ડૉકટરોની સંખ્યા ૭,૦૦૦ થી ઓછી ન હોવી જોઈએ-એટલે કે શાળાઓમાં આરોગ્યના અમલી કાર્યમાં રોકવાના ડૉકટરો જેટલી આ મદદગાર સંખ્યા હોવી જોઈએ.

(૧૫) નર્સોની ૩૪,૨૯૫, જેટલી સંખ્યા, જે ઈંગ્લૅન્ડને ધોરણે ગણતરી કરીને જણાવવામાં આવી છે, તેટલી સંખ્યા હાલ શરૂઆતમાં તો હિન્દમાં મળવાનો સંભવ નથી; એટલે આશરે ૧૫,૦૦૦ નર્સોની ગોઠવણ કરવાનું વાજબી ગણાય. આ યુદ્ધ શરૂ થયું ત્યારે હિન્દમાં એકંદરે ૫,૦૦૦ રજિસ્ટર્ડ નર્સો હતી. એટલે ૧૫,૦૦૦ જેટલી સંખ્યા પૂરી કરવાનું-નર્સોના બીજા બધા સામાન્ય કામ ઉપરાન્ત-કાર્ય પણ મુશ્કેલ છે. એટલે ૧૫,૦૦૦ નર્સોને આ કાર્ય માટે તાલીમ આપવાની યોજના પણ પચીસ વર્ષના સમયમાં વિસ્તારવી પડશે, એટલે કે દર વર્ષે ૬૦૦ જેટલી નર્સો તૈયાર કરવી. આ પ્રમાણે પૂરી સંખ્યા થશે ત્યારે દર વર્ષે ૫૦૦ જેટલી સંખ્યા ઉમર વધવાને કારણે અગર મરણને કારણે, ઓછી થતી જશે. એ ઓછી થતી સંખ્યાની પણ ગણતરી કરવી પડશે. યુદ્ધને કારણે સંખ્યાબંધ નર્સોને તાલીમ આપીને તૈયાર કરવામાં આવી હતી તેને લીધે હવે નર્સોને તાલીમ આપી તેમની સંખ્યા વધારવાના કાર્યમાં કાંઈક પ્રોત્સાહન મળશે. ગમેતેમ, જ્યાંસુધી બરાબર યોગ્ય તાલીમ વાળી સ્ત્રીઓની પૂરતી સંખ્યા આ કાર્ય માટે

મળી શકે નહિ ત્યાંસુધી સ્ત્રી નર્સોના મદદગાર તરીકે પુરુષ નર્સોને રોકવાની જરૂર પડશે.

(૧૬) કેળવણી અને આરોગ્ય સંબંધી સલાહકાર મધ્યસ્થ મંડળે, શાળાને અંગેની દાક્તરી મદદના કાર્યકર્તાઓ ઉપર દેખરેખ રાખવા માટે અને તેમના કામનું નિયંત્રણ કરવા માટે જે વહીવટી તંત્રની જરૂર પડશે તેનો બરાબર વિચાર કરેલો છે. તેઓની એવી ભલામણ છે કે શાળાને અંગેનું દાક્તરી મદદનું તંત્ર, મૂળમાં તો એને કેળવણી સાથે નિસ્બત હોવાને લીધે, કેળવણી ખાતાના વહીવટ અને તંત્રના તાબામાં મુકાવું જોઇએ. દરેક પ્રાન્તમાં એક મુખ્ય દાક્તરી અમલદાર શાળાના દાક્તરી કામને અંગે હોવો જોઈએ અને વિદ્યાર્થીઓની દાક્તરી તપાસ માટે અને તેમની સારવાર માટે તેમની મદદમાં ડૉક્ટરોની પૂરતી સંખ્યા હોવી જોઈએ. શાળાના દાક્તરી કાર્યમાં સાતત્ય એ અગત્યની બાબત હોવાથી, આ જાતના કાર્ય માટે એકના એક ડૉક્ટરને ચાર પાંચ વર્ષ સુધી કામ સોંપવું જોઈએ અને જ્યાં શકય હોય ત્યાં તેણે પોતાનો બધો સમય એ જ કાર્ય પાછળ ગાળવો જોઈએ. જાહેર આરોગ્ય અને દાક્તરી ખાતા સાથે આ કાર્યને સંયોજિત કરવાની જરૂર પડશે, તેથી ડાયરેક્ટર ઑફ પબ્લિક ઈન્સ્ટ્રક્શન, સર્જન જનરલ (અગર સિવિલ હૉસ્પિટલ્સના જનરલ) અને ડાયરેક્ટર ઑફ પબ્લિક હેલ્થ એ ત્રણ સભ્યોની કમિટી મળી આ આખા કામનું નિયંત્રણ અને સંયોજન કરે એવી વ્યવસ્થા થવી જોઇએ. કેટલીક વખતે એમ પણ બને કે સર્જન જનરલ (અગર ઈન્સ્પેક્ટર જનરલ ઑફ સિવિલ હૉસ્પિટલ્સ) અથવા ડાયરેક્ટર ઑફ પબ્લિક હેલ્થ પોતે જાતે મુખ્ય દાક્તરી અમલદાર તરીકેનું કાર્ય કરી શકે એવા સંજોગોમાં શાળા માટે અલાયદો મુખ્ય દાક્તરી અમલદાર નીમવાની જરૂર ન પડે.

(૧૭) કેળવણી અને આરોગ્યની સલાહકાર મધ્યસ્થ મંડળોની સંયુક્ત કમિટીએ કરેલા નિર્ણયોના મુખ્ય મુદ્દાઓ નીચે મુજબ છે:—

## પ્રાસ્તાવિક અને ઐતિહાસિક

(૧) પ્રાન્તોમાં શાળાનાં બાળકોની દાક્તરી તપાસનું કામ વખતોવખત શરૂ કરી થોડા જ વખતમાં આર્થિક કારણને લીધે તે પડતું મૂકવામાં આવ્યું હતું એ હકીકત પ્રત્યે સમિતિ ખાસ ધ્યાન દોરે છે આ બતાવે છે કે શાળાને અંગેની દાક્તરી કાર્યની યોજનાની ખાસ આવશ્યકતા અને તેનાં આવશ્યક લક્ષણોની યોગ્ય કદર કરવામાં આવી નથી. આ સમિતિ ભારપૂર્વક જણાવવા ઇચ્છે છે કે શાળાનાં

બાળકોની દાક્તરી તપાસ અને સારવાર તે કોઇપણ કેળવણીની યોજનાને કાર્યક્ષમ બતાવવા માટે અગત્યનું અંગ ગણવું જોઈએ.

## શાળાને અંગેની દાક્તરી મદદના હેતુ અને ઉદ્દેશ

(૨) શાળાને અંગેની દાક્તરી મદદના હેતુ અને ઉદ્દેશ જે સર જ્યોર્જ ન્યૂમેને જણાવ્યા છે તે હિન્દને પણ લાગુ પડે છે, અને શાળામાં ભણતાં બાળકો તંદુરસ્ત હોય અને તેમની તંદુરસ્તી ટકી રહે એ માટે જરૂરી પગલાં લેવાની ખાસ આવશ્યકતા છે. દાક્તરી દૃષ્ટિએ જ નહિ પણ કેળવણીની દૃષ્ટિએ પણ આ બાબત ખાસ અગત્યની છે.

(૩) હિન્દમાં શાળાને અંગેની દાક્તરી મદદની યોજના કરવામાં ડૉકટરોની અને નર્સોની પૂરતી સંખ્યાનો અભાવ એ બહુ મોટી મુશ્કેલી છે. તેમ છતાં કેટલાંક મોટાં શહેરોમાં શાળાને અંગેનું આરોગ્યનું કાર્ય પશ્ચિમના દેશો જેટલું જ વિશાળ પાયા ઉપર કરી શકાય એમ જણાય છે.

## શાળાનાં બાળકોની દાક્તરી તપાસ

(૪) શાળામાં ભણતાં બાળકોમાંથી લગભગ પચાસ ટકા જેટલાં બાળકોને દાક્તરી સારવાર અગર તપાસની જરૂર જણાશે.

(૫) બાળકોને શાળામાં દાખલ કરવાની ઉમરને અંગે તેના શારીરિક આરોગ્યની બાબત ઉપર જેટલું વજન અપાય તેટલું ઓછું છે. શાળામાં દાખલ થવાની ઉમર છથી ઓછી નહિ અને બને તો પાંચ હોવી જોઈએ.

(૬) હિન્દના કેટલાક ભાગમાં અત્યારે જે જાતની દાક્તરી તપાસ શાળાઓમાં વારેવારે થાય છે તે નકામી છે. શારીરિક તપાસ ત્રણ વખત થવી જોઈએ. (अ) લગભગ છ વર્ષે જ્યારે બાળક પ્રાથમિક શાળામાં દાખલ થાય ત્યારે, (आ) અગિયારમે વર્ષે અને ( इ ) ચૌદમે વર્ષે. હાઇસ્કૂલમાં ભણતા વિદ્યાર્થીઓ માટે જ્યારે તે શાળા છોડીને જાય—સત્તરમે વર્ષે—ત્યારે છેવટની શારીરિક તપાસ થાય એ ઇચ્છવા જેવું છે. જે બાળકો ખાનગી શાળાઓમાં અને માધ્યમિક શાળામાં, શારીરિક તપાસના કોઈ પ્રકારના સર્ટિફિકેટ સિવાય દાખલ થાય, તેમને માટે દાખલ થયા પછી જેમ બને તેમ જલદી વિધિપુરઃસરની શારીરિક તપાસ થવાની જરૂર છે.

(૭) આખા સમયનો ડૉક્ટર એક વર્ષ દરમિયાન ૫૦૦૦ બાળકોની શારીરિક તપાસ કરી શકે.

(૮) પ્રત્યેક બાળકની શારીરિક તપાસની નોંધ રાખવી જોઇએ—બાળક એક શાળામાંથી બીજી શાળામાં જાય ત્યારે આ નોંધ તેની સાથે જવી જોઇએ.

(૯) બાળકની ઊંચાઈ અને વજનનું માપ વર્ષમાં બે વખત લેવાવું જોઈએ. આ કામ શાળાના શિક્ષકે કરવું જોઇએ.

(૧૦) જે ડૉક્ટરને એ કામની તાલીમ મળી હોય તેવા તાલીમ લીધેલા ડૉક્ટરે જ દાક્તરી તપાસ કરવી જોઈએ.

(૧૧) શાળાના સમય દરમિયાન જ દાક્તરી તપાસ થવી જોઇએ. અને બને તો બાળકનાં માતાપિતાને તે વખતે હાજર રખાય તો સારું. જે શાળાઓમાં શારીરિક તાલીમ આપનારો ખાસ શિક્ષક હોય ત્યાં આ જાતની શારીરિક તપાસ વખતે તેણે હાજર રહેવું જોઇએ. શારીરિક તપાસની નોંધ ડૉક્ટરે શાળાના શિક્ષક સાથે મળીને તપાસી જવી જોઈએ.

## સારવાર

(૧૨) શાળામાં દાક્તરી તપાસની વ્યવસ્થા રાખવામાં આવે, પરન્તુ જો રોગની સારવારની ગોઠવણ ન રાખવામાં આવી હોય તો તે અપૂર્ણ ગણાય. રોગની સારવાર માટેની ગોઠવણની સાથે જરૂરી વધારાના પોષણની પણ વ્યવસ્થા રાખવી જોઇએ. દાંતની ખામી, ગળાના ચોરીયા, નાકની રૂંધામણ, અને આંખની તથા કાનની ખામીઓ માટે ખાસ વ્યવસ્થા કરવી પડશે.

(૧૩) શહેરી વિસ્તારમાં શાળાનાં બાળકોની દાક્તરી સારવાર માટે કોઈ સગવડભરેલાં સ્થળોમાં ગોઠવણ થઇ શકશે. ઘણાં શહેરોમાં આ કાર્ય માટે સગવડવાળાં મકાનો જેવાં કે પ્રસૂતિગૃહો અને બાળસંરક્ષણગૃહોની સગવડ હોય છે. જ્યાં શાળાનાં બાળકો માટે એવાં ખાસ કેન્દ્રસ્થાન ન મળી શકે, ત્યાં સ્થાનિક હૉસ્પિતાલમાં દિવસના અમુક સમય માટે શાળાનાં બાળકોની સારવાર થઈ શકે એવી ગોઠવણ કરવી જોઈએ.

(૧૪) શાળાના શિક્ષકને જરૂરી તાલીમ આપવામાં આવે, તો કેટલીક સામાન્ય બિમારીની સારવાર તે પણ કરી શકે.

(૧૫) જો આરોગ્યમાં પ્રગતિ કરવી હોય, તો શાળાનાં બાળકોમાં કોઇપણ

રોગનો અટકાવ કરવા માટે અગર તેનો ફેલાવો ન થાય તે માટે બાળકનાં માતપિતાની મદદ લેવાની જરૂર પડશે.

(૧૬) ખોડખાંપણ અને શારીરિક ખામીવાળાં બાળકોની સારવારમાં તેમના ઘરમાં જઈને કાર્ય કરવા માટે 'હેલ્થવિઝિટર્સ'ની મદદ મેળવવાનો બનતો પ્રયત્ન કરવો જોઈએ.

(૧૭) શિક્ષક અને બાળકનાં માતપિતા વચ્ચે પરસ્પર સંપર્ક અને પરિચયની ખામી એ હિન્દની પ્રત્યેક નિશાળની ખેદજનક સ્થિતિ છે. આ ખામી દૂર કરવાના પ્રયત્નો જેટલા બને તેટલા કરવા જોઈએ.

(૧૮) શાળામાં બાળકોના આરોગ્યના ઘણા પ્રશ્નોનો નિકાલ યોગ્ય શિક્ષકના ઉપર આધાર રાખે છે તેથી યોગ્ય લાયકાતવાળા શિક્ષકો અને શિક્ષિકાઓ મેળવી શકાય તે માટે શિક્ષકની નોકરીના પગાર અને બીજી પરિસ્થિતિ વધારે આકર્ષક બનાવવી જોઈએ.

## પુષ્ટિકારક ખોરાક

(૧૯) બપોરે ખોરાક પૂરો પાડવાના કાર્યક્રમમાં પ્રાથમિક શાળાનાં બાળકોનો સમાવેશ કરવામાં આવેલો હોતો નથી. પૂરતો ખોરાક ન મળવાને લીધે જે શારીરિક નુકસાન થાય છે તે માધ્યમિક શાળાનાં બાળકો કરતાં પ્રાથમિક શાળાનાં બાળકોને કોઈ રીતે ઓછું હોતું નથી. બધાં જ બાળકોને બપોરે કાંઇક ખાવાનું, ઘેરથી લાવેલાં હોય તે, અગર શાળામાંથી આપવામાં આવે તે, મળવું જોઈએ. જે બાળકોનાં માતાપિતા સાધનસંપન્ન હોય તેમણે આ જાતની યોજનામાં મદદ કરવી જોઇએ.

(૨૦) પુષ્ટિકારક ખોરાક બાબતના મૂળભૂત સિદ્ધાન્તો સમજાવનારાં હિન્દની દરેક ભાષામાં સાદાં સહેલાં પાઠ્યપુસ્તકો લખાઇ તે સર્વેને સહેલાઈથી મળે તેવી વ્યવસ્થા થવી જોઇએ.

## અંગત અને પોતાની આસપાસની તંદુરસ્તી

(૨૧) બાળકોની અંગત સ્વચ્છતા અને સુઘડતાનો ઘણો આધાર શિક્ષકોના પોતાના દૃષ્ટાન્ત ઉપર રહેલો છે. શિક્ષકની પોતાની રહેણીકરણી અને અંગત સ્વચ્છતા ઘણા ઊંચા પ્રકારની હોવી જોઈએ, એટલું જ નહિ પણ તેના શરીરનો બાંધો અને સામાન્ય તંદુરસ્તી બહુ સારાં હોવાં જોઈએ. ટ્રેનિંગ કોલેજ અને શાળામાં દાખલ થવા ઇચ્છતા દરેક ઉમેદવારની શારીરિક તપાસ થવી જોઈએ.

શિક્ષકની પોતાની તંદુરસ્તી સાચવવા માટે, તેમજ બાળકોને તેના અનારોગ્યને લીધે થતું નુકસાન અટકાવવા માટે શિક્ષકની શારીરિક તપાસ વખતોવખત થવી જોઇએ.

(૨૨) શાળાનું કામ શરૂ થતાં અગાઉ દરરોજ આરોગ્યની તપાસ માટેની કવાયતનો રિવાજ રાખવામાં આવે તો સ્વચ્છતા અને સુઘડતાની કસોટી થઈ શકે. એવી કવાયત તંદુરસ્તી તેમ જ સ્વચ્છતા બંનેની પરીક્ષા માટે થવી જોઈએ.

(૨૩) શાળાને માટે સામાન્ય વપરાશનાં મકાન રાખવાની જ્યાં જરૂર પડે ત્યાં એવાં મકાનો શાળાને લાયક છે કે નહિ તેને માટે શાળાના તંદુરસ્તી ખાતાના અમલદારોની સલાહ લેવી જોઈએ.

(૨૪) શાળાના મકાનમાં પૂરતું અજવાળું, હવા અને ઠંડીના દિવસોમાં પૂરતી ગરમી મેળવવા માટેનાં ધોરણ નક્કી કરી તે બાબતનો રિપોર્ટ કરવા માટે નિષ્ણાતોની એક કમિટી નીમવાની ભલામણ કરવામાં આવે છે.

(૨૫) દરેક શાળામાં ચોખ્ખું ગાળેલું પાણી મળી શકે તે માટે કોઇ જાતની ટાંકી અગર મોટા વાસણની વ્યવસ્થા કરવી જોઈએ અને એ ટાંકીને અગર વાસણને તાળું વાસી રાખવું જોઈએ.

(૨૬) શાળાના જાજરૂ માટે (bored-hole) જાતનાં જાજરૂ એ ગામડાની અને પરાંની શાળા માટે બહુ સંતોષકારક વ્યવસ્થા છે.

(૨૭) અમુક એક જ સ્થિતિમાં લાંબો સમય બેસી રહેવાને લીધે બાળકની તંદુરસ્તી અને શરીરવર્ધનને શી અસર થાય છે અને તે દૃષ્ટિએ બેઠક અને ઢળતાં મેજ કેવી જાતનાં રાખવાં જોઇએ એ બાબત બહુ અગત્યની છે અને તે માટે ખાસ નિષ્ણાતોનાં સંશોધનની જરૂર છે.

(૨૮) શાળાનું મકાન તથા તેની આજુબાજુની સાફસૂફી માટે બાળકો પોતે સહકારથી કામ કરે એવી વ્યવસ્થાને ઉત્તેજન મળવું જોઈએ અને એ કાર્ય અમલમાં મૂકવા માટેની સૂચનાઓ કરવામાં આવી છે.

## શાળાઓમાં અને તાલીમી શાળાઓ તથા ટ્રેનિંગ કોલેજોમાં આરોગ્યનું શિક્ષણ

(૨૯) આરોગ્યનું શિક્ષણ બાળકોને છેક શરૂઆતનાં ધોરણોમાંથી આપવાનું શરૂ થવું જોઇએ. શરૂઆતમાં માત્ર વ્યાવહારિક દૃષ્ટિથી અને પોતાના અંગત આરોગ્ય વિશે શિક્ષણ આપવું જોઇએ.

(૩૦) પ્રાથમિક શાળાનાં વર્ષો દરમિયાન શારીરિક આરોગ્યમય જીવન ગાળવા-નો પાયો નાખવા માટે જુનિયર રેડક્રૉસની આરોગ્યની રમતો બહુ બંધબેસતી છે.

(૩૧) શિક્ષકોની તાલીમના દરેક વર્ગમાં આરોગ્યનું શિક્ષણ એ ફરજિયાત વિષય હોવો જોઈએ.

(૩૨) શિક્ષકોને આરોગ્યનું જે શિક્ષણ આપવામાં આવે તેમાં પ્રત્યક્ષ પ્રયોગો એ અગત્યનો ભાગ હોવો જોઈએ. બાળકોની શારીરિક ખામીઓ શોધી કાઢવાના અને સારવારના પ્રાથમિક ઉપાયો કામે લગાડવાનો મહાવરો કરાવી શિક્ષકે તેને તે બાબતની તાલીમ આપવી જોઈએ.

(૩૩) હિન્દી પરિસ્થિતિ અને આબોહવાની દૃષ્ટિ ધ્યાનમાં રાખીને આરોગ્ય સંબંધી લખાયેલાં પાઠ્યપુસ્તકોની અગત્ય અનિવાર્ય છે.

## શારીરિક શિક્ષણ

(૩૪) શાળાઓ અને પાઠશાળામાં શારીરિક શિક્ષણની વ્યવસ્થા કરવા માટે સારો નિષ્ણાત અને અનુભવી અમલદાર કેળવણી ખાતાના મુખ્ય મથકે હોવો જોઈએ. દરેક જિલ્લામાં એકેક ઇન્સ્પેક્ટર હોવો જોઈએ.

(૩૫) શારીરિક શિક્ષણના શિક્ષકને શરીરશાસ્ત્રનાં મૂળતત્ત્વો, આરોગ્યમય જીવનની રીત અને પુષ્ટિકારક ખોરાક એ વિષયનું જ્ઞાન હોવું જોઈએ.

(૩૬) શારીરિક શિક્ષણના શિક્ષકના અભ્યાસક્રમમાં આરોગ્યના શિક્ષણને મુખ્ય સ્થાન હોવું જોઇએ. એનો હેતુ એ છે કે બાળકોને આરોગ્યમય જીવન જીવતાં શીખવવા માટેની તેમને પ્રેરણા મળે અને તેમનામાં આવડત હોય; અને શાળાની દાક્તરી તપાસના કામમાં તે મદદ કરી શકે.

(૩૭) દરેક માધ્યમિક શાળામાં પૂર્ણ તાલીમ પામેલો શારીરિક શિક્ષણનો શિક્ષક હોવો જોઈએ, અને શાળાને ગ્રાન્ટ આપવા માટે આવો શિક્ષક હોવાની આવશ્યકતા ગણાવી જોઈએ.

(૩૮) જિલ્લા ઇન્સ્પેક્ટરોએ પ્રાથમિક શાળાના શિક્ષકો માટે શારીરિક શિક્ષણ-ના એક માસ માટેના કૅમ્પની વ્યવસ્થા કરવી જોઈએ.

(૩૯) કન્યાશાળાઓમાં શારીરિક શિક્ષણની પ્રગતિ થવા માટે ખાસ પ્રયત્ન કરવો જોઈએ.

(૪૦) શાળાના સમય દરમિયાન દરરોજ એકાદ સમય વ્યવસ્થિત કાર્યક્રમ માટે રાખવો જોઇએ, પરન્તુ કવાયત ઉપર વધારે પડતો ભાર દેવો એ ઇચ્છવા-જોગ નથી. શારીરિક શિક્ષણમાં વ્યવસ્થિત રમતોનું ખાસ અગત્યનું સ્થાન છે.

## સમૂહકાર્ય

## ( Corporate Activities )

(૪૧) જુનિયર રેડક્રોસ કમિટીમાં કેળવણી ખાતાનું સારું પ્રતિનિધિત્વ હોવું જોઇએ. આમ કરવાથી આ અગત્યની સંસ્થાનાં ભવિષ્યનાં લાભદાયી પરિણામ બધી શાળાઓમાં વિસ્તાર પામશે

(૪૨) શારીરિક શિક્ષણ અને વ્યવસ્થિત રમતો ઉપરાંત દરેક શાળામાં અઠવાડિયામાં ઓછામાં ઓછો એક સમય કોઈ પ્રકારના સમૂહકાર્યની અભ્યાસક્રમમાં વ્યવસ્થા હોવી જોઇએ.

(૪૩) બાળકનાં માતપિતાને શાળાનાં કામોમાં રસ લેતાં કરવા માટે અને માતપિતા તથા શાળાના સંચાલકો વચ્ચે સંપર્ક સાધવા માટે સતત પ્રયત્નો ચાલુ રાખવા જોઇએ.

(૪૪) હાલની આરોગ્યની સ્થિતિ સુધારવા માટે કેળવણીદ્વારા ઘણું કામ થઈ શકે. અને બાળકની તેમજ માતપિતાની બન્નેની સાથે સાથે કેળવણીદ્વારા શાળાના સમૂહકાર્યમાં અગત્યની પ્રગતિ થઈ શકે.

## વ્યવસ્થા અને વહીવટ

(૪૫) પ્રાન્તોમાં શાળામાં દાકતરી મદદની નિમણૂકો વ્યવસ્થિત રીતે થવી જોઇએ.

(૪૬) એ ડૉકટરોનો વહીવટી કબજો અને તેના ખર્ચની વ્યવસ્થા કેળવણીખાતાને હસ્તક હોવાં જોઈએ.

(૪૭) શાળાના ડૉકટરોની વ્યવસ્થા અને દેખરેખ માટે દરેક મુખ્ય પ્રાન્તોમાં એક મુખ્ય દાક્તરી અમલદાર હોવો જોઇએ. શાળની દાકતરી તપાસ માટેની વ્યવસ્થા અને તેના અમલી કાર્ય માટે તેમજ બાળકોની દાક્તરી સારવાર માટે આ ખાતામાં પૂરતી સંખ્યામાં ડૉકટરો હોવા જોઇએ.

(૪૮) કેળવણીખાતાનો તથા મેડિકલ અને જાહેર આરોગ્યખાતાનો શાળાના દાકતરી કામ માટે, સુમેળ સાધવા માટે મુખ્ય પ્રાન્તોમાં ડાયરેકટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રકશન, સર્જન જનરલ અથવા સિવિલ હૉસ્પિટલ્સના ઇન્સ્પેકટર જનરલ અને આરોગ્યખાતાના ડાયરેકટર એ ત્રણની સંયુક્ત સમિતિ નીમવી જોઇએ.

(૪૯) શાળાના મુખ્ય દાકતરી અમલદારની નિમણૂકની ભલામણ કરતી

વખતે પ્રાન્તના મુખ્ય સ્થળે એક ત્રીજો દાક્તરી મુખ્ય અમલદાર નીમવાની દૃષ્ટિ સમિતિએ રાખી નથી. તેમનો એવો અભિપ્રાય છે કે બનતો સમન્વય સાધવા માટે, અને પ્રાન્તિક સરકારની નોકરીમાં જે ડૉકટરો હોય તેમની, ખર્ચમાં કર-કસર કરવાની દૃષ્ટિએ મદદ લઇને, સર્જન જનરલ અગર સિવિલ હૉસ્પિટલ્સના ઈન્સ્પેકટર જનરલ અગર ડાયરેક્ટર ઑફ પબ્લિક હેલ્થ પોતે કેળવણીના પ્રધાનના હાથ નીચે શાળાના મુખ્ય તબીબી ઇન્સ્પેક્ટરનું કામ કરી શકે. ઉપર જણાવેલા ત્રણ અમલદારોમાથી એક પોતે મુખ્ય તબીબી અમલદાર તરીકે કાર્ય કરે, અગર તેને માટે અલગ નિમણૂક કરવામાં આવે, એ પ્રત્યેક પ્રાન્તના સરકારની પોતાની મુનસફી ઉપર રાખવું.

(૫૦) સ્થાનિક શાળાની દાક્તરી તપાસની યોજનાની કાર્યક્ષમતા ઉપર સરકારી દેખરેખ રાખવા માટે જવાબદાર સ્થાનિક સંસ્થાઓને ગ્રાન્ટ આપવામાં ન્યાયની દૃષ્ટિ રાખવી એ સારો માર્ગ છે. કુલ ખર્ચના ઓછામાં ઓછા પચાસ ટકા જેટલી ગ્રાન્ટ મળવી જોઈએ.

(૫૧) પ્રાન્તિક અને જિલ્લાના મુખ્ય મથકે દેખરેખ રાખનાર અમલદારો વગેરેનું ખર્ચ પ્રાન્તિક ફંડમાંથી કરવું.

(૫૨) શાળામાં દાકતરી મદદનું સાહિત્ય રાખવું એ ખાસ અગત્યનું છે, આ કાર્ય માટે જે ડૉકટર નીમવામાં આવે તેને ઓછામાં ઓછો પાંચ વર્ષ સુધી ચાલુ રાખવો જોઈએ.

(૫૩) મોટાં શહેરોમાં આખા સમય માટેના શાળાને અંગેના ડૉકટરો નીમવા એ જરૂરનું છે, કારણ કે તો જ કાર્યક્ષમતા સચવાય છે આવા અમલદારોને ખાનગી ધંધો કરવાની રજા આપવી ન જોઇએ આ પ્રકારની યોજનામાં પ્રાથમિક અને માધ્યમિક બન્ને પ્રકારની શાળાઓનો સમાવેશ થવો જોઈએ, અને જે શાળા એ યોજનાનો લાભ લે તેને જ મંજૂર કરવી એવી શરત રાખવી જોઇએ.

(૫૪) બધી પ્રાથમિક શાળાનાં બાળકોને અને માધ્યમિક શાળામાંનાં શરૂઆતનાં ધોરણોનાં બાળકોને દાકતરી તપાસ અને દાકતરી સારવાર મફત મળવી જોઈએ.

(૫૫) માધ્યમિક શાળાઓમાં, ખાસ કરીને શહેરી વિસ્તારમાં, જે ફી રાખવામાં આવે તેમાં દાકતરી તપાસ અને દાકતરી સારવારના ખર્ચનો સમાવેશ થઈ જવો જોઈએ.

(૫૬) ગ્રામવિભાગો માટે શાળાની દાક્તરી તપાસ માટેની યોજના તૈયાર કરવામાં આવે તે અગાઉ તે પ્રદેશમાં દાક્તરી મદદ કેટલા પ્રમાણમાં મળે છે અને તેની પૂરતી કેવી રીતે થઇ શકે તે બાબતની બરાબર તપાસ કરવી જોઇએ.

(૫૭) આ પ્રકરણમાં જે મુદ્દા ચર્ચવામાં આવ્યા છે તેનો સંક્ષિપ્ત સારઃ–
(अ) બધા વિદ્યાર્થીઓની શારીરિક સ્થિતિ સારી રહે તેને માટે સંયુક્ત કમિટીએ જે ધોરણો નક્કી કર્યાં છે તે મુજબ યોજના થવી જોઈએ.
(आ) શાળાને અંગેની દાક્તરી મદદ, જેમાં બપોરના ખાવાનું ખર્ચ તથા ખાસ શાળાઓ વગેરેના ખર્ચનો સમાવેશ થાય છે, તે, બીજા દેશના એ જાતના ખર્ચ ઉપરથી અંદાજ બાંધીએ તો, શાળાના કુલ ખર્ચના દસ ટકા જેટલું થાય. રાષ્ટ્રીય પદ્ધતિની કેળવણીમાં આ ખર્ચ માટેની જોગવાઇનો, યોગ્ય સ્થળે વિચાર કરવામાં આવ્યો છે.

# પ્રકરણ નવમું

## ખોડખાંપણવાળાં અને મંદબુદ્ધિનાં બાળકોની કેળવણી

(૧) જે રાષ્ટ્રીય શિક્ષણની યોજનામાં પ્રત્યેક બાળકને તેના મનની શક્તિ અને વૃત્તિ મુજબ કેળવણી આપવાની વ્યવસ્થા હોય તેમાં, જે બાળકો ખામીવાળાં અગર મંદબુદ્ધિનાં ગણાય છે, તેમના શિક્ષણનો પણ વિચાર કરવામાં આવે જ એ સ્વાભાવિક રીતે ફલિત થાય છે. એ કોટિનાં બાળકોને માટે આ દેશમાં હજી સુધી છેક જ નહિજેવી વ્યવસ્થા કરવામાં આવી છે એટલે બીજા જે દેશોમાં એ ક્ષેત્રમાં ઘણું કામ કયારનું થયેલું છે તે દેશોના અનુભવમાંથી ઘણું અનુસરવામાં આવે તો લાભકારક થાય. કેળવણીમાં આગળ વધેલા દેશોમાં સ્વીકારવામાં આવ્યું છે કે મંદબુદ્ધિનાં બાળકો જેઓ તેમની જ ઉમરનાં બીજાં બાળકોની સાથે ચાલી શકે નહિ તેમના શિક્ષણ માટે વિશિષ્ટ પ્રકારની વ્યવસ્થા કરવી જોઇએ.

ખોડવાળાં અને મંદબુદ્ધિનાં બાળકોના મુખ્ય બે ભાગ પાડી શકાય :—

(૧) મન્દબુદ્ધિનાં

(૨) શારીરિક ખોડવાળાં

મન્દબુદ્ધિ એનો અર્થ સામાન્ય વ્યવહારમાં અને શાળાઓમાં એકસરખો થતો નથી. મન્દબુદ્ધિનાં બાળકોમાં બે જાતના ભેદ પાડી શકાય:

(૧) જેઓ સામાન્ય બુદ્ધિનાં બાળકો કરતાં જન્મથી જ ઓછી બુદ્ધિના હોય અને

(૨) કોઇ સંજોગોવશાત્ અગર અનિષ્ટ પરિસ્થિતિને લીધે અથવા તો કોઈ જાતની શારીરિક પીડાને પરિણામે કેટલાક સમય સુધી જેમનું મગજ નબળું પડી ગયું હોય.

જે બાળકો મન્દબુદ્ધિનાં હોય તેઓ સામાન્ય બુદ્ધિનાં બાળકો કરતાં એક વ્યક્તિ તરીકે-કોઈ જુદી કોટિનાં હોતાં નથી, જો કે સમાજની સ્થિતિ જેમ જેમ જટિલ વધારે થતી જાય છે તેમ તેમ સામાન્યબુદ્ધિ અને મંદબુદ્ધિ વચ્ચે અંતર વધતું જાય છે. બાળકો જે બુદ્ધિશક્તિ ધરાવે છે તેની ઉચ્ચતમ કોટિથી માંડીને છેક કનિષ્ટ કોટિ સુધીમાં પ્રત્યેક કોટિ અગમ્ય રીતે એકબીજામાં ભળી જાય છે– એકબીજા વચ્ચેનું અંતર અદૃશ્ય રીતે મળી જતું જણાય છે. જે બાળક શાળામાં મંદ માલૂમ પડયું હોય તે મોટી ઉમરે જીવનમાં નિષ્ફળ અગર નકામું નીવડે એમ હંમેશ બનતું નથી. એટલે બાળકોની બુદ્ધિશક્તિનું બરોબર ચોકસ રીતે વર્ગીકરણ કરવું શકય પણ નથી અને ઇચ્છવાજોગ પણ નથી. પ્રત્યેક વ્યક્તિગત

બાળકની બુદ્ધિશક્તિનો વિગતવાર અભ્યાસ કરવો જોઇએ, અને જે ખાસ કારણોને પરિણામે બાળકથી શાળામાં પ્રગતિ થઈ શકતી ન હોય તે કારણો શોધી કાઢવાના પ્રયત્ન થવા જોઇએ. પછાત બુદ્ધિશક્તિનાં બાળકોમાં બે પ્રકારનાં બાળકો જોવામાં આવે છે :—

(૧) જેઓ સમજવા તથા શીખવાનો પ્રયત્ન કરે છે

(૨) અને જેઓ એવો કોઈ પ્રયત્ન કરતાં નથી.

પહેલી કોટિનાં બાળકોની મંદબુદ્ધિનાં કારણ નીચે મુજબનાં હોઈ શકે :—

(अ) શિક્ષણની શરૂઆતમાં યોગ્ય માર્ગદર્શનનો અભાવ.

(आ) શિક્ષણની ખોટી પદ્ધતિ.

(इ) વખતોવખત બહારગામ જવાને કારણે અગર મંદવાડને કારણે ભણતરમાં વિક્ષેપ પડયો હોય.

(ई) ખાસ શારીરિક કે માનસિક નબળાઈ જેની એ શાસ્ત્રના નિષ્ણાતો જ ચિકિત્સા કરી શકે.

(उ) જ્ઞાનતંતુઓની નબળાઇ અગર પ્રકૃતિમાં કોઈ વિકાર.

બીજી કોટિનાં બાળકોની મંદબુદ્ધિનાં કારણો નીચે મુજબ હોઈ શકે :—

(अ) જોમ અગર કુદરતી જુસ્સાનો અભાવ.

(आ) પરિસ્થિતિની પ્રતિકૂળતા–દા. ત. ગૃહજીવન અને કુટુંબજીવનની અસંતોષકારક સ્થિતિ.

(इ) ઘરમાં અતિશય લાડ, અગર અતિશય સખ્તાઈ.

(ई) કોઈ શારીરિક ખોડ જે જાણવામાં આવી ન હોય.

(૨) જે ખોડ માત્ર અમુકસમયપૂરતી હોય અગર જે સુધરી શકે તેવી હોય તેને માટેના ઉપાય અને સારવાર શાળાના ડૉકટર કરી શકશે. તેમ છતાં, જે બાળકો ઉપર માત્ર થોડા સમય માટે, ખાસ વ્યક્તિગત લક્ષ આપવું પડશે, અને જે તે સમયને અંતે એમના સમોવડિયાં બાળકોની હરોળમાં આવી જશે, તેવાં બાળકોની પણ ઠીક ઠીક સંખ્યા દરેક શાળામાં હશે જ.

(उ) બાળકોની બુદ્ધિશક્તિ મંદ કેટલા પ્રમાણમાં છે તે માપવાનાં બહારનાં સાધનો યોજવાના પ્રયાસો અત્યારના જમાનામાં થાય છે. બુદ્ધિશક્તિનાં ધોરણ નક્કી કરી તે મુજબ પસંદગી કરતી વખતે યાદ રાખવું જોઇએ કે વ્યક્તિગત બાળકની મગજશક્તિ અને તેનાં જ્ઞાનતંતુઓની ઘટના એટલી બધી

જટિલ હોય છે, કે કોઇ સામાન્ય નિયમો કે સિદ્ધાન્તોથી તેનો ખુલાસો થઇ શકતો નથી તોપણ, 'બુદ્ધિમાપનની પદ્ધતિઓ' (Intelligence Tests) એ અત્યારે વિશ્વાસપાત્ર પદ્ધતિ ગણવામાં આવે છે, અને 'બુદ્ધિમાપનના ભાગાકારનો આંકડો' (I. Q. Intelligence Unit) અથવા 'માનસિક પ્રમાણ' (Mental Ratio) એ બાળકની શિક્ષણ ગ્રહણ કરવાની શક્તિનું એકંદરે સાચું માપદર્શન ગણવામાં આવે છે. પરન્તુ આ પદ્ધતિમાં અમૂર્ત (abstract) વિચારસરણી ઉપર વિશેષ ભાર મૂકવામાં આવતો હોવાથી તે મર્યાદિત પ્રમાણમાં વિશ્વાસ કરવા જેવી ગણાય, કારણ કે જે બાળકોના બુદ્ધિમાપનના ભાગાકારનો આંકડો ઊતરતી કક્ષાનો હોય, તેનામાં બીજા એવા કેટલાક ગુણો હોય છે કે તેથી તેઓ ઉપયોગી અને સ્વતંત્ર નાગરિક તરીકે સારી રીતે જીવન વ્યતીત કરી શકે.

બુદ્ધિમાપન-પદ્ધતિને ધોરણે મન્દબુદ્ધિવાળાં બાળકોને ત્રણ વિભાગમાં વહેંચી શકાય: (૧) જે બાળકોની બુદ્ધિમાપનની પદ્ધતિના ભાગાકારનો આંકડો (I. Q) ૮૫ અને ૭૦ની વચ્ચે આવતો હોય તે 'સ્થૂલ'બુદ્ધિનાં (Dull) બાળકો ગણાય, આ બાળકો શાળાના સામાન્ય અભ્યાસમાં સામાન્ય બુદ્ધિનાં બાળકો સાથે સમાન હરોળમાં આવી શકશે નહિ. કેળવણીની દૃષ્ટિએ તેઓ હંમેશ પછાત જ રહેવાનાં અને તેઓનો ઉપયોગી નાગરિક થવાનો આધાર તેઓની ભણવા સિવાયની બીજી શક્તિઓની પ્રગતિ ઉપર રહેવાનો. જેઓ આવાં 'સ્થૂલ' બુદ્ધિનાં છે તેઓ જવાબદારી ભરેલાં કામો મર્યાદિત હદ સુધી કરી શકશે, પરન્તુ તેમના ઉપર સહાનુભૂતિ ભરેલી દેખરેખ રાખવાની હંમેશ જરૂર પડશે. એમ કરવામાં આવશે તો જ તેઓ અમુક દરજ્જે કાર્યક્ષમ બની શકશે.

જે બાળકોની બુદ્ધિશક્તિની કસોટીમાં 'ભાગાકાર'નો આંકડો (I. Q.) ૭૦ની નીચે હશે તેમને સામાન્ય રીતે નબળી બુદ્ધિશક્તિનાં (Feeble-minded) કહેવામાં આવે છે. તેમને પણ સામાન્ય શાળાઓમાં રાખી શકાય. પરન્તુ તેમને સાદા પ્રત્યક્ષ પદાર્થો વિશે જ જ્ઞાન અને માહિતી આપવાની હશે. (૩) જેમના બુદ્ધિમાપનના 'ભાગાકાર'નો આંકડો (I. Q) ૫૫ થી નીચે જતો હોય, એટલે કે જેઓ લગભગ મગજશક્તિવિહીન હોય તેમને અત્યારની દુનિયામાં કોઇ સ્થાન જ નથી એટલે તેમની ઘરમાં અગર કોઈ સંસ્થામાં ખાસ વિશિષ્ટ પ્રકારની સારવાર અને સંભાળ થવી જોઇએ.

પશ્ચિમના દેશોમાં એવી ગણતરી કરવામાં આવી છે કે જેમના બુદ્ધિમાપનના 'ભાગાકાર'નો આંકડો (I. Q.) ૫૫થી નીચે હોય તેવાં બાળકો કુલ વસ્તીના

આશરે ૩ ટકા જેટલાં હોય છે. એ રીતે ગણતરી કરીએ તો બ્રિટિશ હિન્દમાં એ ત્રીજી જાતનાં છ અને ચૌદ વર્ષની વચ્ચેનાં ૧,૬૬,૩૦૫ બાળકોની વસ્તી છે. એ બાળકો નાનપણમાં કોઈ પણ શાળામાં ભણી શકશે નહિ, અને મોટાં થયે કોઇ પણ ધંધામાં ગોઠવી શકાશે નહિ. જો બીજા પ્રકારનાં બાળકોનું પ્રમાણ આશરે ૧ ટકા જેટલું ગણીએ, તો છ અને ચૌદ વર્ષ વચ્ચેની ઉમરનાં એવાં બાળકો હિન્દમાં ૫,૫૪,૩૫૦ હશે. પહેલા પ્રકારનાં સ્થૂલબુદ્ધિનાં બાળકોનું પ્રમાણ છ અને ચૌદ વર્ષની વચ્ચેનાં બાળકોમાં આશરે ૧૫ ટકા જેટલું ગણવામાં આવે છે; એટલે એ ગણતરીએ એ પ્રકારનાં ૮૩,૧૫,૨૫૦ બાળકો આપણા દેશમાં હશે

(૪) મંદબુદ્ધિનાં બાળકોને શાળામાં અલગ પાડીને જુદા વર્ગમાં રાખવાં એ માનસશાસ્ત્રની દૃષ્ટિએ તેમ જ બીજાં કેટલાંક કારણોસર સલાહભરેલું નથી. બુદ્ધિશક્તિ સિવાય બીજી ઘણી બાબતોમાં 'સ્થૂલ' બુદ્ધિનાં બાળકો સામાન્ય બુદ્ધિનાં બાળકો જેવાં જ ડાહ્યાં અને સમજુ હોય. સામાન્ય વર્ગીકરણ કરતી વખતે ચાલાક અને તીવ્રબુદ્ધિશક્તિવાળાં બાળકોથી 'સ્થૂલ' બુદ્ધિશક્તિનાં બાળકોને જુદાં પાડવાની કદાચ જરૂર પડે, છતાં તેમને દુનિયામાં આગળ જતાં વિવિધ પ્રકારની બુદ્ધિશક્તિવાળા માણસો સાથે રહેતા શીખવું પડશે, તેથી તેમના શાળાના સમસ્ત જીવન દરમિયાન તેમને તીવ્રબુદ્ધિશક્તિના તેમના ગોઠિયાઓ સાથે પૂરેપૂરી છૂટથી હળવાભળવાની, અને સામાન્ય રીતે બધાં બાળકોને જે જાતના કામમાં અને રમતગમતમાં આનંદ પડે છે તે બધીમાં તેમના ભાગીદાર બનવાની તક મળવી જોઇએ; એટલે જે મંદબુદ્ધિ બાળકોની બુદ્ધિશક્તિ એવી હોય કે તેમને કેળવણી આપી શકાય તેવાં સર્વ બાળકો કેળવણીના સર્વ સામાન્ય વિભાગમાં રહેવાં જોઈએ, જોકે તેમની કેટલીક ખાસ જરૂરિયાતો માટે વિશિષ્ટ વ્યવસ્થા કરવાની જરૂર પડશે. બીજા પ્રકારનાં બાળકો માટે આગળ ઉપર ખાસ શાળાઓ સ્થાપવાની જરૂર પડે.

(૫) દેશની ઉપયોગી સેવા કરવી અને પોતાનું જીવન સુખરૂપ બનાવવું એ કેળવણીનું ધ્યેય છે, તે સામાન્ય બાળકોને માટે જેટલું લાગુ પડે છે તેટલું જ મન્દબુદ્ધિવાળાં અને ખોડવાળાં છોકરા માટે પણ લાગુ પડે છે. પ્રત્યેક બાળકનાં સ્વભાવ અને મનોવૃત્તિનો અભ્યાસ કરવાથી શાળાને ખબર પડશે, કે તેમને કઈ અને કેવી ઉપયોગી ટેવો પાડવાની જરૂર છે, તેઓ કયા કામમાં પ્રવીણતા મેળવશે, કયા વિષયો પ્રત્યે તેમણે અભિરુચ કેળવવી જોઇએ અને શામાં તેમને ખાસ રસ પડે એવું છે, અને શાનું જ્ઞાન મેળવવાનો તેમણે પ્રયત્ન કરવો જોઇએ.

બાળકના ભણતરની અને ઉદ્યોગધંધાની ભાવી શક્તિઓને અનુકૂળ સંભાળપૂર્વક ગોઠવેલો અભ્યાસક્રમ રચવામાં આવશે, તો કોઈ નિશ્ચિત ધોરણોએ બાળક કાર્ય કરી શકશે. તે બાળકની પોતાની ભાવી શક્તિઓનો ખ્યાલ રાખીને તે બાળકની પ્રગતિનું માપ કરવું જોઇએ, બીજાં સામાન્ય બાળકોની શક્તિની સરખામણી કરીને નહિ. ટૂંકામાં, બાળકને સમજવું-તેની શકિતનો બરાબર સ્પષ્ટ ખ્યાલ હોવો એ, તેને શીખવવાના વિષયો અને તેમાં મળતી માહિતી કરતાં, વધારે અગત્યનું છે એવું જ્યારે સમજાશે ત્યારે જ શાળામાં પ્રત્યેક બાળક પોતાની શકિત મુજબની સફળતા મેળવી શકશે.

(૬) બૉર્ડ ઑફ એજ્યુકેશનના ચોપાનિયામાં [નં. ૧૧૨ પાનું ૫૦] જણાવ્યું છે કે મંદબુદ્ધિનાં અને ઓછી ગ્રાહકશકિતનાં બાળકોને વર્ગમાં સફળ શિક્ષણ આપતા શિક્ષકના કામને જોવાનો જેમને પ્રસંગ મળ્યો હશે, તેમને ખબર હોવી જ જોઇએ કે એ જાતના શિક્ષકમાં કયા ખાસ ગુણોની આવશ્યકતા છે. પહેલું તો એ શિક્ષક સ્પષ્ટ જણાવે છે કે બાળકોના સ્વભાવ અને વર્તનની તેને સંપૂર્ણ માહિતી છે; વ્યક્તિ તરીકે પ્રત્યેક બાળકમાં તેને રસ છે; તેમનામાં જે સુષુપ્ત શકિતઓ છે તે શોધી કાઢવાની તેને આવડત છે; અને તેમને પોતાના પ્રયત્નનું અને શ્રમનું ફળ ચોકસ મળવાનું છે એવો પોતાનો આત્મવિશ્વાસ એ બાળકોમાં પણ તે ઉત્પન્ન કરે છે; બાળકોને શું ખાસ આકર્ષે છે તેની તેને માહિતી છે; તેમને કેવું કામ સોંપવાથી તેઓ ખુશ અને સુખી રહે તથા ઊલટ-ભેર કામમાં મંડ્યા રહે, તે એ જાણે છે. જે કામ શરૂઆતમાં તેમને આકર્ષતું નથી તે ધીમે ધીમે આનંદજનક અને લાભદાયી કેવી રીતે બનાવવું તે એ જાણે છે; જે સંજોગો અથવા પરિસ્થિતિ અતિશય પ્રતિકૂળ જણાય તેને ઉપયોગી કેવી રીતે કરવી તે જાણે છે; તેમનું ધ્યાન બીજી કોઇ નિરર્થક ચીજ પ્રત્યે ગયું હોય ત્યારે તે પાછું યોગ્ય સ્થળે દોરવું કેવી રીતે તે એ જાણે છે; તે ઉદાર અને ખુલ્લા હૃદયનો છે; જ્યારે ધારેલી સફળતા ન મળે ત્યારે તે નિરાશ થતો નથી; તે જાતે આનંદી અને ઉત્સાહી રહે છે, અને પોતાના દૃષ્ટાન્તથી પોતાના વિદ્યાર્થી-માં પણ ઉત્સાહ અને આનંદ ઉત્પન્ન કરે છે; યુનિવર્સિટીની ડિગ્રી મેળવવામાં તેને ખાસ ઊંચું સ્થાન નહિ મળ્યું હોય, પરન્તુ તેનામાં વ્યવહારુ સામાન્ય બુદ્ધિ બહુ મોટા પ્રમાણમાં હોય છે, અને કોઈ અમુક પ્રકારની નૈસર્ગિક બક્ષિસ તેનામાં હોય છે જ—જેવી કે નાટ્યકળાની, સંગીતની, નૃત્યકળામાં, રમતગમતમાં અથવા હસ્ત-ઉદ્યોગમાં-એકંદરે તેને પુસ્તકિયા શિક્ષણ કરતાં વ્યવહારોપયોગી શિક્ષણમાં

વિશેષ રસ હોય છે; તે ચાલાક અગર હોશિયાર હોવાને બદલે શાણો અને ગૂંચવણમાંથી તત્કાળ માર્ગ શોધી કાઢવાની શક્તિવાળો હોય છે; અને અભ્યાસના વિષયો કરતાં અભ્યાસની યોજનાઓમાં તેમ જ એ બન્ને કરતાં પણ બાળકોમાં તેને વિશેષ રસ હોય છે."

ઉપર જણાવેલી લાયકાતવાળા શિક્ષકો મેળવવાનું કામ સહેલું નથી, પરંતુ સામાન્ય શિક્ષકોની પસંદગી અને તાલીમના પ્રશ્ન સાથે આવા શિક્ષકો શોધવાનો અને તેમને યોગ્ય તાલીમ આપવાનો પ્રશ્ન સંકળાયેલો છે. આ દેશમાં શિક્ષકના ધંધામાં પડેલામાંના ઘણા થોડાને મંદબુદ્ધિશક્તિવાળાં બાળકોને ભણાવવાનો લાંબો અનુભવ અગર આવડત હશે. મનુષ્યની બુદ્ધિશક્તિની ખીલવટના સામાન્ય સિદ્ધાન્તો અને નિયમોના જ્ઞાન સાથે બાળકોના વર્ગશિક્ષણનો પ્રત્યક્ષ અનુભવ હોવાની જરૂર છે. મંદબુદ્ધિનાં અગર ઓછી ગ્રાહકશક્તિનાં બાળકોના શિક્ષણની કોઈ વિશિષ્ટ પદ્ધતિના પ્રશ્ન પ્રત્યે આ દેશમાં અત્યાર સુધી બહુ ઓછું ધ્યાન આપવામાં આવ્યું છે. ટ્રેનિંગ કૉલેજોને આ પ્રશ્નનો પોતાની એકલાની જવાબદારી ઉપર બોજો ઉઠાવવો પડશે, કારણ કે એ કાર્યમાં માર્ગદર્શન અને સહાયતા માટે, બીજા પ્રગતિમાન દેશોની માફક નેશનલ ઇન્સ્ટિટયૂટ ઑફ ઇન્ડસ્ટ્રિયલ સાઈકૉલોજી, અગર ચાઇલ્ડ ગાઈડન્સ ક્લિનિકસ જેવી સંસ્થાઓનો આશરો તેમને મળવાની આશા નથી.

અત્યારે માનસિક રીતે અપંગ બાળકોની કેળવણી માટે હિન્દમાં માત્ર બે સંસ્થાઓ છે:

(૧) બોધના, ઝારગ્રામ–બંગાળા

(૨) બાળગૃહ–કુરસિઓંગ–બંગાળા

આમાંની પહેલી સંસ્થા હિન્દની બધી જ કોમોની જરૂરિયાત પૂરી પાડે છે. અને બીજી માત્ર યુરોપિયન તથા ઍંગ્લો-ઇન્ડિયન કોમનાં બાળકો માટે સ્થાપેલી છે.

(૭) શારીરિક રીતે અપંગ બાળકોના નીચે મુજબ વિભાગ પાડી શકાય:–

(૧) કોઈ ખાસ એકાદ ઇન્દ્રિયની ખોડવાળાં–જેમકે અંધ, બહેરાં, બહેરાં અને આંધળાં, બહેરાં અને મૂગાં વગેરે.

(૨) જેમને ફેફસાની, હૃદયની, નાકની ક્રિયામાં કોઈ પ્રકારનો રોગ અથવા ક્ષતિ હોય.

(૩) અને જેમની વાચા-બોલવાની શક્તિ–જીભ–ખામીવાળી હોય. સને

૧૯૩૧ના વસ્તીપત્રકમાં જણાવ્યા મુજબ શારીરિક રીતે અપંગ બાળકોની સંખ્યા નીચે મુજબ છેઃ—

| | | | |
|---|---|---|---|
| અંધ | ૧૭,૫૦,૦૦૦ | જન્મથી અગર જીવન પર્યંતની પગની ખોડવાળાં | આંકડો જણાયો નથી |
| મૂગાં બહેરાં | ૨,૦૦,૦૦૦ | છેક નાજુક શરીરવાળાં | ” ” |
| બહેરાં | ૬,૦૦,૦૦૦ | (અમુક સમય સુધીનાં ખોડવાળાં) | ” ” |
| | | વાણીની ખોડવાળાં | ” |

આવાં બાળકોના રોગોના તાત્કાલિક અસરકારક ઉપાયના અભાવે, હવાપાણી; રૂઢિઓ અને ઊંટ વૈદ્યને પરિણામે છેલ્લાં દશ વર્ષમાં આ સંખ્યા ઘણી વધી ગઈ હશે. ૧૯૪૧ ના વસ્તીપત્રકમાં, કમનસીબે, આ બાબતના આંકડાનો બિલકુલ ઉલ્લેખ કરવામાં આવેલો નથી.

(૮) સને ૧૯૩૧ ના વસ્તીપત્રકમાં બ્રિટિશ હિન્દમાં ( બ્રહ્મદેશ સિવાય ) અંધ માણસોની સંખ્યા ૪,૩૫,૦૭૮ જેટલી જણાવેલી છે. પરંતુ કેળવણી સંબંધી વિચાર કરીએ ત્યારે વસ્તીપત્રકનો આ આંકડો વિશ્વાસપાત્ર ગણી ન શકાય, કારણ કે આ દેશમાં આંધળાની સર્વસામાન્ય વ્યાખ્યા થયેલી નથી. ઈંગ્લેંડના બૉર્ડ ઑફ એજ્યુકેશને આપેલી વ્યાખ્યા સ્વીકારવામાં આવે એટલે કે “ જે કામમાં આંખની મદદ આવશ્યક હોય એવું કોઇપણ કરવાને અશક્ત એવી જાતનાં આંધળાં” એવી જો વ્યાખ્યા કરીએ, તો સને ૧૯૪૧માં હિન્દમાં અંધવસ્તીનો આંકડો નિષ્ણાતોના અભિપ્રાય પ્રમાણે આશરે ૨૦,૦૦,૦૦૦ થાય, તેમાં છથી ચૌદ વર્ષની ઉમર વચ્ચેનાં બાળકોની સંખ્યા ૪,૦૦,૦૦૦ જેટલી થાય.

આ પ્રશ્નનો ઉકેલ કરવા માટે અત્યાર સુધી જે કાંઈ જૂજબાજ પ્રયત્નો થયા છે તે ખાનગી પરોપકારી સંસ્થાઓ તરફથી કરવામાં આવ્યા છે. અત્યારે હિન્દમાં આ મહાભારત કાર્ય હિમ્મતભેર ઉપાડવાનું સાહસ કરનારી ૩૩ સંસ્થાઓ છે. આમાંની ૨૫ માત્ર અંધશાળાઓ છે, ૬ અંધ અને બહેરા માટે છે. એક સંસ્થા અનાથાશ્રમ સાથે જોડાયેલી છે અને એક લૂલાં લંગડાં માટે આશ્રયસ્થાન છે. એકંદરે તેમાં ૧,૧૫૬ અંધ મનુષ્યો છે–૯૯૮ પુરુષો અને ૧૫૮ સ્ત્રીઓ. આમાં ૯૮૭ બાળકો છે. આ ઉપરથી પ્રત્યક્ષ થશે કે આ દિશામાં હજી કેટલું બધું કાર્ય કરવાનું બાકી છે.

જો આ કાર્ય અસરકારક રીતે પાર પાડવું હોય, તો આ કાર્યમાં જે સેવા થાય છે, તે સર્વદેશીય અને વિસ્તારી વર્તુલવાળી હોવી જોઈએ. એક

વાત ખરી છે, કે બીજા દેશોમાં પણ અંધશાળાઓ વગેરે પ્રથમ ખાનગી પરોપકારી સંસ્થાઓ તરફથી શરૂ કરવામાં આવી હતી, અને જ્યારે એ ખાનગી સાહસ તરફથી કાંઇ પ્રગતિ થઈ ત્યાર પછી રાજ્યે તે કાર્ય ઉપાડી લીધું હશે. પરન્તુ આ દેશે એ બાબતમાં અત્યાર સુધી ઘણી રાહ જોઈ છે. અને હવે એ સમય આવી પહોંચ્યો છે કે જ્યારે દેશની સમસ્ત કેળવણીના પ્રશ્નની સાથે જ અપંગ (માનસિક તેમ જ શારીરિક રીતે) બાળકોની કેળવણીના પ્રશ્નની યોજના પણ રાજ્યે વિચારવી જોઈએ, જો કે ખાનગી પ્રયાસો હંમેશાં આવકારદાયક અને ઉત્તેજનને પાત્ર ગણવામાં આવશે. બૉર્ડે એવો અભિપ્રાય જણાવ્યો છે કે ગ્રેટબ્રિટનના અંધ માણસો માટેના કાયદાને ધોરણે અહીં પણ આંધળા માણસોના હિતને ખાતર એક સર્વદેશીય અને વિશાળ વર્તુલવાળો કાયદો થવો જોઈએ; એ કાયદામાં બીજી કલમો ઉપરાંત અંધ બાળકો માટે ફરજિયાત શિક્ષણની યોજના હોવી જોઇએ, તેમ જ નોકરીમાં રાખી શકાય તેવાં આંધળાં માટે ફરજિયાત ધંધાના શિક્ષણની સગવડ હોવી જોઈએ, અને જેઓ પોતાની કમાણીમાંથી ગુજરાન ન કરી શકે તેવાં માટે નાણાંની મદદની વ્યવસ્થા હોવી જોઇએ. આંધળાના શ્રેય માટે એક વ્યવસ્થિત અને અસરકારક હિલચાલ ઉપાડી લેવાની યોજના કરતાં પહેલાં, આખા દેશમાં આંધળાં માણસોની વસ્તીનો આંકડો બરાબર નક્કી કરવા માટે તેમનું વસ્તી-પત્રક જેમ બને તેમ જલદી થવું જોઇએ. તે ઉપરાન્ત હિન્દની બધી ભાષાઓને માટે એક સામાન્ય 'બ્રેઇલ (આંધળા માટેની લિપિ) કોડ' થવો જોઇએ. આ કાર્ય માટે કુદરતી જે મુશ્કેલીઓ રહેલી છે તે હઠાવવાના અત્યાર સુધીના પ્રયત્ન નિષ્ફળ ગયા છે; પણ ગયે વર્ષે બૉર્ડ તરફથી નિમાયેલી ખાસ સમિતિએ એક સર્વસામાન્ય બ્રેઇલ કોડ નક્કી કર્યો છે. એવી આશા રાખવામાં આવે છે કે એ કોડ હિન્દની બધી ભાષાઓની જરૂરિયાતો પૂરી પાડશે અને વખત જતાં તે સર્વસ્વીકાર્ય થશે. હજી એક મધ્યસ્થ છાપખાનું, તેમાં છેલ્લામાં છેલ્લી પદ્ધતિ મુજબના ઉપસાવેલા અક્ષરો (અગર ચિહ્નો) બનાવવાનું યંત્ર, અને શિક્ષણને લગતાં તમામ સાહિત્યો બનાવવાનું કારખાનું, તથા આખા હિન્દને ઉપયોગમાં આવે એવું પુસ્તકાલય એટલું કરવાનું બાકી છે.

આંધળાં માટે શિક્ષણની સગવડ ઉપરાન્ત, શિક્ષણ લીધેલાંને કામે લગાડવા માટે, દરેક પ્રાન્તમાં, એક સંરક્ષણખાતું હોવું જોઈએ, અને તે ઉપરાન્ત શિક્ષણની નવી નવી પદ્ધતિઓ શોધવા માટે, તથા શીખેલાંને જુદાંજુદાં કામે લગાડવાનાં ખાતાં શોધવા માટે એક સંશોધનખાતું હોવું જોઇએ. અંધશાળામાં કામ કરનારા શિક્ષકો

માટે ખાસ તાલીમી સંસ્થાઓની પણ જરૂર પડશે. આંધળાને જીવનમાં યોગ્ય માર્ગે ચડાવી દેવાના કાર્યમાં શાળાઓમાં દાકતરી મદદનું ખાતું બનશે એટલી મદદ કરશે. તેમ છતાં એને અંગેના બીજા ઘણા પ્રશ્નો એવા છે, જેવા કે અંધાપાનો અટકાવ, જાહેરમત કેળવવો, ભીખ માગવાની પ્રથા વગેરે—જે પ્રશ્નોનો રાજ્યે સોંપેલી અમુક સત્તાવાળી કોઈ અખિલ હિન્દ સંયુક્ત સંસ્થાથી જ નિવેડો લાવી શકાય. હિન્દી સરકારે હાલમાં સર કલુથા મૅકેન્ઝીની આ કાર્યનો અભ્યાસ કરવા માટે અને અંધ માણસોના કલ્યાણની સામાન્ય યોજના તૈયાર કરવા માટે નિમણૂક કરી છે એ સંતોષની વાત છે.

(૯) અત્યારે ચાલતી સંસ્થાઓમાં આંધળાઓના શિક્ષણ સાથે જ ભેગું ભેગું બહેરાં તથા મૂગાં, બહેરાં અને બીજાં શરીરે અપંગ એવાંને શિક્ષણ આપવાની યોજના કરવામાં આવેલી છે. આ બધાંની જરૂરિયાતો અલગ અને જુદી જ છે તેથી આ દરેક માટે પૃથક્ પૃથક્ સંસ્થાઓની વ્યવસ્થા થવી જોઈએ. જેઓ મૂગાં–બહેરાં હોય અને તદ્દન બહેરાં હોય તેમને બહેરાં માટેની શાળામાં શિક્ષણ અપાવું જોઇએ. જેઓ થોડાં બહેરાં હોય તેમને તેવી શાળામાં શિક્ષણ અપાવું જોઇએ, અગર તો કોઇ સામાન્ય શાળામાં તેમને આગલી હારમાં બેસાડી ભણાવવાં જોઇએ.

અત્યારે બહેરાં માટે ૩૫ શાળાઓ સ્થાપવામાં આવેલી છે અને તેમાં કુલ ૧,૩૧૩ બાળકો ભણે છે.

(૧૦) પશ્ચિમના દેશોમાં છેલ્લાં થોડાં વર્ષથી કેળવણી અને દાકતરી મદદના કાર્યક્ષેત્રમાં જે ખાસ નોંધ લેવા લાયક વિસ્તૃત કાર્ય કરવામાં આવે છે, તે જે બાળકો શારીરિક ખોડવાળાં એટલે કે લૂલાં (Criples) કહેવાય, તેમને કેળવણી આપવા માટેની યોજના છે. આ યોજનામાં જે પ્રગતિ થઈ રહી છે તે ખાસ લક્ષમાં લેવા જેવી છે. ઇંગ્લૅન્ડના બૉર્ડ ઑફ એજ્યુકેશનનો એવો અભિપ્રાય છે, કે જે બાળક રોગ અગર અકસ્માતથી અપંગ થઈ જાય અગર લૂલું થઈ જાય તેની સ્થિતિમાં સુધારો કરવા માટે, દાકતરી વિજ્ઞાનની મદદના સંબંધમાં ત્રણ મુખ્ય મુળભૂત વિચારો રહેલા છે:

(૧) તેના અંગની દુરસ્તી કરવી જોઈએ અને શરીરને બરાબર સીધું બનાવવું જોઇએ.

(૨) શરીરનાં જે અંગો સાજાં કરવામાં આવે તેને નિત્ય વ્યવહારના કાર્ય માટેની તૈયારીની ફરી તાલીમ આપવી જોઇએ.

(૩) અંગ દુરસ્તી માટે તેમ જ તેને ફરી તાલીમ આપી તૈયાર કરવા માટે શરીરના, મગજના, હાડકાના તેમ જ સ્નાયુઓનાં જીવંત શિરોગુચ્છ (tissues)ની જ નૈસર્ગિક શક્તિ હોય છે તેના ઉપર આધાર રાખવો જોઇએ.

જેમને પૂરતું પોષણતત્ત્વ ન મળ્યું હોય તેવા, ક્ષયરોગવાળાં અને હૃદય-રોગવાળાંના એક પ્રકારના અપંગ બાળકોની શારીરિક અપૂર્ણતા માત્ર થોડા સમયની હોય એટલે કે જીવનપર્યન્તની અપંગતાવાળાં ન હોય, તેમને નાજુક તબિયતવાળાં એવું નામ આપી શકાય. લૂલાંલંગડાંને માટે જે સગવડોની યોજના કરવામાં આવી હોય તે જ જાતની યોજના ઘણે ભાગે આવી નાજુક તબિયતવાળા માટે કરવી પડશે, તાજી અને ખુલ્લી હવાવાળા વર્ગોમાં આવાં બાળકોને શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવી એ કેળવણીના તથા દાક્તરી વિદ્યાના નિષ્ણાતોનો બતાવેલો ઉત્તમ માર્ગ છે. એ ખુલ્લી હવાવાળી શાળા આવા બાળકો માટે રમતગમતની જગ્યા તરીકે પણ વપરાશે. આ દેશની આબોહવાની દૃષ્ટિએ જે પ્રાંતોમાં ઉનાળામાં બહુ તાપ ન હોય અને શિયાળામાં બહુ ટાઢ ન હોય એવે સ્થળે એટલે કે દરિયાકાંઠે અગર થોડી ઊંચાઇવાળી શીતળ ટેકરીઓ ઉપર, આવી શાળાનાં મકાન બાંધવાં જોઈએ.

(૧૧) બાળકોને વાણીની ખામી કે વિવિધ પ્રકારની અસર હોય છે, અને તેનાં કારણો પણ અનેક જાતનાં હોય છે, તેથી વાણીની ખામીવાળાં બાળકોની સારવાર અને તેમના શિક્ષણનો પ્રશ્ન ઘણો મુશ્કેલ બનેલો છે. એવાં બાળકો મુખ્યત્વે કરીને બહેરાપણાને લીધે આવેલી ખામીવાળાં અને જેમની જીભ તોતડાય છે તેવાં બાળકો હોય છે. આ ખોડ વાણીગતિના કોઇ પ્રકારના અવરોધને કારણે હોય છે. અમેરિકામાં આ બાબતના આંકડા એકઠા કરતાં જણાવ્યું હતું કે દર હજારે નવ બાળકોની જીભ તોતડાય છે. અને એ દેશમાં પાંચ અને અઢાર વર્ષ વચ્ચેનાં દસ લાખ બાળકોને વાણીની એવી ખામીઓ હતી, કે તેમને ખાસ સાર-વાર અને તાલીમની જરૂર હતી. એવી ખામીવાળાં બાળકો આ દેશમાં પણ ઘણી મોટી સંખ્યામાં હશે એમાં શક નથી. એવાં બાળકોની સારવાર પૂરા સમયની ખાસ શાળાઓ (દિવસની અગર છાત્રાલયવાળી)માં અથવા તો વધારે સહેલાઈથી અને થોડા ખર્ચે શાળાના સમય પછી ખાસ વર્ગોમાં કરી શકાય. આમ કરવાથી તે બાળકો દિવસના ભાગમાં પોતપોતાના નિયમિત વર્ગોમાં અભ્યાસ કરી શકશે. આ કામ માટે ખાસ નિષ્ણાત શિક્ષકો રોકવા પડશે. અને તેઓએ પ્રત્યેક

બાળક ઉપર વ્યક્તિગત ધ્યાન આપવું પડશે. આ કાર્ય માટે માતાપિતાના સહકારની જરૂર પડશે.

(૧૨) આજના કેળવણીકાર પાસે બીજા એક પ્રકારનાં બાળકોનો પ્રશ્ન ઉપસ્થિત થયેલો છે. જે બાળકોની શારીરિક અને માનસિક ખોડ સહેલાઈથી કળી શકાય છે તેમની કેળવણી અને શિક્ષણનો પ્રશ્ન અત્યારના પ્રગતિમાન સમાજે ઉકેલવાનો પ્રયત્ન કેટલાંક વર્ષોથી કરવા માંડયો છે, પરંતુ જેમને 'ગુનેગાર' ગણવામાં આવે છે તેવાને પણ સામાજિક અન્યાયના ભોગ તરીકે અને સમાજના ચોકઠામાં બંધ-બેસતાં ન થનાર (Social misfits) તરીકે હવે ગણવામાં આવે છે. અને તેમને પણ કેળવણી આપીને સુધારી શકાય એમ માનવામાં આવે છે. એવાં બાળકોને સમાજથી અલગ કરવાને બદલે તેમને સુધારી સમાજમાં દાખલ કરવાનો પ્રશ્ન ઉપસ્થિત થયેલો છે. એમના કૃત્યનો બદલો વાળવાને બદલે તેમને યોગ્ય શિક્ષણ આપવા તરફ સુધરેલા સમાજની વૃત્તિ વિશેષ ઢળતી જાય છે. એટલે શિક્ષણની અદ્યતન રચના માટે, આ દેશમાં પણ, એવાં બાળકોને યોગ્ય તાલીમ આપવાની વ્યવસ્થા થવી જોઈએ, જેથી કરીને સમાજના વર્તુલમાં તેમનો સમાવેશ કરી શકાય. ફરજિયાત કેળવણી દાખલ કરવામાં આવે તો બધાં જ બાળકો કોઈ ને કોઇ ઉપયોગી પ્રવૃત્તિમાં શાળામાં જોડાયેલાં રહે, આવાં બાળકોના પ્રશ્નોનો પણ કેટલેક અંશે નિકાલ એની મેળે થઇ જશે. જે બાળકો ગુનેગારવૃત્તિનાં હશે, અગર અનિષ્ટ સમાજિક પરિસ્થિતિમાં પડેલાં હશે તેમના પ્રશ્નનો નિકાલ કરવા માટે રાજ્ય તરફથી બાળસંરક્ષણ ગૃહો (Child guidance Clinics) જેવી સંસ્થાઓ સ્થાપવામાં આવશે.

(૧૩) શારીરિક અગર માનસિક ખોડવળાં બાળકોની શાળા માટે જોઈતા શિક્ષકો, યોગ્ય અભ્યાસક્રમવાળી તાલીમી સંસ્થામાં દાખલ થવા માટેની ઓછામાં ઓછી ઉમર અને ઓછામાં ઓછી લાયકાતના પ્રશ્નનો બોર્ડે વિચાર કરેલો છે. બોર્ડનો એવો અભિપ્રાય છે કે પ્રાથમિક શાળાની તાલીમી શાળા માટે જે ધોરણ રાખવામાં આવ્યું છે તે જ આમાં પણ લાગુ પાડવું. પરંતુ ઉપર જણાવેલું છે તેની સાથે સંમત થઇ બોર્ડ આગ્રહપૂર્વક જણાવે છે કે, આ કાર્ય માટે ખાસ ભાવના અને મનોવૃત્તિવાળા માણસોને પસંદ કરીને દાખલ કરવા પડશે. બોર્ડ એની ભલામણ કરે છે કે અંધશાળા માટેના શિક્ષકોની તાલીમી શાળાનો અભ્યાસક્રમ જુદો હોવો જોઈએ અને એવી શાળાઓ માટેના શિક્ષકોને

તાલીમ આપવા માટે એક અખિલ હિંદ સંસ્થા સ્થાપન થવી જોઈએ. આ જ નિયમ બહેરાની શાળાના શિક્ષકોને લાગુ પડશે.

(૧૪) વર્ગની સંખ્યાની બાબતમાં બોર્ડનો એવો મત છે કે, જોકે સામાન્ય શાળાઓના વર્ગો કરતાં આ જાતની શાળાઓના વર્ગોમાં સંખ્યા ઘણી નાની રાખવી પડશે, તોપણ તેટલા જ કારણસર, વર્ગના ઓરડાનું ક્ષેત્રફળ ઓછું રાખવાનું એટલે કે ૪૦૦ ચોરસ ફૂટથી ઓછું રાખવાની જરૂર નથી. જે બાળકોને શારીરિક ખોડ હોય તેમને વર્ગમાં હરવાફરવા માટે વિશેષ મોકળાશ જોઈએ તથા તેમને માટે કેટલાક ખાસ રાચરચીલાની જરૂર પડશે, અને માનસિક ખામીવાળાં બાળકોના વર્ગોમાં હરવા ફરવાની મોકળાશ, વ્યવહારોપયોગી ઉદ્યોગધંધાનાં વિવિધ સાધનો, શિક્ષકને પ્રત્યેક બાળકનું વ્યક્તિગત નિરીક્ષણ કરવાની જરૂરિયાત એ બધા માટે વિશેષ જગ્યાની જરૂર પડશે. શાળાની વિશિષ્ટ જરૂરિયાતના પ્રમાણમાં વિશિષ્ટ પ્રકારનાં મકાનની યોજના કરવી પડશે, અને આ દેશની પરિસ્થિતિ અને આવશ્યકતાઓને યોગ્ય બધી સગવડો પૂરી પાડતા અગાઉ કેટલાક પ્રયોગો પણ કરવાની જરૂર પડે એ સંભવિત છે.

સામાન્ય શાળાઓ કરતાં આવી ખાસ સગવડોવાળી શાળાઓનું ખર્ચ વધારે થશે, અને જે જે વિવિધ પ્રકારની શાળા હશે તેની જરૂરિયાતો પ્રમાણે વિવિધ પ્રકારનું ખર્ચ થશે. ખાસ પ્રકારના શિક્ષકો અને બીજી મદદની વ્યવસ્થા, ખાસ જાતનાં મકાનો અને ખાસ રાચરચીલું તથા સાહિત્યો, તાલીમ માટે વિશેષ ખર્ચ, અને કેટલીક જગ્યાએ શિક્ષકોને ખાસ વધારે પગાર એ બધું મળીને શિક્ષણની આ વિશિષ્ટ પ્રકારની સંસ્થાઓનો ખર્ચ વધારે થશે. એવો પ્રશ્ન ઉઠાવવામાં કદાચ આવે, કે હિન્દ જેવો ગરીબ દેશ આવું ખાસ શાળાઓનું મોટું ખર્ચ ઉપાડી શકે અગર ઉપાડવું જોઈએ? આ જાતના ખર્ચના પ્રમાણમાં દેશને બદલો કેટલો મળવાનો? આનો ઉત્તર એ આપી શકાય કે સમગ્ર રાષ્ટ્રની કેળવણીની યોજના, જેમાં આખા દેશની વસ્તીનો વિચાર કરવામાં આવ્યો હોય તેમાં, જેઓ પોતાના કાંઈ પણ દોષ વગર, સંજોગવશાત્, અમુક કમનસીબ પરિસ્થિતિમાં આવી પડયા હોય તેના શિક્ષણ મેળવવાના હક પ્રત્યે દુર્લક્ષ થઈ શકે જ નહિ વળી તે ઉપરાન્ત આવાં બાળકોના શિક્ષણ પાછળ ખર્ચેલા નાણાંનો એક બીજી રીતે બદલો વળી જાય એવું બને. આવાં બાળકોમાંના ઘણાં કોઈ યોગ્ય ઉદ્યોગધંધામાં રોકાઈ જઈ પોતાનું ગુજરાન કરી લેતાં થવાથી સમાજની અગર ખાનગી દયાદાનની સખાવત ઉપર બોજારૂપ થતાં બંધ થશે.

આ આખા પ્રશ્ન ઉપર બોર્ડે પૂરો વિચાર કરેલો છે, અને સને ૧૯૩૬માં બોર્ડે એવી ભલામણ કરી હતી કે મંદબુદ્ધિનાં અને ખોડવાળાં બાળકોના શિક્ષણ પ્રત્યે ઉપેક્ષા ન કરવી જોઈએ, અને પોતપોતાના પ્રાન્તમાં એ બાબતમાં શી સ્થિતિ છે તેનો રિપોર્ટ કરવાની પ્રાન્તિક સરકારને તેમણે માગણી કરી હતી. પ્રાન્તો તરફથી, સામાન્ય રીતે, એવો જવાબ મળ્યો હતો, કે જે નાણાં મળી શકે તે સામાન્ય બાળકોની કેળવણીમાં ખર્ચાવાં જોઈએ. આમ છતાં બોર્ડે આ બાબત ગયે વર્ષે ફરી હાથ ધરી હતી. તે વખતે તેમણે પોતાનો અગાઉનો અભિપ્રાય ફરી દર્શાવ્યો હતો કે શારીરિક અગર માનસિક ખોડવાળાં બાળકોના શિક્ષણની સગવડ કરવી એ રાજ્યની એક ફરજ છે. અને કેળવણીખાતાએ એ પ્રશ્ન તાત્કાલિક અને અગત્યનો ગણી તેનું નિરાકરણ કરવું જોઈએ. બોર્ડે, તે ઉપરાન્ત એવી ભલામણ કરી હતી કે પ્રાન્તો, સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ અને મોટાં દેશી રાજ્યોએ પોતપોતાના પ્રદેશમાં શારીરિક અને માનસિક ખોડ-વાળાં શાળામાં જવાની ઉમરનાં બાળકોની સંખ્યાની તપાસ કરવી જોઈએ, કારણ કે એનો ચોક્કસ આંકડો મળ્યા સિવાય કોઈ જાતની યોજના થઈ શકે નહિ. હવે એવો સમય આવ્યો છે કે આ બાબતનો સક્રિય અમલ રાજ્ય મુલતવી રાખી શકે નહિ. નાણાંભીડના સમયમાં માત્ર સામાન્ય બાળકોના શિક્ષણ માટેની જ સગવડ કરવાનું ધોરણ સ્વીકારવાનું કદાચ વાજબી ગણી શકાય, પરન્તુ વિશાળ સર્વદેશીય કેળવણીની યોજનાનો અત્યારે વિચાર કરવામાં આવે છે, તેવે સમયે ઉપર જણાવેલાં ખોડવાળાં બાળકોના શિક્ષણના પ્રશ્ન પ્રત્યે હવે ઉપેક્ષા રાખી શકાય તેમ નથી.

(૧૫) આ પ્રકરણમાં ચર્ચાયેલા મુદ્દાનો સાર:—

(अ) શારીરિક અગર માનસિક ખોડવાળાં બાળકોના શિક્ષણનો પ્રશ્ન એ સમસ્ત રાષ્ટ્રના શિક્ષણના પ્રશ્નનું અગત્યનું અંગ ગણાવું જોઈએ, અને તેની વ્યવસ્થા કેળવણીખાતાએ કરવી જોઈએ.

(आ) અત્યાર સુધી, હિન્દમાં, સરકારે આ પ્રશ્ન પ્રત્યે કેવળ દુર્લક્ષ સેવ્યું છે. અત્યાર સુધી જે થયું છે તે ખાનગી પરોપકારી સંસ્થાઓ તરફથી થયું છે.

(इ) જ્યાં બને ત્યાં આવાં બાળકોને સામાન્ય બાળકોથી અલગ ન પાડી-દેવાં જોઈએ. જ્યારે એમના શારીરિક કે માનસિક ખોડ એમને અલગ પાડવા જેટલી હદ સુધીની હોય ત્યારે જ તેમને ખાસ શાળાઓમાં કે ખાસ સંસ્થાઓમાં

મોકલવાં જોઇએ. થોડીઘણી ખામીવાળાં બાળકો પ્રત્યે સામાન્ય શાળાઓમાં જ વિશેષ ધ્યાન આપવું જોઈએ.

(ई) અંધ અને બહેરાં બાળકો માટે ખાસ પ્રકારની શાળાઓની જરૂર છે. અને તેમને માટે ખાસ કેળવાયેલા શિક્ષકો પણ જોઇશે. એવી શાળાઓ માટે જોઈતા શિક્ષકો પૂરા પાડવા માટે તેમને તાલીમ આપનારી આખા દેશની એક મધ્યસ્થ સંસ્થા હોય તો વધારે સારું.

(उ) જ્યાં બને ત્યાં, ખોડવાળાં બાળકોને, ગુજરાન માટે ઉપયોગમાં આવે એવા ધંધાનું શિક્ષણ આપવું જોઇએ, અને તેમને માટે નોકરી ધંધો મેળવવાની સગવડ પણ કરી આપવી જોઇએ. એવાં બાળકોને શિક્ષણ મળ્યા પછી સંભાળ રાખવાનું કાર્ય અગત્યનું છે.

(ऊ) આવાં બાળકોની સંખ્યાનો ચોક્કસ આંકડો મળી શકયો ન હોવાથી એમને માટેની શાળા વગેરેના ખર્ચનો અંદાજ કાઢવો મુશ્કેલ છે. બેઝિક અને હાઇસ્કૂલોમાં કુલ ખર્ચના દસ ટકા જેટલી રકમ ખાસ કેળવણી માટે અલગ કાઢવામાં આવી છે, અને એવી આશા રાખવામાં આવી છે કે એટલાં નાણાં આ કાર્ય માટે પૂરતાં થશે.

# પ્રકરણ દસમું

## આનંદપ્રમોદની અને સમાજસેવાની તાલીમની પ્રવૃત્તિઓ

(૧) હાલ થોડાં વર્ષોથી એક વાતની બધાંને ખાતરી થતી જાય છે, કે માનસિક, નૈતિક અને શારીરિક શિક્ષણનું અમુક પ્રમાણમાં વિદ્યાર્થીઓને ઇન્જેક્શન આપવું એનું નામ કેળવણી નથી, પરન્તુ સામાજિક પરિસ્થિતિ અને સંજોગોમાં પોતાની જાતને બંધબેસતી કરવાની શક્તિ જેથી પ્રાપ્ત થાય તેવી તાલીમ આપવી તેનું નામ સાચી કેળવણી છે. તેથી, શાળા અને કોલેજ સમયના જીવનનો અગત્યનો હેતુ એ હોવો જોઇએ કે વર્ગમાં તેમ જ વર્ગની બહાર સામાજિક કાર્ય માટે તેમ જ નાગરિક તરીકેની ફરજ બજાવવાની તાલીમ પ્રાપ્ત કરવાની તક મળી શકે. આ હેતુ સિદ્ધ થવાનો એક માર્ગ એ છે કે શાળામાં આનંદપ્રમોદ-રમતગમત અને સામાજિક સેવાના કાર્યોની સગવડ અને વ્યવસ્થા થવી જોઈએ. ભૂતકાળમાં, આ જાતની વ્યવસ્થા શિક્ષકોની મદદ વગર જ કરવામાં આવતી હતી, એટલે એ બધાં કાર્યો સ્પષ્ટ રીતે અભ્યાસક્રમની બહારનાં જ ગણવામાં આવતાં હતાં. હાલ થોડાં વર્ષથી એ બધી પ્રવૃત્તિઓને અભ્યાસક્રમમાં અગત્યનું સ્થાન આપવામાં આવ્યું છે, અને એ પ્રવૃત્તિઓમાં શિક્ષકનો સહકાર અને માર્ગદર્શન તથા સહાયતાની જરૂર પડે છે.

આ જાતની પ્રવૃત્તિઓથી, પ્રત્યેક બાળકના મનમાં જે ઊર્મિઓ અને મહત્વાકાંક્ષાઓ સ્વાભાવિક રીતે હોય છે જ તે સંતોષાવાનું મૂલ્યવાન સાધન મળી રહે છે. એ સ્વાભાવિક વૃત્તિઓમાં સમૂહમાં રહેવાની વૃત્તિ, વફાદારી, સહાનુભૂતિની વૃત્તિ, જિજ્ઞાસાવૃત્તિ, અનુકરણ કરવાની વૃત્તિ અને બીજાની પ્રશંસા અગર શાબાસી મેળવવાની વૃત્તિ એ ગણાવી શકાય. બાળક જન્મથી સમાજમાં રહેવાની લાયકાતવાળું હોતું નથી, અને તેની કેળવણીનાં શરૂઆતનાં વર્ષોમાં તેને ખાસ ખ્યાલ આપવાની જરૂર પડે છે કે તે એક મોટા વિશાળ સમાજનું અંગ છે, અને પોતાની વ્યક્તિ ઉપરાંત બીજી ઘણી વ્યક્તિઓ છે જેની તેનાથી અવગણના થઇ શકે તેમ નથી. રમતગમત અને આનંદપ્રમોદની પ્રવૃત્તિઓમાં એવા પ્રસંગો સ્વાભાવિક રીતે ઉપસ્થિત થાય છે, જેથી વર્ગમાં ન શીખી શકાય એવી કેટલીક બાબતો બાળક તેના સુષુપ્ત માનસમાં ગ્રહણ કરી લે છે; જેવી કે વિચાર અને ક્રિયામાં સહકારથી અને સંઘબળથી કાર્ય કરવાની વૃત્તિ, નેતાગિરીની લાયકાત,

કોઇ પ્રવૃત્તિ પોતાને માથે લઇ શરૂ કરવાની આવડત, મુશ્કેલીને પ્રસંગે તત્કાળ ઉપાય સૂઝી આવે એવી શકિત (Resourcefulness) વગેરે ગુણો અભ્યાસક્રમના વિષયોના ભણતરથી પ્રાપ્ત થતા નથી, પરન્તુ રમતગમતની અને આનંદપ્રમોદની પ્રવૃત્તિઓ આ ગુણો પ્રાપ્ત કરવા માટે વિશાળ ક્ષેત્ર પૂરું પાડે છે, તે ઉપરાંત, જ્યારે છોકરા અગર છોકરીઓ પોતાની ઉમરનાં અને તેમના જેટલી જ બુદ્ધિ અને આદર્શોવાળાં બીજાં છોકરાં સાથે પ્રવૃત્તિમાં રોકાયેલાં હોય છે, ત્યારે જે અનુભવ મળે છે તે, ચોપડીઓના વાંચનથી મળેલા અનુભવ કરતાં વધારે ચિરસ્થાયી અને ઉપયોગી હોય છે. વળી, જે બાળકો બીજાં કરતાં જુદી જ પ્રકૃતિનાં હોય, અગર જેમની કોઇ વિશિષ્ટ શક્તિઓ હોય, તેમને આ વિશાળ ક્ષેત્રમાં પોતાની શકિતઓના વિકાસ માટે અને તેને અમલમાં મૂકવા યોગ્ય કાર્યક્ષેત્ર મળી રહેશે.

(૨) રમતગમત અને આનંદપ્રમોદની જરૂર માત્ર શાળામાં ભણતાં બાળકોને જ હોય છે એમ નથી. દરેક માણસને, તે ગમે તે વયનો હોય તોપણ એની જરૂર પડે છે. આ કારણને લીધે, કોઈપણ રાષ્ટ્રીય શિક્ષણની યોજનામાં ભિન્નભિન્ન જાતની રમતગમતની અને સામાજિક સેવાના કાર્યની ગોઠવણ બધાં માટે કરવી જોઇએ. કોઇ પણ પ્રવૃત્તિની યોજના કરતી વખતે સ્થાનિક પરિસ્થિતિનો વિચાર કરવો જોઇએ. ત્રણ સ્થિતિનાં માણસો માટેની જરૂરિયાતોની વ્યવસ્થા થવી જોઇએ:—

(૧) શાળા અને કૉલેજોમાં ભણનારાં માટે,

(૨) જેઓએ શાળા છોડી હોય તેવાં મોટી ઉમરનાં માણસો માટે,

(૩) સામાન્ય રીતે સમાજ સેવાના કાર્ય માટે.

(૩) શાળા અને પાઠશાળામાં ભણનારા માટેની પ્રવૃત્તિઓની બાબતમાં વિશેષ ધ્યાન આ પ્રકરણમાં આપવામાં આવ્યું છે. અભ્યાસક્રમમાં આ પ્રવૃત્તિઓને ઉત્તરોત્તર વધતું જતું સ્થાન આપવામાં આવતું જાય છે. અને બીજા દેશોની માફક હિંદુસ્તાનમાં પણ એ પ્રવૃત્તિઓને પૂરા સમયની તાલીમ આપવાના વિષયોનું સ્થાન પ્રાપ્ત થશે એવી આશા વાજબી રીતે રાખી શકાય. આ સંબંધી સામાન્ય રીતે પ્રવર્તતી સ્થિતિ વિશે અને તેમાં કેવી રીતે કામ કરવું તે વિશે આ પ્રકરણમાં સંક્ષિપ્ત ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

બેઝિક કેળવણીના શરૂઆતના સમયમાં, જે બાળકોની સામાજિક વૃત્તિ બહુ થોડા પ્રમાણમાં ખીલેલી હોય છે, તે રમતગમતમાં વિશેષ બળ

અગર શ્રમ પડે તેવી રમતોમાં ભાગ લઈ શકે એવી તેમની શારીરિક શક્તિ હોતી નથી, તેમ જ સમૂહ રમતોમાં ઉત્સાહથી રસ લે એવી સામાજિક વૃત્તિ તેમની જાગ્રત થઈ હોતી નથી. બાગકામ, લોકનૃત્ય, સ્વીડીશ ડ્રિલ અને કસરતની બીજી ક્રિયાઓ, જુનિયર રેડક્રોસની રમતો, અભિનય કળા, કબ્ઝ અને બ્લૂબર્ડ્ઝ, [સ્કાઉટિંગનો એક વર્ગ] ઘરમાં અને બહાર રમવાની રમતો, કસરત, પર્યટન, બાળકોને યોગ્ય ખાસ 'હોબિઝ' (ખાસ શોખની પ્રવૃત્તિ)–આ બધું અગિયાર કે બાર વર્ષ સુધીનાં બાળકો માટે સૌથી વિશેષ યોગ્ય ગણાય. બાર તેર વર્ષે કેટલીક સમાજિક વૃત્તિઓ ઉત્પન્ન થવાનું શરૂ થાય છે. તેથી સમૂહની અને સંઘપ્રવૃત્તિઓ શરૂ કરવાનો એ યોગ્ય સમય ગણાય. આ ઉમરનાં બાળકો માટે વાદવિવાદનાં મંડળ ( Debating societies ). નાટ્ય, વ્યવસ્થિત રમતો, જુદીજુદી શાળાઓ વચ્ચે હરીફાઇ વગેરેની વ્યવસ્થા કરવી જોઈએ, ગ્રામ-પ્રદેશમા ખેડુતોની મંડળીઓની યોજનાથી ત્યાંના યુવકોમાં ઉત્સાહ પ્રેરી શકાય.

ઉપર જણાવેલી પ્રવૃત્તિ ઉપરાંત, દેશના જુદા જુદા ભાગમાં ઘણી જાતની દેશી રમતો એવી છે કે, જેની આનંદ પ્રમોદનાં સાધન માટેની યોગ્યતા વિશે તપાસ થવાની જરૂર છે.

(૪) વિદ્યાર્થી હાઇસ્કૂલમાં વિદ્યાભ્યાસ પૂરો કરી યુનિવર્સિટીમાં પ્રવેશ કરે છે, ત્યારે જે જનસમાજમાં તે હરેફરે છે તે વિશે તે વિશેષ સભાન બને છે. બાલવીર (બોય સ્કાઉટ) ગર્લગાઈડ અને એવી બીજી હિલચાલો, જૂનિયર રેડક્રોસ ગ્રૂપ્સ, સંવાદ મંડળો અને નાટક મંડળો, સહકારી સમિતિઓ, ગ્રામોદ્ધાર મંડળો આ બધાથી તેની નિત્યની રમતગમતો ઉપરાંત, તેની હાઇસ્કૂલની કારકિર્દી દરમિયાન, તેને ઘણે ભાગે સંતોષ મળી શકશે. પરન્તુ તે પછી તેને આના કરતાં વધારે ઊંચી કોટિનાં સાધનોની જરૂર જણાશે. તે ઉપરાંત જેમ જેમ એમની સામાજિક સભાનતા વિશેષ જાગ્રત થતી જશે, તેમતેમ પોતાના લાભની પ્રવૃત્તિઓ કરતાં બીજાના કલ્યાણની વૃત્તિઓમાં તેને વધારે રસ પડતો જશે. બાળક પુખ્ત વયનો થવા માંડે ત્યારથી જ સામાજિક સેવાનો ખ્યાલ તેના મનમાં ઉદ્ભૂત કરવો જોઈએ.

મનોરંજન અને શારીરિક શક્તિઓને સચેતન રાખવા માટેની પ્રવૃત્તિઓની વ્યવસ્થા અને યોગ્ય અમલ માટે મોટાં વિશાળ રમતગમતનાં મેદાનો અને અખાડાઓ હોવાની જરૂર છે. આના સંબંધમાં શાળાનાં મકાનો સંબંધી બૉર્ડની કમિટીના રિપોર્ટમાં, દરેક પ્રકારની શાળા માટે આવાં મેદાનો કેવી જાતનાં હોવાં

જોઈએ તેને વિશે જે ઉલ્લેખ કરેલો છે તે વાંચી તેમાંની સૂચનાઓ ધ્યાનમાં લેવી જોઇએ.

(૫) ચૌદથી વીસ વર્ષની ઉમરના તરુણો, જેઓ નિશાળે પૂરતો સમય ભણવા જતા નથી, તેમનાં આનંદપ્રમોદ અને શારીરિક શક્તિઓને સચેતન રાખવા માટેની સગવડોની અનુકૂળતા અને એવી સંસ્થાઓના સંચલનમાં જે મોટી પ્રગતિ અને વિસ્તાર સુધરેલા દેશોમાં કેળવણીની પ્રગતિ ને અંગે હાલમાં થઈ રહેલો છે તે બહુ ધ્યાન ખેંચે એવો છે. જે તરુણો શાળાના ચિસ્તની હકુમત-માં નથી, અને જેમના નવા અનુભવ જીવનના ગૂંચવણભરેલા પ્રશ્નો અને પ્રલોભનો, જેને વિશે તેઓ શાળામાં હતા ત્યારે સંતોષપૂર્વક વિચાર કરવાનું અને ઉકેલ કરવાનું અશકય હતું, તેવા તરુણોના જીવનપ્રશ્નોના નિકાલ પ્રત્યે કેળવણી-કારોનું અને સમાજસેવકોનું ધ્યાન દોરાયેલું છે નૈતિક પ્રશ્નો ઉપરાંત આર્થિક પ્રશ્નો પણ વિચારવાના છે, કારણ કે એ ઉમરના તરુણોને નોકરી–ધંધાની સ્થિરતા નથી હોતી અને તેમને સારી સલાહની જરૂર હોય છે. આ ઉપરાંત તેમને આનંદી રાખવાની અને તેમના શરીરનું તથા મનનું સ્વાસ્થ્ય જાળવવાની જરૂર છે. પ્રગતિ-માન વિચાર ધરાવનારા ઉદ્યોગપતિઓને હવે ખાસ જણાતું જાય છે, કે તરુણ કામદારોની આ બધી જરૂરિયાતો પૂરી પાડવી એ તેમના પોતાના તેમ જ તરુણોના લાભની બાબત છે. પરંતુ તેઓને આ બાબતનું પૂરું જ્ઞાન ન હોવાને કારણે તેમના આ દિશાના અનઘડ પ્રયત્નો, ખાસ કરીને આ દેશમાં, આ આખા પ્રશ્નનો સંતોષકારક નિવેડો લાવી શકે તેમ નથી.

શાળાઓમાં અભ્યાસ છોડેલા તરુણો માટે અભ્યાસ ચાલુ રાખવા માટેની દિવસની શાળાઓ ( Day Continuation Schools )ની તરફેણમાં મુખ્ય દલીલ એ કરવામાં આવે છે કે એવી શાળાઓ ઇષ્ટ પરિણામ મોટે ભાગે લાવી શકશે; પરંતુ એમ થઈ શકતું હોય તોપણ કોઈપણ છોકરા કે છોકરીના શાળા છોડવાના સમયથી તે સમાજના પુખ્ત વયના નાગરિક તરીકે તેની ગણના થાય તેટલી ઉમર સુધીના સમય સુધીની સંપૂર્ણ કેળવણી તો એવી શાળાઓ આપી શકે જ નહિ. તે ઉપરાંત શિક્ષણ સિવાયની બીજી બધી ઇષ્ટ પ્રવૃત્તિઓની સગવડ પણ આવી સંસ્થાઓ આપી શકે નહિ. ખાસ કરીને આનંદપ્રમોદ અને રમતગમતની સગવડો તો નજ કરી શકે. યુવાન માણસોની રમતગમતની વ્યવસ્થા અને સંચલન સત્તા ધરાવનાર વ્યક્તિઓના કે સંસ્થાના સંપૂર્ણ તાબામાં હોય એ ઇચ્છવા જેવું નથી. જે હેતુસર આ રમતગમતની યોજના રાખવામાં આવી છે, તે સિદ્ધ કરવા માટે

બહુ કડક નહિ એવી યોજનાની જરૂર છે. અને એ યોજના તે હાલમાં જાણીતી થયેલી યુવકસંઘની પ્રવૃત્તિ ( youth-movement ) છે. ઇંગ્લેંડમાં આ પ્રવૃત્તિએ ખૂબ સુદૃઢ રીતે મૂળ રોપેલાં છે. એ પ્રવૃત્તિનો મુખ્ય અને સૌથી અગત્યનો ઉદ્દેશ તે પોતાના મંડળના સભ્યોની તંદુરસ્તી, સુખ સગવડ અને બધી દિશાની કાર્યક્ષમતાની વૃદ્ધિ કરવાનો છે. જે જે બીજાં સેવાભાવી મંડળો અને સંસ્થાઓ પ્રવૃત્તિને અનુકૂળ ઉદ્દેશ ધરાવતાં હોય તેને ઉથલાવી પાડવાનો નહિ પણ તેનો સહકાર કરવાનો અને સહાયતા મોકલવાનો તથા તેની ત્રુટિઓ અને ઊણપો પૂરી કરવાનો આ પ્રવૃત્તિનો હેતુ છે. શાળાઓ છોડેલા યુવકોના સંપર્કમાં રહીને તેમને આરોગ્યપ્રદ રમત ગમત અને આનંદપ્રમોદનાં સાધનો પૂરાં પડે છે કે નહિ તે જોવાનો અને એ અધકચરી ઉમરે કોઇ જાતની ઠોકર ખાઇ ન બેસે અગર જીવનના કોઇ ગૂંચવણ ભરેલા પ્રશ્નનો ઉકેલ કરતાં ખાડામાં ન પડી જાય તે માટે તટસ્થ અને કેવળ નિઃસ્વાર્થ રીતે સાચી અને પ્રામાણિક સલાહ આપવાનો આ પ્રવૃત્તિનો મુખ્ય હેતુ છે. અમેરિકામાં પણ આ પ્રવૃત્તિ પગભર થતી જાય છે. ત્યાં સામાન્ય રીતે લોકમત એવો છે કે શાળાનું ફરજિયાત શિક્ષણ પૂરું થયા પછી પણ શાળા છોડનારને નાગરિક-શિક્ષણ આપવાની આવશ્યકતા રહે છે. એટલે આ પ્રશ્ન છોકરા-છોકરીઓને માત્ર લાલચથી દૂર રાખવાનો જ નથી પણ તેના કરતાં ઘણો વિશાળ છે.

(૬) હિન્દમાં ૧૪ થી ૨૦ વર્ષની વચ્ચેના ઉમરનાં ૩૨૦,૦૦૦,૦૦૦ યુવક યુવતીઓ છે. આટલા મોટા સમૂહનો વિચાર કરવાનો પ્રશ્ન બહુ મુશ્કેલ છે. યંગમેન્સ ક્રિશ્ચિયન એસોસીયેશન, યંગ વિમેન્સ ક્રિશ્ચિયન એસોસીયેશન, બોય સ્કાઉટ, ગર્લ ગાઇડ્સ પ્રવૃત્તિઓ, હિન્દુસ્તાન સ્કાઉટ્સ અને તેની સાથે જોડાયેલી ગર્લ સ્કાઉટની સંસ્થા, રામકૃષ્ણ મિશન એ બધી સંસ્થાઓ ઘણી કીમતી સેવા બજાવે છે તે સંપૂર્ણ રીતે સ્વીકારવા છતાં, જે અતિ વિશાળ સંખ્યાના યુવક યુવતીઓમાં કાર્ય કરવાનું છે તેને માટે એટલી સંસ્થાઓ પૂરતી નથી. આ બધી સંસ્થાઓના કાર્યનો સમન્વય કરે, તેમને અરસપરસ સહાયક બનાવે, તેમનું કાર્યક્ષેત્ર વિસ્તારે અને તેમના કાર્યની અપૂર્ણતાઓ પૂરી કરે એવી એક અખિલ હિન્દ યુવક સંઘ પ્રવૃત્તિ સ્થાપવાની જરૂર છે.

આવી જાતની પ્રવૃત્તિનું મુખ્ય કાર્ય તે એ પ્રવૃત્તિના ધ્યેયને અમલમાં મૂકે અને તેનું કાર્ય ચાલુ રાખે એવા નેતાઓને તાલીમ આપી તૈયાર કરવાનું છે. પશ્ચિમના દેશોમાં આ કાર્યના અનુભવથી જણાયું છે કે નેતા તૈયાર કરવા એ આ પ્રવૃત્તિને ટકાવવાનો મુખ્ય સ્તંભ છે. એ પ્રવૃત્તિની સફળતાનો મુખ્ય આધાર

બલકે તેના અસ્તિત્વને ટકાવી રાખવાનો આધાર તેના નેતાઓ અને સભ્યો વચ્ચેના સંપર્ક અને સહકાર ઉપર રહેલો છે. એટલે નેતાનું વ્યક્તિત્વ એ સૌથી અગત્યની બાબત છે. યુવકસંઘના સારા નેતાને સંગીન ટેકનિકલ જ્ઞાન હોવું જોઈએ, પ્રત્યક્ષ પ્રયોગદ્વારા–ચોપડીઓના વાંચન દ્વારા જ માત્ર નહિ–મેળવેલું માનસશાસ્ત્રનું જ્ઞાન હોવું જોઈએ, સારી સમજ, સમયાનુસાર વર્તવાની શક્તિ, યોગ્ય મૂલ્યાંકનની શક્તિ, રમૂજની સમજ અને શક્તિ, ઉત્સાહ પ્રેરવાની શક્તિ અને કુનેહ આ બધા ગુણો નેતામાં હોવા જોઈએ.

યુદ્ધને અંતે જવાબદારીની પદવી ભોગવેલા સંખ્યાબંધ અમલદારો અને બીજાઓ લશ્કરના કામમાંથી છૂટા થઈ જશે. યુવકસંઘની પ્રવૃત્તિમાં લશ્કરી શક્તિ હોવાની જરૂર છે એવું કહેવાનો આશય નથી–એ જાતની શિસ્તની બિલકુલ જરૂર નથી. પરંતુ એ માણસોએ નેતાને માટેના આવશ્યક કેટલાક ગુણો તો જરૂર ખીલવ્યા હશે અને તેથી તેઓ યુવકોને નેતાગીરિની તાલીમ આપી શકશે. જે સૈનિકોને છૂટા કરવામાં આવશે તેમની સાથે કેમ વર્તવું તે પણ આ લશ્કરી અમલદારો, બીજા કરતાં વધારે સારી રીતે, સમજી શકશે. એ સૈનિકોને યુદ્ધમાંથી પાછા ફર્યા પછી એવું માલૂમ પડે કે તેના દેશમાં વીરપુરુષને માટે કોઈ સ્થાન નથી, તો યુદ્ધોત્તર જગતમાં તેવા નિરાશ અને નાઉમેદ થયેલા સૈનિકોનો તો એક નવો જ સામાજિક કોયડો ઉપસ્થિત થવાનો સંભવ છે.

(૭) હિન્દ જેવા વિશાળ અને ભિન્નભિન્ન પરિસ્થિતિવાળા દેશમાં, યુવકસંઘની પ્રવૃત્તિમાં કેવા પ્રકારની વ્યવસ્થા અને સગવડ કરી આપી શકાય તેની વિગતવાર યોજના રજૂ કરવાનો પ્રયત્ન કરવો એ ડહાપણભરેલું ના ગણાય.

પશ્ચિમના દેશોના અનુભવથી જણાયું છે કે આ સંઘની પ્રવૃત્તિમાં નીચે જણાવેલી યોજનાઓની વ્યવસ્થા ઘણી લોકપ્રિય થાય એવી છે: (૧) બધી જાતની રમતગમતનાં મંડળો (કલબો), (૨) સામાજિક સંપર્ક માટેનાં બધી જાતનાં મંડળો (કલબો), ખાસ કરીને શહેરોમાં, (૩) યુવાન ખેડૂતોના મંડળો (કલબો) ૪, વ્યવસ્થિત પર્યટનો, (૫) (હાઇકિંગ), (૬) યુવકો માટેનાં છાત્રાલયો, સ્કાઉટિંગ, ગર્લગાઈડિંગ, જૂનિયર રેડ ક્રૉસ અને એવી બીજી પ્રવૃત્તિઓ જે સામાન્ય રીતે શાળાઓમાં અને પાઠશાળાઓમાં જોવામાં આવે છે તેની પ્રવૃત્તિઓ આ ઉમ્મરના યુવકોને પસંદ પડે છે. ઉપર જણાવેલી પ્રવૃત્તિઓ ઉપરાંત કેટલીક વ્યવહારોપયોગી પ્રવૃત્તિઓ જેવી કે રાંધવાનું કામ, અકસ્માત વખતે તાત્કાલિક મદદ, હુન્નર અને કારીગરી (સીવણ, ભરત, વણાટકામ), બાળસંગોપન કાર્ય, સંગીત, નૃત્ય અને રમતગમતો

એ બધું હિંદી બાળાઓ અને પરિણીત યુવાન સ્ત્રીઓ માટે યોજી શકાય. ટૂંકામાં જે પ્રવૃત્તિઓ મારફત યુવાનો રમતગમતને અંગે આરોગ્યપ્રદ સંપર્કમાં આવી શકે અને એક બીજાને આનંદ આપી શકે એવી સર્વ પ્રવૃત્તિઓનો આવા યુવક સંઘના કાર્યમાં સમાવેશ થવો જોઈએ.

(૮) આ દેશમાં યુવકસંઘની પ્રવૃત્તિઓની યોજના કરતી વખતે, પશ્ચિમના દેશોમાં ખાસ કરીને ઈંગ્લૅંડ અને અમેરિકામાં ભૂતકાળમાં અને હાલના સમયમાં જે અનુભવ થયેલા હોય તેનો પૂરેપૂરો લાભ લેવો જોઈએ. આવી પ્રવૃત્તિઓના સંચાલનમાં, જ્યાં જ્યાં બને ત્યાં, ખાનગી સાહસથી ચાલતી સંસ્થાઓનો ઉપયોગ કરવાનું અને તેમની મારફત કામ કરવાનું ધ્યાનમાં રાખવું જોઇએ. જ્યાં આવી સંસ્થાઓની મદદ ન હોય ત્યાં જ રાજ્યે પ્રત્યક્ષ એ કાર્ય હાથમાં લેવું જોઇએ.

વ્યવસ્થા માટે પ્રાન્તિક અગર જિલ્લાને એકમ તરીકે ગણીને આ પ્રવૃત્તિની યોજના કરવી જોઇએ. પરન્તુ આખા દેશને માર્ગદર્શન કરવા માટે અખિલ હિન્દ યુવકસંઘ સમિતિની મધ્યસ્થ સંસ્થા સ્થાપવી જોઈએ. આ સંસ્થા મારફત એ પ્રવૃત્તિના સંચાલન માટેના નેતાઓને તાલીમ આપવાનું કાર્ય અને જ્યાં જરૂર હોય ત્યાં આર્થિક મદદનું કાર્ય કરી શકાય.

આ પ્રવૃત્તિનો અંતિમ હેતુ એ છે કે દરેક પ્રાન્તમાં પ્રત્યેક જિલ્લા દીઠ બે જિલ્લા-વ્યવસ્થાપકો (એક પુરુષ અને એક સ્ત્રી) અને ૪ ઍસિસ્ટન્ટ વ્યવસ્થાપકો (બે સ્ત્રીઓ અને બે પુરુષો) નીમવામાં આવે. (બ્રિટિશ હિંદમાં કુલ ૨૨૬ જિલ્લાઓ છે તેથી જિલ્લા-વ્યવસ્થાપકોની સંખ્યા કુલ ૪૫૨ થશે (તેમાંની અર્ધી સ્ત્રીઓ હશે,) અને ઍસિસ્ટન્ટ જિલ્લા-વ્યવસ્થાપકોની સંખ્યા ૯૦૪ (જેમાંની અર્ધી સ્ત્રીઓ હશે) થશે. તાલીમ આપવા માટે બે મધ્ય સંસ્થાઓની યોજના વિચારમાં આવી છે—જેમાંની એક પુરુષો માટે અને બીજી સ્ત્રીઓ માટે હશે. આમ કરવાનું કારણ એ છે કે બે ભિન્ન ભિન્ન જાતની તાલીમ આપવાની જરૂર પડશે. એવી ધારણા રાખવામાં આવી છે કે શરૂઆતમાં દર વર્ષે સો પુરુષો અને સો સ્ત્રીઓને તાલીમ આપવામાં આવશે અને જ્યાંસુધી જોઈતી સંખ્યા પૂરી થશે ત્યાં સુધી આ કાર્ય ચાલુ રાખવામાં આવશે. તાલીમની મુદ્દત એક વર્ષથી ઓછી નહિ હોય. મધ્યસ્થ તાલીમી સંસ્થામાં અમુક સમય કામ કરનારા અને પૂરો સમય કામ કરનારા નેતાઓને તાલીમ આપવાનું કાર્ય પણ થશે. તે ઉપરાંત રિફ્રેશર અભ્યાસક્રમ તથા અનુભવ થતા જે કાર્ય કરવાનું યોગ્ય જણાય તે આ કેન્દ્રોમાં કરવામાં આવશે.

(૯) સામાજિક સેવાની પ્રવૃત્તિનું ત્રીજું કાર્ય તે સમાજસેવાના સમસ્ત ક્ષેત્રને આવરી લેનારી પ્રવૃત્તિ છે. હિન્દ જેવો દેશ, જેમાં બીજા ઘણા દેશો કરતાં જીવનનું ધોરણ અને જીવનનાં સુખસગવડનાં સાધનો ઘણા ઊતરતા પ્રકારનાં છે, ત્યાં સમાજસેવાની અગત્ય સ્વીકાર્ય થાય તેને માટે વિશેષ ભાર દઇને સમજાવવાની જરૂર નથી. આ વિષયનો વિચાર કરવા માટે બૉર્ડ તરફથી સને ૧૯૪૦ માં જે સમિતિ નીમવામાં આવી હતી તેણે આ દિશામાં વ્યવસ્થિત કાર્ય કરવા માટે કેવા પ્રકારની યોજના કરવી તે રિપોર્ટમાં જણાવેલું છે. એ રિપોર્ટમાં કરેલા મુખ્ય નિર્ણયો નીચે મુજબ છે:–

(૧) (अ) સામાજિક સેવાનાં ક્ષેત્રો અને સામાજિક સેવાના કાર્ય માટેના વહીવટી તંત્ર વિશેના પ્રશ્નોને અંગેની સંપૂર્ણ તથા નિષ્પક્ષપાત તપાસ સારી રીતે કરી શકાય તે માટે કોઈ મધ્ય સ્થળે—દિલ્હીમાં હોય તો વધારે સારું–એક કેન્દ્ર સ્થાપવું જોઇએ.

(आ) આને માટે અખિલ હિન્દ સામાજિક સેવા સમિતિ અને સંશોધન વિભાગ સાથેની એક મધ્યસ્થ સંસ્થા સ્થાપવી જોઇએ.

(इ) મધ્યસ્થ સંસ્થા હંમેશાં વ્યવહારુ પ્રશ્નો સાથે નજીકના સંપર્કમાં રહી શકે તે માટે, તેમજ પ્રત્યક્ષ પ્રશ્નો અંગેના પ્રયોગો કરી શકાય તે માટે, તેની દેખરેખ નીચે, અને તેમ ન બને તો તેની સાથે સમાજ-સેવકોને તાલીમ આપવા માટેનો એક વર્ગ ખોલવામાં આવે એ બહુ ઇચ્છવા જેવું છે.

(૨) દરેક પ્રાન્તમાં અને બીજા મોટા પ્રદેશમાં અખિલ હિંદ સમિતિ સાથે ઓછામાં ઓછું એક કેન્દ્ર જોડાયેલું હોવું જોઇએ. તેતે પ્રાન્તની સામાજિક સેવાની સંસ્થાઓના–ખાનગી અને સરકારી–કાર્યનો વ્યવસ્થિત સમન્વય સાધવા અને બધા પ્રકારના સમાજસેવકોને તાલીમ આપવાનું કાર્ય આ કેન્દ્રમાં થવું જોઇએ.

(૩) જાહેર ખાતાના અમલદારો જેઓ સમાજસેવાના કાર્ય સાથે સંબંધ ધરાવતા હોય તેમને, તેમ જ ખાનગી સંસ્થાઓના એવા કાર્યકરોને સમાજ-કાર્યની તાલીમ આપવી જોઇએ.

(૪) સમાજસેવાના કાર્યમાં સંપૂર્ણ તાલીમ મળી હોય એવા અમલદાર-ના તાબામાં, હિંદની પ્રત્યેક યુનિવર્સિટી અંગે, અભ્યાસક્રમના શિક્ષણ ઉપરાંતના કાર્ય તરીકે સમાજ–સેવાનું એક ખાતું હોવું જોઇએ.

(૫) હિન્દની વસ્તીનો મોટો ભાગ ગ્રામપ્રદેશમાં આવેલો છે, તેથી જેમને ગ્રામજીવનની માહિતી હોય અને ગ્રામજીવનમાં જે રસ લેતા હોય તેવા માણસોને

ગ્રામવિસ્તારમાં સમાજસેવાના કાર્ય માટે તાલીમ આપવાની અગત્ય ધ્યાનમાં રાખવી જોઈએ.

(૬) અખિલ હિન્દ સમાજ સેવા સમિતિ અને મધ્યસ્થ કેન્દ્ર સંસ્થાના સંચાલકોની નિમણૂક તથા તેમના વેતન વગેરેની વ્યવસ્થા રિપોર્ટના ૧૧ થી ૧૪ સુધીના પરિચ્છેદોમાં જણાવ્યા મુજબની રાખવી.

(૭) મધ્યસ્થ કેન્દ્ર સંસ્થાનું વાર્ષિક ચાલુ ખર્ચ આશરે રૂ. ૭૫,૦૦૦ અને રૂ. ૧,૦૦,૦૦૦ ની વચ્ચે ગણવામાં આવ્યું છે તે ખર્ચ સરકારે પ્રથમના પાંચ વર્ષ સુધી આપવું જોઈએ.

(૮) એક કાયમી ફંડ એકઠું કરવાના બનતા પ્રયાસ કરવા જોઈએ, જેથી અમુક યોગ્ય સમયને અંતે મધ્યસ્થ કેન્દ્ર પોતાનું ખર્ચ જાતે નભાવી શકવાને સમર્થ થાય.

**(૧૦) આ પ્રકરણમાં ચર્ચેલા મુદ્દાનો સારઃ—**

(अ) અત્યારના જમાનાની કોઈપણ કેળવણીની યોજનામાં રમતગમત માટેની તથા સમાજસેવાના કાર્યની વ્યવસ્થા એ અનિવાર્ય અંગ છે.

(आ) શાળાપાઠશાળાનાં વિદ્યાર્થી વિદ્યાર્થીનીઓની જરૂરિયાતો ઉપરાંત ૧૪ થી ૨૦ વર્ષ સુધીની ઉમરના તરુણો જેઓએ શાળા છોડી દીધી હોય તેમની જરૂરિયાતો ઉપર ખાસ લક્ષ આપવું જોઇએ. આ વિદ્યાર્થીઓને માટે અખિલ હિન્દ યુવક સંઘની સંસ્થા સ્થાપવી જોઈએ.

(इ) આ પ્રશ્નોના અમુક અંશોને અંગે જે સંસ્થાઓ કાર્ય કરી રહી હોય તેના કાર્યની ઉપરવટ થઈને નહિ પણ તેની પૂર્તિ તરીકે તેમ જ તે સંસ્થાઓનો પરસ્પર સહકાર સાધવા માટે આ અખિલ હિન્દ સમિતિની સ્થાપના થવી જોઇએ.

(ई) યુવક સંઘની મુખ્ય જરૂરિયાત તો નેતાઓ મેળવવાની હશે. આવા નેતાઓને–પુરુષો તેમ જ સ્ત્રીઓને–ખાસ તાલીમ આપવી પડશે. યુદ્ધ વખતે ભરતી કરાયેલા અમલદારોમાંથી જેમને છૂટા કરવામાં આવે તેમને આ કાર્ય માટે નિયોજવાના પ્રશ્ન સંબંધી વિચાર થવો જોઈએ.

(उ) કોઈપણ સામાજિક સેવાની યોજનામાં પુખ્ત ઉમરના યુવકો માટેની રમતગમતની તેમ જ સામાજિક સંપર્કની સગવડ એ અગત્યનું અંગ છે. બોર્ડે સને ૧૯૪૧માં સામાજિક સેવા અને જાહેર વહીવટી ખાતાના રિપોર્ટ તરફ ધ્યાન દોર્યું છે.

(ऊ) આ પ્રકરણમાં જે ચર્ચા કરવામાં આવી છે તેના કુલ ખર્ચનો અંદાજ કાઢી શકાય તેમ નથી. આને માટે એકંદરે એક કરોડ રૂપિયા અલગ રાખવા જોઈશે.

## પ્રકરણ ૧૧ મું

## નોકરી-ધંધો મેળવી આપનાર મંડળો

## ( Employment Bureau )

(૧) કોઈપણ કેળવણીની પદ્ધતિ માટે, કેળવાયેલાને નોકરી ધંધો મેળવી આપનારું મંડળ, એ અગત્યનું અંગ છે. એક રીતે જોતાં શાળાઓ અને પાઠશાળાઓ એ એક જાતનું કારખાનું છે. તેમાં ભવિષ્યના કાર્યકરો અને નાગરિકો, જે કોઇપણ દેશનું સૌથી ઉત્તમ ઉત્પાદન ગણાય, તેને તૈયાર કરવામાં આવે છે. બીજા કોઇ કારખાનાના માલિકો પોતાના માલ માટે બજાર શોધવાના પ્રયત્ન કરે તેના કરતાં કેળવણીની સંસ્થાઓના સંચાલકો પોતાની સંસ્થામાંથી તૈયાર થયેલા માણસોને નોકરી ધંધે વળગાડવાને ઓછી કાળજી રાખે એ એક રીતે તો નવાઈ જેવું જ ગણાય. પરંતુ હિંદમાં તો આવી જ વસ્તુસ્થિતિ છે. બાળકો કયા કામને માટે સૌથી વધારે લાયક છે તે બાબતની સૂચના અને સલાહ માબાપને આપવાનું કામ આ દેશમાં ભાગ્યેજ કરવામાં આવે છે, અથવા તો જેઓ શાળા કે પાઠશાળા છોડી જાય છે તેમને યોગ્ય સ્થાને ગોઠવી દેવામાં મદદ કરવાનો ભાગ્યે જ પ્રયત્ન કરવામાં આવે છે. હિંદમાં તો આવી સ્થિતિ વધારે અફસોસકારક છે, કારણ કે ઉત્તરોત્તર વધતી જતી કમાણીવાળા અને પ્રગતિમાન ધંધારોજગારનાં ક્ષેત્ર આપણા દેશમાં બીજા દેશો કરતાં ઘણાં ઓછાં છે.

(૨) નોકરીધંધો મેળવી આપનાર મંડળોનું મુખ્ય કાર્ય સંક્ષેપમાં નીચે મુજબ હોવું જોઈએ:—

(अ) શાળાનો અભ્યાસ પૂરો કરી સામાન્ય રીતે છોકરા અને છોકરીઓ કોઈ જાતના ધંધાની શોધ કરવા માંડે છે; તે બધી જ શાળાઓના સંપર્ક સાધવો અને (૧) વિદ્યાર્થીઓના મનનું વલણ, (૨) શાળામાં તેમના અભ્યાસ વિશે કરેલી નોંધ, (૩) એ પ્રદેશમાં કામધંધો મળવાનાં ક્ષેત્રો એ બધાની માહિતી મેળવી વિદ્યાર્થીઓ કઈ જાતના ધંધા માટે લાયક છે તે બાબતની માતાપિતા તથા શિક્ષકોને સલાહ તથા સૂચના આપવી,

(आ) પોતાના પ્રદેશમાનાં કારખાનાં અને વેપારધંધાની પેઢીઓના માલિકો-

નો સંપર્ક સાધવો. આ સંપર્ક સાધીને (૧) કેવી જાતના કામધંધામાં દાખલ થવાનો સંભવ છે તેમ જ તેને માટે કેવી જાતની લાયકાતની આવશ્યકતા છે તે (૨) ધંધાના માલિકો પોતાને જોઈતા કામદારો અને નોકરો આવી જાતનાં મંડળો મારફત મેળવી એવી જાતની તેમની સાથે સમજૂતી કરવા બાબત (૩) જે ધંધામાં આગળ ઉપર વધવાનો સંભવ ન હોય તેવા ધંધામાં દાખલ થવાનું ઓછામાં ઓછું બને એવી સંભાળ રાખવા બાબત—એમ ત્રણ પ્રકારનાં કાર્ય કરવાં

(ઈ) શાળા છોડી ગયેલા જે વિદ્યાર્થીઓ કોઇ ધંધોરોજગાર પોતાની મેળે ન મેળવી શકયા હોય તેમને યોગ્ય નોકરી ધંધે વળગાડવા.

(ઈ) જુવાન કામદારોની દેખરેખ રાખવી. (ગ્રેટબ્રિટનમાં અનુભવથી જણાયું છે કે, મજૂરીની નીચલી કક્ષામાં કામ કરનાર જુવાન કામદારો ધંધામાં સ્થિર થતાં અગાઉ વખતોવખત પોતાની નોકરી બદલે છે એટલે કે જે કામદારો પોતાની જગ્યામાં બરોબર બંધબેસતા ગોઠવાયેલા હોતા નથી તેવા કામદારોની દેખરેખ રાખવાની ખાસ જરૂર પડે છે).

(ઉ) કારખાનાના માલિકોની સાથે સહકાર સાધી જે જે ધંધા માટે જે લાયક હોય તેમને માટે ઉમેદવારી માટેની વ્યવસ્થિત પદ્ધતિઓ સ્થાપવી અને તેના ઉપર દેખરેખ રાખવી (૩) નોકરી ધંધા મેળવી આપનાર મંડળોના ઉપરની કક્ષાના કાર્યકર્તાઓ ખાસ પસંદ કરીને નીમવા જોઈએ. આ કાર્યકરો સ્ત્રીઓ હોય અગર પુરુષો હોય, અને તેમની આ કામ માટે ખાસ લાયકાત હોવી જોઇએ. શાળાની વ્યવસ્થા અને બાળમાનસ–ખાસ કરીને કિશોરોના માનસની યોગ્ય સમજ આ કાર્યકરોને હોવાની ખાસ જરૂર છે. તેટલા માટે તેમને શિક્ષણકાર્યનો થોડો ઘણો પ્રત્યક્ષ અનુભવ હોવાની જરૂર છે. ઔદ્યોગિક પરિસ્થિતિની પ્રત્યક્ષ માહિતી હોવાનું ઇચ્છવાયોગ્ય છે પણ તે બાબત ખાસ અગત્યની નથી. પરન્તુ નોકરી ધંધો મેળવી આપનાર સર્વ અમલદારોને માનસશાસ્ત્રનું પ્રત્યક્ષ અને પ્રયોગ સાથેનું જ્ઞાન તેમ જ માનસિક વલણ અને બુદ્ધિમાપક કસોટીઓનો અભ્યાસ કરાવવાની ખાસ જરૂર છે. આ જાતના અભ્યાસની ખાસ વ્યવસ્થા કરવાની જરૂર પડશે. સંભવિત છે, કે યુદ્ધને લગતી નોકરીઓ માટેના અમલદારો અને નોન-કમિશન્ડ ઑફિસર્સની પસંદગી કરવા માટે જે નિષ્ણાતોને રોકવામાં આવ્યા છે, તેઓ યુદ્ધ પૂરું થયેથી ઉપર જણાવેલા કાર્ય માટે ઉપયોગી થઈ પડે અને એ રીતે જે વ્યવસ્થિત સંસ્થા સ્થાપવાની છે તેની શરૂઆત એ જાતના અમલદારોથી કરવામાં આવે.

(૪) નોકરીધંધો મેળવી આપનાર મંડળો એ કેળવણી ખાતાના વહીવટી ભાગનું અગત્યનું અંગ ગણાવું જોઇએ, અને તે ડાયરેક્ટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રક્શનની સીધી હકૂમત નીચે હોવું જોઇએ. આ જાતનાં મથકો એક જ કેન્દ્રમાં હોય કે તેની સ્થાનિક શાખાઓ હોય એ બાબત પ્રત્યેક પ્રાન્તની જરૂરિયાતો અને સંજોગો ઉપર આધાર રાખે છે. પરન્તુ મોટા પ્રાન્તોમાં દરેક જિલ્લાના કેળવણીના મુખ્ય મથકમાં તેની શાખાઓ રાખવાની ઘણે ભાગે જરૂર પડશે અને કદાચ તે ઉપરાંત પ્રાન્તનાં બીજાં મોટાં શહેરોમાં પણ તેની શાખાઓ રાખવાની જરૂર પડશે.

બધી જાતની સીનિયર બેઝિક શાળાઓ, જુનિયર ટેક્નિકલ શાળાઓ અને માધ્યમિક શાળાઓનું શિક્ષણ પૂરું કરેલા પ્રત્યેક વિદ્યાર્થીઓને નોકરી ધંધે વળગાડવાની જવાબદારી આ નોકરીધંધો મેળવી આપનાર મંડળોની હોવી જોઇએ. યુનિવર્સિટીઓ અને યુનિવર્સિટીઓ જેવી સંસ્થાઓને માટે તેમનાં પોતાનાં આવાં જુદાં મંડળો હોવાં જોઈએ, કારણ કે એમના સ્નાતકો વધારે વિશાળ અને વિવિધ વિસ્તારમાં નોકરી શોધનારા હશે. પરન્તુ કેળવણીખાતાંનાં આવાં જે મંડળો અસ્તિત્વમાં હોય તેનો યુનિવર્સિટીઓ પણ જો તેમની ઇચ્છા હોય તો ઉપયોગ કરે તો ખોટું નથી. બધી મોટી શાળાઓમાં અને કોલેજોમાં જો નોકરી-ધંધાને લગતા શિક્ષકો ( Careers masters ) હોય અને નોકરીધંધો શોધી આપનારાં મંડળો સાથે તેઓ નજીકના સંપર્કમાં હોય તો બહુ ઉપયોગી કાર્ય થઈ શકે.

ગ્રેટબ્રિટનમાં શાળા છોડેલા માટેનાં નોકરીધંધો શોધી આપનારાં મંડળો કામદાર પ્રધાન ( Ministry of Labour )ને તાબે નોકરીધંધો શોધી આપનારા પરસ્પર સહાયક મંડળનાં અંગ તરીકે અગાઉ ગણાતાં હતાં. અનુભવથી જણાયું કે શાળા છોડનારાઓને માટે કેળવણીના સંજોગો અને પરિસ્થિતિ સમજનારાઓની ખાસ દેખરેખની જરૂર છે. તેથી એવું સ્વીકારવામાં આવ્યું કે યુવકોને ધંધે વળગાડવાનું કામ અને બેકારોને માટેના વીમાનું કામ જે સ્થાનિક સંસ્થાઓ અગર માહિતગાર વ્યક્તિઓ તે કાર્ય કરવાને તૈયાર હોય તેમને એ કામ સોંપવું જોઈએ. હિંદમાં એવાં ધંધારોજગાર સહાયક મંડળો સ્થપાયેલાં નથી, જો કે યુદ્ધ માટે જે કામદાર સંસ્થાઓ સ્થપાઇ છે તે લડાઈ પછી એવાં મંડળો માટે પાયારૂપ સંસ્થાઓ તરીકે ઉપયોગમાં લઇ શકાય. કાંઈ નહિ તો એ પ્રકારનાં મંડળો સ્થાપવા માટે જરૂરી માહિતી પૂરી પાડવાનું કામ આ સંસ્થાઓ કરી શકે. કેળવણીની

સંસ્થાઓમાંથી જે વિદ્યાર્થીઓ બહાર નીકળે તેમની સાથે સીધો સંબંધ ધરાવતી હોવી જોઈએ આ સંસ્થાઓનો વહીવટ કેળવણી ખાતાને હસ્તક હોવો જોઇએ એ કહેવાની જરૂર નથી.

(૫) હિન્દની પરિસ્થિતિમાં આવાં મંડળોનો અનુભવ ન થયેલો હોવાથી, રાષ્ટ્રિય ધોરણે, એવાં મંડળો સ્થાપવાનું કુલ ખર્ચ કેટલું થાય તેનો ચોકસ અંદાજ કાઢવાનું કામ અશક્ય છે. બ્રિટિશ હિન્દમાંથી, સીનિયર બેઝિક શાળાઓમાંથી ૫૨,૦૦,૦૦૦ અને માધ્યમિક શાળાઓમાંથી ૧૨,૦૦,૦૦૦ છૂટા થયેલા વિદ્યાર્થીઓ સરાસરી દર વર્ષે આવાં મંડળોની મદદ માટે આવશે. આમાંની અર્ધી બાળાઓ હશે. સીનિયર બેઝિક શાળાઓમાંથી છૂટા થયેલાઓમાંના પોણા ભાગના ગ્રામવિસ્તારમાંના હશે, અને શાળા છોડયા પછી આમાંના મોટા ભાગના ખેતીકામમાં જોડાશે. એ યુવકો નોકરીધંધો શોધી આપનારાં મંડળોની મદદ મોટેભાગે નહિ માગે. બાકીનામાથી, બાળાઓ જ્યાંસુધી વેપારી કે ધંધાદારી નોકરીમાં પડવાની પ્રથા શરૂ કરે નહિં ત્યાંસુધી, તેમને માટે શિક્ષણ, નર્સિંગ અને એવા બીજા ધંધાઓની માગણી જ મુખ્યત્વે કરીને કરવામાં આવશે. અને સામાન્ય રીતે, એ જાતના ધંધામાં તેમને શાળામાંથી જ બહારોબહાર રોકી લેવામાં આવશે.

એટલે આવા ધંધોરોજગાર શોધી આપનારાં મંડળોને ખાસ કરીને શહેરી વિસ્તારની મિડલ સ્કૂલ્સમાંથી છૂટા થનારા કિશોરો, જુનિયર ટેક્નિકલ અને ઔદ્યોગિક શાળામાંથી છૂટા થનારા વિદ્યાર્થીઓ, અને હાઈસ્કૂલોમાંથી છૂટા થઈ જેઓ યુનિવર્સિટી કે એવી બીજી કોઇ ઉચ્ચ શિક્ષણની સંસ્થાઓમાં ન જોડાવાના હોય તેવા યુવકોને નોકરીધંધે લગાડવાની જવાબદારી આ મંડળોની રહેશે. પ્રત્યેક છૂટા થયેલા વિદ્યાર્થી દીઠ વાર્ષિક એક રૂપિયાનું ખર્ચ ગણવામાં આવે તો આવાં મંડળોનું વાર્ષિક ખર્ચ રૂ. ૬૪,૦૦,૦૦૦ થશે.

(૬) આ પ્રકરણના મુખ્ય મુદ્દાઓનો સાર:—

(अ) કેળવણીના વહીવટમાં ધંધારોજગાર શોધી આપનારાં મંડળો અગત્યનો ભાગ ભજવે છે. હિન્દમાં કામધંધાની વિવિધતા અને પ્રકાર હાલ ઓછાં હોવાથી એવાં મંડળોની વિશેષ અગત્ય છે.

(आ) આ પ્રકરણમાં જણાવ્યા મુજબનાં કાર્ય સફળતાથી પાર પાડવાં હોય તો આવાં મંડળોમાં નિષ્ણાતો રાખવા જોઇએ. આ નિષ્ણાતોને શિક્ષણનો અને

ઔદ્યોગિક પરિસ્થિતિનો પ્રત્યક્ષ અનુભવ હોવો જોઇએ.

(इ) બેકારોને ધંધે વળગાડનારી સંસ્થાઓ, મજૂરસંઘો વગેરે જે બીજા ખાતાંઓ તરફથી સ્થપાયેલી સંસ્થાઓ હોય તેમની સાથે આવાં મંડળોએ સંપર્ક સાધવો જોઈએ, પરન્તુ આવાં મંડળો જે કેળવણીની સંસ્થાઓમાંથી છૂટા થનારા વિદ્યાર્થીઓને માટે સ્થપાયેલાં છે તેમનો વહીવટ કેળવણીખાતાને હસ્તક હોવો જોઇએ.

(उ) આવાં મંડળો ચલાવવાનું કુલ વાર્ષિક ખર્ચ રૂ. ૬૪,૦૦,૦૦૦ થશે એવો અંદાજ કરવામાં આવ્યો છે. (યુનિવર્સિટી અને તેના જેવી સંસ્થાઓ તરફથી સ્થપાયેલાં મંડળોનો આમાં સમાવેશ થતો નથી.) કેળવણીના સામાન્ય ખર્ચના એક અંગ તરીકે આ ખર્ચ ગણાવું જોઈએ.

---

# પ્રકરણ ૧૨ મું

## વહીવટ

૧. જ્યાંસુધી દૂરદૃષ્ટિ અને કાર્યક્ષમતાથી વહીવટ ન થાય ત્યાંસુધી કેળવણીની પુનર્ઘટનાના કોઇ કાર્યમાં ઇચ્છિત સફળતા પ્રાપ્ત થશે નહિ. આ રિપોર્ટમાં જે નવી વ્યવસ્થા સૂચવવામાં આવી છે, તેમાં વિશાળતા અને જટિલતાને કારણે અનેક નવા પ્રશ્નો ઉપસ્થિત થશે. આ પ્રશ્નોના નિરાકરણ માટે ઉપર જણાવેલા બન્ને ગુણોની ખાસ ઘણી જરૂર પડશે.

અખિલ હિંદની નિસબતવાળી કેળવણીની અનેક સંસ્થાઓ તથા મધ્યસ્થ રાજતંત્રના વહીવટ નીચેના પ્રદેશો જે હિન્દી રાજ્યવહીવટના તાબામાં આવેલા છે, તે સિવાયની કેળવણીની બધી સંસ્થાઓ જે જે પ્રાન્તમાં આવેલી હોય તેના વહીવટની જવાબદારી તે તે પ્રાન્તની રાજ્યકારોબારી સંસ્થાઓની છે.

૨. હિન્દનાં દેશી રાજ્યોમાં કેળવણીની સંસ્થાઓના વહીવટ તથા વ્યવસ્થાના પ્રશ્નની ચર્ચા કરવાનો આ રિપોર્ટમાં પ્રયત્ન કરવામાં આવ્યો નથી. કેટલાંક મોટાં રાજ્યોમાં, શિક્ષણ અને કેળવણીની જે વ્યવસ્થા છે તે બ્રિટિશ હિન્દ કરતાં અમુક બાબતોમાં આગળ વધેલી છે. અને બ્રિટિશ હિન્દમાં કેળવણીની પુનર્ઘટના માટે જે જે પ્રયત્નો થાય તેને અનુસરીને પોતાનાં રાજ્યોમાં પણ ફેરફાર કરવાને એ રાજ્યો આતુર હોય એમ સહજ અનુમાન કરી શકાય. કેળવણીની મોટા પાયા ઉપરની પ્રગતિ માટે જે રાજ્યોના અલગ પ્રદેશો પાડી શકાય તેમ નથી ત્યાં એ પ્રશ્નના નિરાકરણ માટે કાં તો અમુક રાજ્યોના, જ્યાં જ્યાં ભૌગોલિક દૃષ્ટિએ શક્ય હોય ત્યાં, સમૂહ બનાવી કેળવણીના પ્રશ્નોના ઉકેલનો તે સમૂહ પૂરતો વિચાર અને વ્યવસ્થા કરી શકાય, અથવા તો નાનાં રાજ્યો જે મોટાં રાજ્યોની નજીકમાં આવ્યાં હોય તેમની સાથે તેમને જોડી દઇને એટલા પ્રદેશની અલગ વ્યવસ્થા કરી શકાય. બહુ નાનાં અને અલગ અલગ પડી ગયેલાં રાજ્યોને પોતાની નજીકના બ્રિટિશ હિન્દના પ્રદેશમાં જે સગવડો આપવામાં આવે તેમાં ભાગીદાર બનાવી શકાય.

બ્રિટિશ હિન્દની સંસ્થાઓમાં દેશી રાજ્યની પ્રજાને માટે અને દેશી રાજ્યોની સંસ્થાઓમાં બ્રિટિશ હિન્દની પ્રજા માટે—ખાસ કરીને ઉચ્ચ કેળવણીની સંસ્થાઓ માટે—અરસપરસ સહકારની સગવડ હોવી જોઇએ એ ખાસ ઇચ્છવા જેવું છે.

૩. બ્રિટિશ હિન્દનો વિચાર કરીએ, તો ભૌગોલિક, ઐતિહાસિક અને બીજાં કારણોને લીધે વહીવટને માટે તો પ્રત્યેક પ્રાન્તને એક અલગ એકમ તરીકે ગણવો જોઈએ. યુનિવર્સિટી અને ઊંચા પ્રકારના ટેક્નિકલ શિક્ષણની બાબતમાં આ વ્યવસ્થામાં અપવાદ કરવો પડશે. એ વિશે આગળ ઉલ્લેખ કરવામાં આવશે. એક વાત સાચી છે કે કેળવણીના વહીવટ માટે આ પ્રાન્તોમાંના કેટલાક, આદર્શની દૃષ્ટિએ ઘણી બાબતોમાં બિલકુલ યોગ્ય ગણાય તેવા નથી. વળી એ પણ સાચું છે, કે આ રિપોર્ટમાં વિચાર કરવામાં આવ્યો છે તેટલા વિશાળ રાષ્ટ્રિય ધોરણે રચાયેલી શિક્ષણની પુનર્ઘટનામાં નીચે જણાવેલી ત્રણ બાબતોનો સમાવેશ કરવો પડશે (अ) પ્રાન્તિક અને મધ્યસ્થ રાજ્યતંત્ર વચ્ચે વધારે નિકટનો સહકાર કરવાની જરૂર પડશે. (आ) પ્રાન્ત પ્રાન્ત વચ્ચેના વાડાને તોડી પાડવા પડશે (इ) જે નિર્ધન પ્રદેશો છે તેને વિશેષ લાભદાયી એવી આર્થિક યોજના કરવી પડશે.

૪ (अ) ના સંબંધમાં વિચાર કરતાં નિઃસંશય જણાય છે કે અખિલ હિન્દ વહીવટને ધોરણે અખિલ હિન્દ શિક્ષણપદ્ધતિની યોજના કરવી પડશે, અને આ વ્યવસ્થા કરવાથી, આર્થિક તથા બીજાં કારણોને લીધે, પ્રાન્તો અને મધ્યસ્થ કેન્દ્ર વચ્ચે વધારે નિકટનો સહકાર કરવાની જરૂર પડશે. છેલ્લાં થોડાંક વર્ષમાં જે સફળતા પ્રાપ્ત થઇ છે તે ઉપરથી બૉર્ડને એમ લાગે છે કે આ જે જાતના સહકારની યોજનાની જરૂર છે તે તેમના બંધારણમાંથી પ્રાપ્ત થઈ શકે એમ છે. જો કે એને માટે વધારે સત્તાની અને પૂરતા કાર્યકરોની જરૂર પડશે. આ યોજનાઓ અમલમાં મૂકવામાં આવે, ત્યારે રાષ્ટ્રિય નિયોજનની આવશ્યક્તા અને રાષ્ટ્રિય ધોરણે કાર્યના સમન્વયની જરૂરિયાત હોવા ઉપરાન્ત, કેળવણીમાં સુધારાવધારાને લીધે થનારા વધુ ખર્ચ માટે–એ ખર્ચનો પ્રકાર ગમે તેવો હોય તોપણ–મધ્યસ્થ સરકાર તરફથી પ્રાન્તિક સરકારને અમુક મદદની તો જરૂર પડશે જ. પરન્તુ આને કારણે મધ્યસ્થ રાજ્યતંત્રને પ્રાન્તિક રાજ્યતંત્રના વહીવટમાં વચ્ચે પડવાની જરૂર પડશે નહિ. બૉર્ડના અભિપ્રાય મુજબ, સ્થાનિક વહીવટમાં મધ્યસ્થ રાજ્યતંત્રની ડખલગીરી હોય એ અવ્યવહારુ અને અનિચ્છનીય છે. પરંતુ આની સાથે સાથે જ, મધ્યસ્થ અને પ્રાન્તિક કેળવણીખાતા વચ્ચે એક પ્રકારનો સહકારનો સંબંધ રાખવાની જરૂર તો પડશે જ; જેથી કરીને મધ્યસ્થ કેળવણીખાતું આખી યોજના બરાબર પળાય તે માટે પ્રાન્તિક કેળવણીખાતાને સલાહ અને સહાયતા આપે, એટલું જ નહિ પણ, મધ્યસ્થ ખાતા તરફથી મળેલી ગ્રાન્ટ મંજૂર થયેલા પ્રગતિના ખાતાંમાં જ વપરાય છે કે નહિ તે બાબતની પણ તપાસ રાખી શકે. આ જાતની યોજના ઘણાં વર્ષોથી બિલકુલ ઘર્ષણ થયા વિના ઇંગ્લૅન્ડમાં

ચાલ્યા કરે છે અને તેથી સર્વેને મળતા ફાયદામાં વધારો થતો જાય છે. મધ્યસ્થ કેળવણીખાતાનાં અને પ્રાન્તિક કેળવણીખાતાનાં હિત સમાન છે એવી ભાવના પ્રકટ થયા પછી, હિન્દમાં પણ ઇંગ્લૅન્ડ જેવી જ નિકટ સહકારની લાગણી ન પ્રવર્તવાનું કાંઇ કારણ નથી. સને ૧૯૪૩માં બોર્ડે કેળવણીખાતાના અમલદારોની ભરતી વિશે કરેલા રિપોર્ટમાં છે તે ધોરણે જો અમલદારોની પરસ્પર ફેરફારીની પદ્ધતિ અમલમાં મૂકવામાં આવે, તો આ જાતના સહકારનો સંભવ વધારે રહેશે.

૫ (आ) ને સંબંધે ટેક્નોલોજિકલ અને સંશોધનની સંસ્થાઓ સ્થાપવાના સ્થાનની બાબતમાં ઔદ્યોગિક અને વેપારી અગત્ય ધ્યાનમાં રાખવી જોઈએ, પ્રાન્તિક દૃષ્ટિ નહિ. આ સાથે એ ધ્યાનમાં રહેવું જોઇએ કે રાષ્ટ્રિય યોજનામાં, વિદ્યાર્થીઓ ગમે તે પ્રાન્તના વતની હોય તોપણ તેમને જે ખાસ શિક્ષણ લેવાની ઇચ્છા હોય તે શિક્ષણ મળવાની તેમને સગવડ મળવી જોઇએ. આમ થવા માટે દરેક પ્રાન્તમાં પરસ્પર વિદ્યાર્થીઓને દાખલ થવા દેવાની વ્યવસ્થા થવી જોઇએ, અને આ વ્યવસ્થા બરાબર અમલમાં આવે છે કે નહિ તે માટે તેમ જ તેની પ્રગતિ અમુક નિયત ધોરણે થયા કરે તેના ઉપર દેખરેખ રાખવા માટે એક અખિલ હિન્દ સંસ્થા હોવી જોઇએ. ટેક્નિકલ અભ્યાસ માટે રાષ્ટ્રિય મંડળ નીમવા માટેની સૂચનાઓ પાંચમા પ્રકરણમાં જણાવેલી છે.

યુનિવર્સિટીના શિક્ષણને સમસ્ત ભારતના એક જાતના તંત્રને ધોરણે વ્યવસ્થિત કરવાની ગોઠવણ ચોથા પ્રકરણમાં સૂચવવામાં આવી છે.

૬. (इ) ના સંબંધમાં કેળવણીની અખિલ હિન્દ રાષ્ટ્રિય પદ્ધતિના ખર્ચને પહોંચી વળવા માટેની વ્યવસ્થા માટે કેવી પદ્ધતિ અખત્યાર કરવામાં આવશે તે અત્યારથી કહી શકાય તેમ નથી. અત્યારની પદ્ધતિમાં મૂળભૂત ફેરફાર કરવાની જરૂર પડશે એ તો દેખીતું છે; અને મધ્યસ્થ આવકની રકમમાંથી મોટો ફાળો મદદ માટે આપવાની જરૂર પડશે એ પણ બહુ સંભવિત છે. કોઈપણ મંજૂર કરેલી યોજનાઓ માટે મોટી રકમની સામટી ગ્રાન્ટ આપવામાં આવે, અથવા તો એવી ગ્રાન્ટ અમુક વર્ષની મુદત માટે આપવામાં આવે, અથવા મંજૂર થયેલી ખર્ચની રકમના અમુક ટકા આપવામાં આવે અને તે જુદાજુદા ખાતામાં જેમકે શિક્ષકનો પગાર, ખાસ કાર્ય માટેની સેવાના પગાર-વગેરે રીતે આપવામાં આવે. એ ગ્રાન્ટનું સ્વરૂપ ગમે તે હોય, કેળવણીના ખર્ચની આખી રકમ મધ્યસ્થ આવકમાંથી આપવામાં આવે નહિ—અને એ બનવું અસંભવિત છે–ત્યાંસુધી જે પ્રાન્તોની પોતાની આવક સરેરાશ કરતાં ઓછી હોય તેને ખાસ મદદ થાય એવી રીતે એ ગ્રાન્ટની વહેંચણી કરવામાં આવે એ ન્યાયયુક્ત ગણાય.

૭. કેળવણીની મોટા પાયા ઉપર પુનર્ઘટના સારી રીતે અમલમાં મૂકી શકાય તે માટે અત્યારના પોતાના વહીવટમાં જે ફેરફાર જરૂરના હોય તે પ્રાન્તિક સરકારે કરવા જોઈએ. આ બાબતમાં ભૂતકાળના અનુભવને આધારે કેટલાક અભિપ્રાય જણાવવા એ યોગ્ય છે.

જેઓનો મત આ બાબતમાં વજનદાર ગણાય તેવા માણસોનો સામાન્ય અભિપ્રાય થયેલો છે—ઘણાં વર્ષોથી પ્રાન્તિક રિપોર્ટોએ આ બાબત બહુ સ્પષ્ટ અને ભારપૂર્વક જણાવેલી છે—કે કેળવણીનો—અને ખાસ કરીને શરૂઆતની કેળવણીનો—વહીવટ સ્થાનિક સંસ્થાઓને આપી દેવામાં મોટી ભૂલ થયેલી છે. કેળવણીના કામમાં સ્થાનિક સંસ્થાઓ જો તેઓ વહીવટ કરવાને લાયક હોય તો તેમને રસ લેતી કરવી અને વહીવટનો અમુક હિસ્સો સ્થાનિક સંસ્થાઓને સોંપવો એ યોગ્ય છે એ સિદ્ધાન્ત તરીકે સારું છે. પરન્તુ આ સિદ્ધાન્ત અમલમાં મૂકતાં જણાયું છે કે જે સ્થાનિક સંસ્થાના સભ્યો મોટે ભાગે અશિક્ષિત હોય, અગર કેળવણીના કામમાં રસ લેનારા ન હોય, અગર બન્ને રીતે નાલાયક હોય તેવાના હાથમાં ભવિષ્યની પ્રજાના શિક્ષણના કાર્યની જવાબદારી સોંપવાથી અતિશય હાનિ થઈ છે. આ ઉપરાન્ત પોતાની ફરજ બરાબર બજાવવા માટે આ સંસ્થાના સંચાલકો લાયક હોય અગર ખુશી હોય તોપણ, જે નાણાં જોઈએ તે પણ આ સ્થાનિક સંસ્થાઓ પાસે ન હોય ત્યારે વધારે ખરાબ સ્થિતિ થાય એ દેખીતું છે. પ્રાન્તિક સરકારી રિપોર્ટોમાં એ સંસ્થાઓના કેળવણીખાતાના વહીવટ માટે બીનજવાબદારી, નાલાયકી, શિક્ષકો પ્રત્યેનું ગેરવર્તન, ધાર્મિક અગર રાજકીય પક્ષાપક્ષી, મામામાસીના કરવાની વૃત્તિ વગેરેનાં જે ખેદજનક વર્ણનો પ્રકટ થયેલાં છે તે અહીં ફરી રજૂ કરવાની જરૂર નથી. લોકશાસિત રાજ્યવહીવટવાળા ઘણા પ્રાન્તોએ કેળવણીના ક્ષેત્રમાં મોટા પાયા ઉપર જે જે સુધારા કરવાના પ્રયત્નો કર્યા તે સ્થાનિક સંસ્થાઓની નાલાયકીને કારણે નિષ્ફળ ગયા એ વાત યાદ રાખવા જેવી છે.

૮. નવી વધારાની જવાબદારી ઉઠાવવાની લાયકાત જે સ્થાનિક સંસ્થાઓમાં હોવાની પાકી ખાતરી થઈ હોય તે સિવાયની બીજી બધી જ સ્થાનિક સંસ્થાઓ પાસેથી કેળવણીની બધી સત્તા લઈ લેવાનું કાર્ય કર્યા અગાઉ કેળવણીની પુનર્ઘટનાનું કામ ઉપાડવું નહિ એ ખાસ અગત્યનું છે. તોપણ સ્થાનિક જનતાનો કેળવણીની સંસ્થાઓમાં બને તેટલો રસ કાયમ રહે તે માટે જે જે સ્થળોમાં આવશ્યક જ્ઞાન, ઉત્સાહ, પ્રામાણિકતા, અને પ્રતિષ્ઠાવાળાં પૂરતી સંખ્યામાં માણસો પોતાની સેવા અર્પવા તૈયાર હોય, ત્યાં પૂરતા વિસ્તારવાળી બેઝિક (શરૂઆતની અને માધ્યમિક) શાળાઓ ચલાવવા માટે સ્કૂલબૉર્ડો સ્થાપવાં જોઈએ અને

વ્યક્તિગત શાળા માટે શાળાના વહીવટદારો નીમવા જોઈએ. આ બન્ને માટેના સભ્યો પ્રાન્તિક કેળવણીનાં બોર્ડોએ નીમવા જોઈએ. આ સંસ્થાઓમાં યોગ્ય લાયકાતવાળા માણસો પૂરતી સંખ્યામાં મળે તે સિવાય એવાં સ્કૂલબોર્ડો અને વહીવટદારો ન જ નીમવા એ ખાસ લક્ષમાં રાખવાની જરૂર છે. ખાનગી રીતે સ્થાપન થયેલી શાળાઓના વહીવટીમંડળો તે તો પોતાનાં હશે. પ્રત્યેક મંજૂર થયેલી શાળાના વહીવટીમંડળમાં સ્કૂલબોર્ડે પોતાના એક કે બે સભ્યો નીમવા જોઇએ, અને જ્યાં એવું વહીવટી મંડળ ન હોય ત્યાં પોતે એવી શાળાઓના કામમાં અંગત રસ લઈ તેમના ઉપર દેખરેખ રાખવી જોઈએ. આ વહીવટી મંડળોની સત્તા જેમ જેમ તેમની લાયકાત સાબિત થતી જશે તેમ તેમ ધીમે ધીમે વધારી શકાશે, પરન્તુ શિક્ષકોની નિમણૂક, પગારનો વધારો, બદલી અગર બરતરફીની સત્તા તેમને ન મળવી જોઈએ. જ્યાં આવાં વહીવટીમંડળો, અમુક મુદ્દત પછી, બેદરકાર અગર નાલાયક જણાય ત્યાં તેમને બંધ કરવાં જોઈએ.

જેમ જેમ પ્રજામાં જ્ઞાનપ્રચાર અને કેળવણીમાં રસ વધતો જશે તેમ તેમ મોટા જિલ્લાઓમાં કેળવણીનાં મંડળો સ્થાપવાનું ઇષ્ટ અને વ્યવહારુ ગણાશે. એ મંડળોને સંજોગો અને પરિસ્થિતિ અનુસાર સલાહકાર તરીકે અગર વહીવટી સત્તા (અગર બન્ને સત્તા) સોંપી શકાશે. અને પ્રાન્તને મુખ્ય સ્થળે કેળવણીના મધ્યસ્થ સલાહકારી મંડળના જેવું એક મંડળ પણ સ્થાપી શકાશે.

૯. રાષ્ટ્રિય કેળવણીની યોજના કરવામાં આવે અને તે કાર્યક્ષમ રીતે અમલમાં મૂકવામાં આવે તે માટે પ્રાન્તિક સરકાર ગમે તે પ્રકારની ચોક્કસ વહીવટી વ્યવસ્થા યોજવાનું જરૂરનું ધારે, તોપણ એટલું તો સ્પષ્ટ છે, કે એ યોજનાની સફળતાનો મોટો આધાર જે પગારદાર વહીવટી અમલદારો નીમવામાં આવે તેમની બુદ્ધિશક્તિ અને બીજી લાયકાત ઉપર જ રહેલો છે. અહીં પણ અત્યારની સ્થિતિમાં મૂળગત ફેરફાર કરવાની જરૂર પડશે.

બે વર્ષ ઉપર બંગાળની સરકારે કેળવણીના વહીવટી ખાતામાં જે ગંભીર પ્રકારની અધોગતિ શરૂ થઇ હતી તે પ્રત્યે બોર્ડનું ધ્યાન ખેંચ્યું હતું. અખિલ હિન્દ એજ્યુકેશનલ સર્વિસ નાબૂદ થયાને લીધે આ પરિણામ કેટલેક અંશે આવ્યું હતું એમ તેમનું માનવું હતું, પરન્તુ ખાસ કરીને આ અધોગતિનું કારણ તેમના મત પ્રમાણે એ હતું કે બીજાં પ્રાન્તિક ખાતાંઓની સરખામણીમાં કેળવણી-ખાતાના વહીવટી અમલદારોના પગારોમાં અને પ્રતિષ્ઠામાં ઇરાદાપૂર્વક જે ઊતરતું ધોરણ રાખવામાં આવ્યું હતું તે, અને ઊંચા દરજ્જાની જગ્યાઓ ખાલી પડે ત્યારે, જે ઉત્તમ પ્રથમ કક્ષાની લાયકાતવાળા નવા માણસો નીચલી ગ્રેડમાં

દાખલ થવાનું પસંદ ન કરે, તેવાને ખાસ પસંદ કરીને ખાલી પડેલી જગ્યાઓ-એ નીમવાને બદલે, નીચેની ગ્રેડના માણસને માત્ર તેમની નોકરીની મુદત ધ્યાનમાં લઈ ઊંચા દરજ્જાની જગ્યો ઉપર નીમવાની જે પદ્ધતિ અખત્યાર કરવામાં આવી હતી તે અધોગતિનું કારણ એમણે જણાવ્યું હતું. બૉર્ડના બીજા બધા પ્રાન્તિક પ્રતિનિધિઓએ બંગાળાના મતને ટેકો આપ્યો હતો અને કેળવણી ખાતાના અમલદારોની નિમણૂકની યોજના કરવા માટે એક કમિટી નીમવામાં આવી હતી. આ કમિટીનો રિપોર્ટ, જેને વિશે અગાઉ ઉલ્લેખ કરવામાં આવેલો છે, તેને સને ૧૯૪૩ના જાન્યુઆરીમાં મળેલી બૉર્ડની મિટિંગમાં સર્વાનુમતે મંજૂર રાખવામાં આવ્યો હતો. કેળવણીખાતાના અમલદારોની ગ્રેડ અને પગારના દર માટે, એક કમિટીએ નીચે પ્રમાણે ભલામણ કરેલી છે:—

| | |
|---|---|
| આસિસ્ટન્ટ ઇન્સ્પેક્ટરો | ૧૫૦-૧૦-૨૫૦ ( એફિશ્યન્સી બાર ) /૧૦-૩૫૦ |
| ડેપ્યુટી ,, | ૨૫૦-૧૫-૫૫૦ ( સિલેક્શન ગ્રેડ ) /૨૦-૭૫૦ |
| ગ્રેડ-૧લી | ૪૦૦-૨૫-૧૦૦૦ |

ખાસ જગ્યાઓ—જેવી કે ચીફ ઇન્સ્પેક્ટરો (સ્ત્રી અને પુરુષ), ડેપ્યુટી ડાયરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન, ડાયરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન.

આ જગ્યાઓની સંખ્યા અને તેના પગારની બાબતમાં જે પ્રાન્ત અગર પ્રદેશમાં તે નીમવામાં આવે તેના વિસ્તાર ઉપર આધાર રાખવામાં આવશે.

૧૦. રાષ્ટ્રિય કેળવણીની યોજના અમલમાં મૂકવા માટે જે પ્રોત્સાહન અને મદદની જરૂર છે તે મેળવવા માટે કેળવણીનું સબળ મધ્યકેન્દ્ર સ્થાપવાની આવશ્યકતાની બાબત અગાઉ જણાવવામાં આવેલી છે, અને એ તો સ્પષ્ટ છે કે મધ્યકેન્દ્ર અને પ્રાન્તો વચ્ચેના આવશ્યક સહકારની વધારે સરળતા અને સબળતા ત્યારે જ શકય બને કે જ્યારે તે બન્નેના ઉપરની કક્ષાના અમલદારોની અરસપરસ અદલાબદલી કરી શકાય, એટલું જ નહિ પણ તેમને એવું ભાન હોય કે તેઓ બધા એક જ કક્ષાના અમલદારો છે, અત્યારે જે સ્થિતિ પ્રવર્તે છે તે લક્ષમાં લેતાં, ઇન્ડિયન એજ્યુકેશનલ સર્વિસને બદલે અખિલ હિન્દ એજ્યુકેશનલ સર્વિસ સ્થાપવાનું અવ્યવહારુ ગણાય એવો બૉર્ડે પોતાની કમિટીનો અભિપ્રાય સ્વીકાર્યો હતો, તોપણ મધ્યસ્થકેન્દ્ર અને પ્રાન્તોના વહીવટી અમલદારોની અને એક પ્રાન્તમાંથી બીજા પ્રાન્તમાં પરસ્પર અદલાબદલીની આવશ્યકતા ઉપર બૉર્ડે ખાસ ભાર મૂકયો હતો. રાષ્ટ્રિય કેળવણીની યોજના અમલમાં મૂકવાને પરિણામે

જે વહીવટી પ્રશ્નો ઉપસ્થિત થશે તે એટલા વિશાળ અને જટિલ હશે કે તેમને અંગેના આ મુદ્દા વિશે વધારે ઊંડો વિચાર કરવાની જરૂર છે. એ પ્રશ્નનો એક રીતનો નિકાલ એમ થઇ શકે, કે આખા હિન્દ માટે ઊંચી કક્ષાની એક અલગ પાયરીના અમલદારો નીમવામાં આવે. પરંતુ આ જગ્યાઓની નિમણૂકમાં દરેક પ્રાન્તોના પ્રતિનિધિઓનું યોગ્ય પ્રમાણ જાળવવા માટે એવી યોજના કરવામાં આવે કે આમાંની કેટલીક જગ્યાઓ ફિડરલ પબ્લિક સર્વિસ કમિશન તરફથી અને કેટલીક પ્રાન્તિક પબ્લિક સર્વિસ કમિશન તરફથી નીમવામાં આવે. આ બન્ને રીતે નિમાયેલા અમલદારોની પાયરી તેમ જ પ્રોમોશનનું અને ફેરબદલીનું ધોરણ એકસરખું રાખવું જોઇએ. બીજી સરકારી નોકરીઓ જેટલું જ આકર્ષક આ નોકરી માટેના પગારનું ધોરણ તથા બીજી સગવડો અને સલામતીઓ રાખવાં જોઇએ એ કહેવાની ભાગ્યેજ જરૂર હોય.

૧૧. એક બીજા મુદ્દા પ્રત્યે ખાસ લક્ષ દોરવાની જરૂર છે. યુનિવર્સિટીના અને ઊંચા પ્રકારના ટેકનિકલ શિક્ષણ સિવાયની પ્રાન્તની બધી કેળવણીના વહીવટ માટે ડાયરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન પ્રાન્તિક સરકારને જવાબદાર હોવો જોઈએ. આ માટે તે ડાયરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રકશન ઉપરાંત કેળવણીખાતાનો મંત્રી પણ હોવો જોઇએ ( જો એવી કોઈ જગ્યાની ખાસ જરૂર જણાતી હોય તો ). ડાયરેક્ટર અને કેળવણીખાતાનો પ્રધાન અગર બૉર્ડ જેને આ અમલદાર સીધી રીતે જવાબદાર હોય-તેની વચ્ચે, કેળવણીના નિષ્ણાત જેટલી લાયકાત જેનામાં ન હોય એવા કોઈ અમલદારની નિમણૂક કરવી એ કોઈ રીતે વાજબી ગણાય નહિ.

૧૨. રાષ્ટ્રિય કેળવણીખાતાના અમલદાર અને જે બીજાં ખાતાં સાથે તેનો સંબંધ છે તે ખાતાંના અમલદાર વચ્ચે પરસ્પર નિકટ સહકાર રહે તે માટે વ્યવસ્થા થવી જોઇએ, વારંવાર એવી ફરિયાદ સાંભળવામાં આવી છે કે કમિશ્નરો કલેકટરો અને બીજા જિલ્લા અમલદારોએ પોતપોતાના પ્રાન્ત અગર જિલ્લાને લગતી કેળવણી અંગેના પ્રાન્તિક સરકારના વહીવટ અને પદ્ધતિ વિશે અજ્ઞાન બતાવ્યું છે, અગર કેટલીક વખત તેની જાણી જોઈને ઉપેક્ષા કરેલી છે. પ્રાન્તના પ્રત્યેક અમલદાર જેને જેને કોઇપણ કેળવણી સાથે પ્રત્યક્ષ કે પરોક્ષ નિસબત હોય તે દરેકના નિકટ સહકાર ઉપર કેળવણીની પ્રગતિ અને પ્રચારની સફળતાનો ઘણો આધાર રહેલો છે એ બાબત ઉપર જેટલો ભાર દઈએ તેટલો ઓછો છે. અને આપણે આશા રાખીશું, કે જ્યારે આ રાષ્ટ્રિય યોજના અમલમાં મૂકવામાં આવે, ત્યારે મધ્યસ્થ તેમજ પ્રાન્તિક સરકાર એવાં પગલાં જરૂર લેશે કે બધા જ સરકારી

અમલદાર—તે ગમે તે કક્ષાના હોય—ને સરકારની કેળવણીની પદ્ધતિ અને વહીવટ-ની બરાબર માહિતી હોય, એટલું જ નહિ પણ તે નિષ્ઠાપૂર્વક અમલમાં મૂકવામાં આવે તેવી તકેદારી રાખે.

૧૩. આ પ્રકરણમાં ચર્ચેલા મુદ્દાનો સાર:—

(अ) યુનિવર્સિટીની અને ઊંચા પ્રકારની ટેક્નિકલ કેળવણી સિવાયના તમામ શિક્ષણ માટે પ્રાન્તોને એકમ તરીકે ગણવા. આ શિક્ષણની બધી વ્યવસ્થા અને વહીવટનો અખિલ હિન્દના સમગ્ર શિક્ષણને ધોરણે સમન્વય થવો જોઇએ.

(आ) અખિલ હિન્દ રાષ્ટ્રિય કેળવણીની યોજનામાં જો દેશી રાજ્યો પણ ભાગ લે, તો કેળવણીની આર્થિક દૃષ્ટિએ વહીવટ માટે નાનાં સંસ્થાનોના સમૂહને એકમ તરીકે ગણવાં પડે, અગર તેમને મોટાં સંસ્થાનો સાથે અથવા નજીકના બ્રિટિશ મુલકો સાથે જોડવાં પડે.

(इ) રાષ્ટ્રિય કેળવણીની યોજનામાં મધ્યસ્થ અને પ્રાન્તિક સરકાર વચ્ચે, આર્થિક અને બીજી રીતે, ઘણા વધારે નિકટના સહકારની અપેક્ષા રહેશે.

(ई) કેળવણીની યોજના અમલમાં મૂકવા માટે વહીવટમાં જે ફેરફારો કરવાની જરૂર પડે તે ફેરફારો કરવા માટે પ્રાન્તિક સરકારોને સંપૂર્ણ સ્વતંત્રતા મળવી જોઈએ. અનુભવથી એવું જણાયું છે કે જે સ્થાનિક સંસ્થાઓ ખાસ કાર્ય-ક્ષમતાથી વહીવટ ચલાવતી હોય તે સિવાય બીજી સ્થાનિક સંસ્થાઓના હાથમાંથી કેળવણીનો વહીવટ પ્રાન્તિક સરકારે પોતે લઇ લેવો જોઇએ.

(उ) પોતાના ગામના કેળવણી વહીવટમાં તે ગામના વતનીઓમાં રસ ઉત્પન્ન કરવા માટે શાળાના વહીવટ માટેનાં મંડળો, સ્કૂલબોર્ડ્ઝ, અને જિલ્લા કેળવણી સમિતિઓ સ્થાપવી જોઇએ. જે ગામના લોકો પૂરતી સંખ્યામાં અને યોગ્ય લાયકાતવાળા મળી શકે તે ગામમાં જ આવી સમિતિઓ સ્થાપી શકાય. આખા પ્રાન્ત માટેનું કેળવણીનું સલાહકાર મંડળ સ્થાપવાનું પણ ઇષ્ટ ગણી શકાય.

(ऊ) મધ્ય કેન્દ્રમાં એક સબળ સત્તાવાળું કેળવણીનું ખાતું હોવાની જરૂર પડશે, અને આને સંબંધે મધ્યસ્થ કેળવણી સલાહકાર મંડળની સત્તા અને કાર્યક્ષેત્રમાં વિસ્તાર કરવાની જરૂર પડશે.

(ए) અત્યારની કેળવણીખાતાના વહીવટી અમલદારોની પ્રતિષ્ઠા અને બુદ્ધિ-શક્તિની અધોગતિની સ્થિતિ અટકાવવા માટે, તેમ જ જે વિશાળ યોજના અમલમાં મૂકવાની છે તેમાં સફળતા મેળવવા માટે, કેળવણીખાતાના અમલદારોની ભરતી

કરવા માટે, બોર્ડની કમિટીઓએ સને ૧૯૪૩ માં ભલામણ કર્યાં મુજબનાં પગલાં લેવાં જોઈએ.

(ऐ) મધ્ય કેન્દ્રમાંથી પ્રાન્તોમાં અને પ્રાન્ત પ્રાન્તમાં પરસ્પર અમલદારોની ફેરબદલી કરવાની વ્યવસ્થા રાખવી જોઈએ. અખિલ હિન્દની એક અલગ કેળવણીના મુખ્ય અમલદારોની શ્રેણી નીમવાના પ્રશ્ન વિશે ઘટતો વિચાર કરવો જોઈએ.

(ओ) યુનિવર્સિટીના અને ઉચ્ચ કક્ષાના ટેકનિકલ શિક્ષણ સિવાયના આખા પ્રાન્તના તમામ શિક્ષણના વહીવટ માટે ડાયરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રકશનને જવાબદાર ગણવો જોઈએ. જો કેળવણીના મંત્રી જેવી જગ્યા રાખવાનું દુરસ્ત ધારવામાં આવે, તો ડાયરેક્ટરને જ પોતાની ફરજ ઉપરાંત એ કાર્ય સોંપવું જોઈએ.

(औ) કેળવણીના પ્રત્યેક વિભાગ અને ક્ષેત્રના વહીવટના ખર્ચ માટે અલગ અલગ વ્યવસ્થા કરવામાં આવેલી છે. આ કાર્ય માટે, સરકારના કુલ વહીવટી ખર્ચના પાંચ ટકા જેટલા ખર્ચનો, અંદાજ આંકવામાં આવ્યો છે.

---

# નિર્ણય

## ( Conclusion )

[ આ રિપોર્ટમાં જે આંકડા તથા અંદાજો આપવામાં આવ્યા છે તે માત્ર બ્રિટિશ હિન્દને લગતા જ છે. જ્યાં એમ નથી ત્યાં સ્પષ્ટ જણાવેલું છે. ]

અત્યાર સુધીના દરેક પ્રકરણને છેડે જે આંકડા આપવામાં આવ્યા છે તે ઉપરથી જણાશે કે રિપોર્ટમાં જે ધોરણની ભલામણ કરેલી છે તે મુજબ રાષ્ટ્રિય કેળવણીની પદ્ધતિની વિવિધ શાળાઓના કુલ ખર્ચનો જે અંદાજ કરવામાં આવ્યો છે તે એ પદ્ધતિ જ્યારે અમલમાં આવે ત્યારે, નીચે જણાવેલા આંકડા મુજબનો થાય. હિન્દની કુલ વસ્તી તેમજ જીવનનિર્વાહના ખર્ચ માટેના આંકડાની ગણતરીમાં, યુદ્ધ અગાઉનું ધોરણ ગ્રહણ કરવામાં આવ્યું છે એ વાત ખાસ લક્ષમાં રાખવી જોઈએ.

| | કુલ વાર્ષિક ખર્ચનો અંદાજ<br>આ આંકડા | સરકારી તિજોરી સિવાયનાં સાધનો મારફત જે આવક થાય તેનો અંદાજ<br>લાખના ગણવાના છે | સરકારી તિજોરીમાંથી જે ખર્ચ કરવાનો તેનો અંદાજ |
|---|---|---|---|
| ૧. ફરજિયાત કેળવણી (પ્રાથમિક અને માધ્યમિક) | ૨૦૦,૦૦ | — | ૨૦૦,૦૦ |
| ૨. પ્રાક્પ્રાથમિક કેળવણી | ૩,૨૦ | — | ૩,૨૦ |
| ૩. હાઈસ્કૂલની કેળવણી | ૭૯,૦૦ | ૨૯,૦૦ | ૫૦,૦૦ |
| ૪. યુનિવર્સિટીની કેળવણી | ૯,૬૦ | ૨,૯૦ | ૬,૭૦ |
| ૫. ટેકનિકલ, વેપારી અને હુન્નરની કેળવણી | ૧૦,૦૦ | ૨,૦૦ | ૮,૦૦ |
| ૬. પ્રૌઢશિક્ષણ | ૩,૦૦ | — | ૩,૦૦ |
| ૭. અધ્યાપન સંસ્થાઓ ( ટ્રેનિંગ સંસ્થાઓ ) | ૬,૨૦ | ૧,૭૦ | ૪,૫૦ |
| ૮. શાળાને અંગેની દાક્તરી સેવા* | — | — | — |
| ૯. અપંગ બાળકોનું શિક્ષણ* | — | — | — |
| ૧૦. સ્વાતંત્રમત અને સામાજિક પ્રવૃત્તિઓ | ૧,૦૦ | — | ૧,૦૦ |
| ૧૧. નોકરી અપાવનારું ખાતું* | ૬૦ | — | ૬૦ |
| ૧૨. વહીવટીખાતું* | — | — | — |
| | ૩૧૨,૬૦ | ૩૫,૬૦ | ૨૭૭,૦૦ |

* શાળાને અંગેની દાક્તરી સેવા અને અપંગ બાળકોના શિક્ષણના ખર્ચને પહોંચી વળવા માટે કેળવણીના કુલ ખર્ચના ૧૦ ટકા જેટલાં નાણાં ખર્ચવાની વ્યવસ્થા કરવાનું સૂચવવામાં આવેલું છે. * શરૂઆતમાં આ ખાતા માટે અમુક ખર્ચની જોગવાઈ કરવાની સૂચના કરવામાં આવી છે. આગળ જતાં એ વહીવટીખાતાના એક અંગ તરીકે ગણાવું જોઈએ.

* દરેક પ્રકારના શિક્ષણમાં વહીવટ માટેના ખર્ચની જોગવાઈ રાખવામાં આવેલી છે. એવું ધારવામાં આવ્યું છે કે કુલ ખર્ચના પાંચ ટકા જેટલું ખર્ચ આ ખાતામાં કરવું પડશે.

ઉપરના કોઠા ઉપરથી જણાશે કે રાષ્ટ્રિય શિક્ષણની વ્યવસ્થા જ્યારે પૂરેપૂરી અમલમાં આવશે, ત્યારે તેનું કુલ વાર્ષિક ખર્ચ આશરે ૨ અબજ અને ૭૭ કરોડ રૂપિયા જેટલું થશે. આ આંકડામાંથી કેળવણીને માટે હાલ સરકારી તિજોરી-માંથી થતું કુલ ખર્ચ, અને શરૂઆતનાં વર્ષોમાં કરવામાં આવનારું કેટલુંક ખર્ચ બાદ થવું જોઈએ. સને ૧૯૪૦માં કેળવણી પાછળના કુલ ૩૦ કરોડમાંથી ૧૭$\frac{1}{2}$ કરોડ રૂપિયા સરકારી તિજોરીમાંથી વપરાયા હતા. આગળ જણાવવામાં આવ્યું છે તેમ આ રિપોર્ટમાં રાષ્ટ્રિય કેળવણીના ખર્ચની ગણતરી એવી રીતે કરવામાં આવી છે કે જાણે બધી શરૂઆત નવેસરથી જ કરવામાં આવવાની હોય, અને અત્યારે જે રકમ ખર્ચવામાં આવે છે તે રકમ અત્યારના સમયથી તે જ્યાં-સુધીમાં રાષ્ટ્રિય શિક્ષણની યોજના પૂરેપૂરી અમલમાં મૂકવામાં આવે ત્યાંસુધીના સમય સુધીના ગાળામાં દેશની વસ્તીમાં જે વધારો થાય અને તેને લીધે જે વધારે ખર્ચ કરવું પડે તેને માટે અલગ 'રિઝર્વ ફંડ' તરીકે અનામત મૂકેલી રકમ તરીકે ગણવામાં આવે.

૨ રિપોર્ટમાં સ્પષ્ટ રીતે જણાવેલાં કારણોને લીધે, જેટલાં જેટલાં નાણાં આ આખી યોજના માટે જરૂરનાં છે તે બધાં જ મળી આવી શકે તોપણ, જે જે સૂચનાઓ રિપોર્ટમાં કરવામાં આવી છે તે અમલમાં આવતાં ચાળીસ વર્ષથી ઓછો સમય થવાનું અશક્ય છે. આટલી મોટી વિશાળ યોજના અમલમાં મૂકવા માટે કેવાં પગલાં લેવાં જોઈએ તે, અત્યારે જ્યારે આન્તિક વિસ્તારને ધોરણે યોજના થઈ નથી ત્યારે ચોક્કસ પણે નક્કી કરવાનું, ઘણું મુશ્કેલ છે, છતાં એટલું સૂચવી શકાય કે પહેલાં પાંચ વર્ષ આખી યોજના તૈયાર કર-વામાં, પ્રચારકાર્યમાં અને ખાસ કરીને શિક્ષકોને તાલીમ આપી તૈયાર કરવામાં વ્યતીત થશે; અને ત્યાર પછી આખી યોજના અમલમાં મૂકવા માટે પાંચપાંચ વર્ષના સાત ગાળાનો કાર્યક્રમ ગોઠવવો પડશે. એ વર્ષો દરમિયાન એકએક પ્રદેશ

અગર વધારે પ્રદેશોમાં યોજના અમલમાં મુકાતી જશે. એક સામટી એક જ પ્રદેશમાં આ યોજના અમલમાં મૂકી શકાય એવું હોવાની જરૂર નથી. સાધારણ મોટા કદના નજદીકમાં આવેલા બે પ્રદેશોમાં પણ સાથેલાગી આ યોજના અમલમાં મૂકવાને વાંધો નથી. કેટલા વિસ્તારના પ્રદેશમાં આ યોજનાની શરૂઆત કરવી તે આધાર પ્રત્યેક પ્રકારની યોજના અમલમાં મૂકવાને સમયે અનેક બાબતો ઉપર આધાર રાખશે. ખાસ કરીને કેટલા તાલીમ લીધેલા શિક્ષકો આ કાર્ય માટે તૈયાર મળી શકશે તે ઉપર એનો મુખ્ય આધાર રહેશે.

૩. નીચે જણાવેલા કોઠામાં, આગળનાં પ્રકરણોમાં જણાવેલા રાષ્ટ્રિય કેળવણીના પ્રકારમાં દર પાંચ વર્ષને તબક્કે કેટલું વધારાનું ખર્ચ થતું જશે તેનો અંદાજ જણાવેલો છે. પહેલાં પાંચ વર્ષોમાં -તૈયારીના સમયમાં–દર વર્ષે દસ કરોડ રૂપિયાનું ખર્ચ વધતું જશે એવો અંદાજ કાઢવામાં આવ્યો છે. આ માત્ર અનુમાન છે, અને શિક્ષણના જુદાજુદા પ્રકારમાં તેમ જ જુદાજુદા પ્રદેશોમાં કેટલું કેટલું ખર્ચ થશે તેની ગણતરી અત્યારથી થઈ શકવી અશકય છે. શિક્ષકોને તાલીમ આપવામાં વહીવટી ખર્ચમાં, અમલદારો નિયુકત કરવામાં, પ્રયોગો તથા સંશોધનમાં અને શિક્ષકોને તાલીમ આપવા માટે શાળાઓ અને કોલેજો સ્થાપવાના કાર્યમાં, એ ખર્ચનો મોટો ભાગ વપરાશે એમ જણાય છે, તેમ છતાં, ટેક્નિકલ શિક્ષણમાં, સંશોધનમાં–ખાસ કરીને યુદ્ધોત્તર પુનર્ઘટનાની અગત્યની સંસ્થાઓ માટે નિષ્ણાત કારીગરો અને વિજ્ઞાનીઓ પૂરા પાડવામાં ઘણું ભારે ખર્ચ કરવું પડે એ સંભવિત છે. કેટલાક પ્રદેશોમાં એવું બને કે ત્યાંના સ્થાનિક અધિકારીઓ, નવી યોજનાના પ્રયોગ શરૂ કરતાં અગાઉ, જે સંસ્થાઓ અસ્તિત્વમાં હોય તેને સારા અને યોગ્ય ધોરણે લાવવા માટે, જે વધારાનાં નાણાં મળે તે વાપરવાનું ખાસ ઇચ્છતા હોય.

પહેલાં પાંચ વર્ષ પછી ખર્ચના વધારાની ગણતરી તાલીમ પામેલા શિક્ષકોની સંખ્યાના વધારાને ધોરણે કરવામાં આવી છે. આ સંખ્યાનો વધારો, સાતમા પ્રકરણમાં જણાવ્યું છે તે પ્રમાણે, હાઈસ્કૂલના શિક્ષણને વિશાળ કરવાના ધોરણ ઉપર આધાર રાખશે. એ ધ્યાનમાં લઈને, અને યુદ્ધ અગાઉના ખર્ચને ધોરણે પ્રથમનાં વીસ વર્ષોના ખર્ચ માટે બને એટલી ચોકસાઈથી ગણતરી કરવામાં આવી છે. તે પછીની ગણતરી, જે રીતે ખર્ચ દર પાંચ વર્ષે વધતું જવાનો સંભવ જણાય છે તેને આધારે અંદાજે કરવામાં આવી છે. અને બંધારણે જે છેલ્લાં પાંચ વર્ષના સૌથી વધારે ખર્ચ થશે તેનો આંકડો ગણવામાં આવ્યો છે. આ યોજના અમલ-

માં આવ્યા પછી કેટલેક વર્ષે આ આંકડા મુજબનું ખર્ચ થશે, કારણ કે શિક્ષકના પગારમાં દર વર્ષે અમુક વધારાની જોગવાઈ રાખવામાં આવી છે.

**કોષ્ઠક**

બૉર્ડની સૂચના અમલમાં મુકાય તો દર પાંચપાંચ વર્ષે ખર્ચમાં કેટલો કેટલો વધારો થાય તેનો અંદાજઃ—

| | |
|---|---|
| પાંચમે વર્ષે | ૧૦,૦૦,૦૦,૦૦૦ રૂપિયા |
| દસમે " | ૨૩,૮૦,૦૦,૦૦૦ |
| પંદરમે " | ૩૭,૪૦,૦૦,૦૦૦ |
| વીસમે " | ૬૧,૪૫,૦૦,૦૦૦ |
| પચીસમે" | ૧,૦૬,૦૦,૦૦,૦૦૦ |
| ત્રીસમે " | ૧,૬૫,૦૦,૦૦,૦૦૦ |
| પાંત્રીસમે" | ૨,૫૦,૦૦,૦૦,૦૦૦ |
| ચાળીસમે" | ૩,૧૨,૦૦,૦૦,૦૦૦ |

**નોંધ**—ઉપરના કોષ્ઠકમાં, અને આ રિપોર્ટમાં બધી જગ્યાએ, શાળાના મકાન માટે જમીન તથા મકાનો માટેના નાણાં માટે ભવિષ્યમાં ખાસ લોનો આપવામાં આવશે એવું ધારવામાં આવ્યું છે, એટલે લોનનું વ્યાજ અને સિંકિંગ ફંડ એ બેનો જ આમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

૪. એતો સ્પષ્ટ છે, કે રાષ્ટ્રિય કેળવણીના યોજનાના આર્થિક બોજાની જવાબદારી મધ્યસ્થ સરકાર અને પ્રાન્તિક સરકાર વચ્ચે વહેંચવાની ગમે તે પદ્ધતિ અખત્યાર કરવામાં આવે, તોપણ રાષ્ટ્રિય કેળવણીની યોજના માટે જે કુલ ખર્ચ થશે તે એટલું મોટું થવાનું છે, કે કેળવણીના કાર્ય માટે જે નાણાં અત્યારે ખર્ચાય છે તેની પદ્ધતિમાં મૂળગત ફેરફાર કરવાના જરૂર પડશે. પ્રાન્તિક અને મધ્યસ્થ સરકાર વચ્ચે એ ખર્ચની જે વહેંચણી કરવામાં આવે તેને માટે તે તે પ્રાન્તની કુલ આવક વિશે પણ વિચાર કરવો પડશે. રાષ્ટ્રિય શિક્ષણની યોજના શરૂ કરતાં પહેલાં આ બધા પ્રશ્નોનો પણ વિચાર કરવાની જરૂર પડશે, કારણ કે ઉપરના કોષ્ઠકમાં બતાવેલા આંકડા પ્રમાણે શરૂઆતનાં વર્ષોનું ખર્ચ કદાચ હાલના ખર્ચના આંકડા કરતાં ખાસ વધી જતું નહિ હોય, તોપણ એ યાદ રાખવું જોઈએ કે પછીનાં વર્ષોમાં એ ખર્ચ ઘણું વધી જશે, અને તે ઉપરાન્ત એક વખત એ યોજના શરૂ કર્યા પછી અંત સુધી એને પાર પાડયા સિવાય છૂટકો થવાનો નથી.

૫. આ રિપોર્ટમાં જણાવેલી મહત્ત્વની આર્થિક દરખાસ્તોના સંબંધમાં બોર્ડ સારી રીતે જાણે છે કે, બીજાં બધાં અગત્યનાં કાર્યની માફક રાષ્ટ્રિય કેળવણીની યોજનાનું ખર્ચ પણ પ્રાન્તો અને આખા દેશની કુલ આવકમાંથી જ કાઢવાનું છે, અને જ્યાંસુધી દેશની કર આપવાની શક્તિ અત્યારના કરતાં ઘણી વધારે વધે નહિ ત્યાંસુધી તેની આવક પણ વધારી શકાય તેમ નથી. કર આપવાની શક્તિ વધારવા માટે બે માર્ગ બોર્ડને જણાય છે: એક તો દેશના ઉદ્યોગોને વધારીને દેશની સમૃદ્ધિમાં વધારો કરવો અને દેશની ખેતીવાડીમાં મોટા પાયા ઉપર સુધારો કરવો; પરન્તુ તે સાથે બોર્ડને જણાય છે કે દેશમાં જ્ઞાનનો વિસ્તાર વધાર્યા સિવાય અને જ્ઞાનની વૃદ્ધિને પરિણામે જે નિષ્ણાતો ઉત્પન્ન થાય તેમનો ઉપયોગ વધારે ને વધારે કર્યા સિવાય આ બે માર્ગોમાંથી એકેમાં વધારો થાય તેમ નથી. બોર્ડને ખાતરી થઈ છે કે હિન્દના આર્થિક અને ઔદ્યોગિક વિકાસ અને તેના સામાજિક સેવાનાં સાધનો અને માર્ગો બન્ને એકબીજા સાથે અવિચ્છિન્ન રીતે સંધાયેલાં છે, અને તે બન્નેની પ્રગતિ સાથે સાથે જ થવી જોઇએ. આ કાર્યની શરૂઆત શક્ય બને તે માટે જોખમ–કદાચ મોટું જોખમ લેવાની જરૂર પડશે, અને બોર્ડ એવી ભલામણ કરે છે કે એ કાર્ય માટે, એ યોજનાના શરૂઆતના તબક્કામાં લોન દ્વારા નાણાં પૂરાં પાડવાં પડશે. એ સિવાય બીજી કોઇ રીતે આ દુશ્ચક્ર ( vicious circle ) તૂટવાનું નથી. એક વાત સાચી છે, કે અત્યારે જે નાણું દેશના બચાવવા માટે ખર્ચવામાં આવે છે, તેમાંનો કેટલોક ભાગ, યુદ્ધ સમાપ્ત થયેથી સામાજિક સેવાના કાર્યમાં વાપરવાનું શક્ય બનશે. અને એમ પણ માનવાને કારણ છે કે જે રાજ્યતંત્ર મુશ્કેલીઓનો સામનો કરવા તૈયાર હશે, તે આ જગતનાં કાર્ય માટે, જે નાણું અત્યારે ધાર્મિક સંસ્થાઓ પાસે પડેલું છે તેની પાસેથી તે નાણાંનો ઉપયોગ કરવાને શક્તિમાન થાય. એ ધાર્મિક સંસ્થાઓના પોતાના વાજબી ઉપયોગમાં કોઇ પ્રકારનો વાંધો ન આવે એવું તો અલબત ધ્યાનમાં રાખવામાં આવશે જ આ રીતે જે નાણાં મળી શકે તે ફાળો પણ રાષ્ટ્રિય શિક્ષણની આખી યોજના માટેના કુલ ખર્ચમાં થોડો ઉપયોગી હિસ્સો આપવા જેટલો થઇ શકે; એટલે એ ખર્ચનાં નાણાં આવકનો વધારો કર્યા વગર બહુ થોડા પ્રમાણમાં મળી શકે. રાષ્ટ્રિય કેળવણીની યોજનાના ખર્ચનો બોજો ઓછો કરવા માટેની જે જે સૂચનાઓ રજૂ કરવામાં આવી છે તે દરેક વિષે બોર્ડે બહુ કાળજીપૂર્વક વિચાર કરી જોયો છે. આ સૂચનાઓમાં ગાંધીજી તરફથી થોડાં વર્ષ ઉપર પ્રકટ થયેલી

"વર્ધા યોજના"ને નામે ઓળખાતી પદ્ધતિ સહુથી વધારે ધ્યાન આપવા લાયક અને રસદાયક છે. એ યોજનાનું ધ્યેય એ છે કે બેઝિક શાળાઓમાં ધંધા અગર ઉદ્યોગ શિક્ષણને એટલી ઊંચી કક્ષાએ લઈ જવું કે વિદ્યાર્થીઓ જે માલ ઉત્પન્ન કરે તેના વેચાણમાંથી શિક્ષણના ખર્ચની આખી રકમ અગર મોટા ભાગની રકમ મેળવી શકાય. બૉર્ડને લાગે છે કે આ યોજનામાં કેળવણીની દૃષ્ટિએ બહુ મોટા સિદ્ધાન્તનો સમાવેશ થયેલો છે, અને પહેલા પ્રકરણમાં જણાવ્યા મુજબ બૉર્ડે પોતાની યોજનામાં પણ તે અપનાવેલો છે, તોપણ બૉર્ડને એવી પ્રતીતિ થઇ છે કે એ યોજના મુજબ જો નાણાં વસૂલ થઇ શકે તોપણ તે કેળવણીની કાર્ય-ક્ષમતાને ભોગે જ થઇ શકે અને એવી રીતનો ભોગ આપવાનું બોર્ડને સલાહ ભરેલું લાગતું નથી; એટલે તેમને ન છૂટકે એવો નિર્ણય કરવો પડે છે, કે જો હિન્દને કેળવણીની યોગ્ય પદ્ધતિ ગ્રહણ કરવી હોય તો તેણે બીજા દેશની પદ્ધતિનું અનુસરણ કરવું પડશે અને તેને માટે જોઇતાં નાણાં ખર્ચવાં પડશે.

આ રિપોર્ટની શરૂઆત પશ્ચિમના એક સૂત્ર ઉપરથી કરવામાં આવી હતી એનો અંત પૂર્વની એક કહેવતથી કરવો એ ઉચિત છે. ચીનમાં એક કહેવત છેઃ—

જો તમે એક વર્ષ માટેની યોજના કરતા હો, તો અનાજ વાવો,
જો તમે દશ વર્ષ માટેની યોજના કરતા હો, તો વૃક્ષ વાવો,
જો તમે સો વર્ષ માટેની યોજના કરતા હો, તો માણસો વાવો.

વૃક્ષ બહુ ધીમે ધીમે વધી મોટાં થાય છે, અને ચીન કરતાં હિન્દમાં મનુષ્યો વધારે જલદી ઊછરી સમજણાં થતાં હશે; પરન્તુ કહેવત બન્ને દેશને લાગુ પડે છે.

આ રિપોર્ટમાં ઘણી અપૂર્ણતાઓ હશે, છતાં તેનો હેતુ તો ઉપર જણાવ્યું તેમ મનુષ્યો-પુરુષો અને સ્ત્રીઓ વાવવાનો છે, જેના સિવાય જે ઉજ્જ્વલ ભવિષ્યની આશા હિન્દ માટે બૉર્ડે રાખેલી છે, તે પ્રાપ્ત થવાનો કદી પણ સંભવ નથી.

| | |
|---|---|
| સહી જોગેન્દ્રસિંઘ—પ્રમુખ | સહી સૈયદુર રહેમાન* |
| ,, ડબલ્યુ એચ. એફ. આર્મસ્ટ્રોંગ | ,, રેણુકા રે |
| ,, પી. એન. બૅનરજી | ,, એમ. રત્નસ્વામી* |
| ,, સી. વી. ચન્દ્રશેખરન્ | ,, માહોમદ સમીનજાન |
| ,, મૉરિસ ગ્વાયર | ,, જ્હૉન સાર્જન્ટ |
| ,, એમ. અફઝલહુસેન* | ,, પીર ઈલાહીબક્ષ* |

,, મીરઝાં ઈસ્માઇલ*
,, ડબલ્યુ. એ. જેન્કીન્સ
,, અબ્દુસ સમદખાન
,, ટમીઝુદ્દીનખાન*
,, વી. ટી. કૃષ્ણમાચારી
,, જ્યૉર્જ લાહોર
,, જી. એલ. મહેતા
,, કે. રામમુન્ની મેનન
,, ગોદાવરીસ મિશ્ર
,, એસ. મૂસ
,, એચ. એન. સેન
,, શાહ આલમ
,, લિઓનાર્ડ જી. ડી સિલ્વા
,, ઉજ્જલસિંગ
,, આર. એમ. સ્ટેથન*
,, માલિની સુખ્થનકર
,, આઈ. એચ. ટૉન્ટન
,, એસ. સી. ત્રિપાઠી
,, ડબલ્યુ. જી. પી. વૉલ
,, પી. એફ. એસ. વૉરન
,, ઝિઆઉદ્દીન અહમદ
,, ડી. એમ. સેન ( સેક્રેટરી )

૧૯મી જાન્યુઆરી ૧૯૪૪

* આ ગૃહસ્થોએ પોતાના મતભેદની નોંધ જુદી લખી છે.

# ભિન્ન મતની નોંધોનો સાર

## (૧) ખાનબહાદુર મિયાં એમ. અફઝલહુસેન

(૧) પ્રથમ પ્રાથમિક ઐચ્છિક શાળામાં ફરજિયાત શિક્ષણ દાખલ કરવું અને પછી જેમજેમ નાણાંની જોગવાઇ થતી જાય તેમતેમ આગળ વધતા જવું એ મત સામે પ્રસ્તાવનાના ૩જા પરિચ્છેદમાં વિરોધ બતાવી, એવો મત જણાવવામાં આવ્યો છે કે જો ફરજિયાત શિક્ષણ સર્વત્ર ન થઇ શકે એમ હોય, તો અમુક પ્રાન્તમાં તે પ્રથમ ફરજિયાત કરવું અને ધીમે ધીમે બીજા પ્રાન્તોમાં ઊતરતા જવું, પણ પ્રથમ અમુક ઉમરનાને ફરજિયાત પછી તેથી ઓછી અગર વધારે ઉમરનાને ફરજિયાત એમ ઉપરનો ક્રમ રાખવાનો નહિ.

મારો આ બાબતમાં મત જુદો છે. કેટલાં વર્ષ સુધી અભ્યાસ થાય છે એ બહુ મહત્ત્વનું નથી, પણ કેટલો-કેવી વિવિધતાનો અને કેટલો સંગીન—અભ્યાસ થાય છે એ વિશેષ મહત્ત્વનું છે. અત્યારની શોધો-મેજિક લેન્ટર્ન, સિનેમા, રેડિયો વગેરે દ્વારા જે શિક્ષણ વર્ગમાં બે માસમાં મળી શકે તે કદાચ બે કે ચાર કલાકમાં એ સાધનો દ્વારા આપી શકાય. પાચનક્રિયાનો પૂરેપૂરો સ્પષ્ટ ખ્યાલ સિનેમા અને ચિત્રો દ્વારા બે કલાકમાં બાળકને આપી શકાય, અને પુસ્તકો દ્વારા તે આપતાં કદાચ એક માસ થાય.

વળી જે કામ આઠ વર્ષના અભ્યાસક્રમથી પૂરું થાય તે, આ પ્રમાણેનાં સાધનો દ્વારા કદાચ પાંચ વર્ષે પૂરું થાય અને એટલો અભ્યાસ કરી-જ્ઞાન અને માહિતી મેળવી-બાળક અગિયાર વર્ષની ઉમરે કોઈ પ્રકારનો ઉપયોગી ધંધો કરવાને લાયક થાય. અલબત એવડા નાના બાળકને શારીરિક શ્રમવાળા ધંધામાં રોકાય નહિ-કાયદો પણ તેની મના કરે છે. પરન્તુ હિન્દ જેવા ગરીબ દેશમાં એવડું બાળક ઉપયોગી ધંધામાં રોકાય એ આર્થિક દૃષ્ટિએ મોટો લાભ ગણાવો જોઈએ. ખેતીના કોઇ નાના શ્રમ વગરના કાર્યમાં, રેડિયો કે સિનેમા, સીવવાના સંચા, ઘડિયાળ વગેરે બનાવવાના રસિક અને બાળકને રુચે એવા કાર્યમાં તેને રોકી રોજી મેળવતો કરી શકાય.

અમુક પ્રાન્તવાર શરૂ કરી આગળ વધવાની યોજનાથી કેટલાક અમુક પ્રાન્તો બીજા પ્રાન્તો કરતાં કદાચ પચીસ વર્ષ આગળ વધી ગયેલા હશે-અને

તેઓ પોતાની બુદ્ધિશક્તિ અને હુન્નરઉદ્યોગમાં આગળ વધેલા હોવાથી બીજા પ્રાન્તો ઉપર સરદારી ભોગવશે, પ્રાન્તોના વહીવટની સત્તા પડાવી લેશે–આને પરિણામે અનેક પ્રકારના સામાજિક ઝઘડા થશે. ગામડાંમાં કોલેજો નહિ અને શહેરોમાં કોલેજો હોવાને કારણે ત્યાંના લોકોને ઉચ્ચ શિક્ષણના લાભ મળ્યા. આ રીતે ગામડાં અને શહેરના લોકો વચ્ચે મોટો ભેદ પડી ગયો, એટલું જ નહિ પણ ગામડાંની પ્રજા ઉપર શહેરી પ્રજાએ અનેક પ્રકારની સરજોરી કરી એ આપણો અત્યારનો અનુભવ છે. એટલે મારો મત એવો છે કે આખા દેશમાં બધા જ પ્રાન્તોમાં સામટું ફરજિયાત શિક્ષણ દાખલ કરવું અને ઉમરની બાબતમાં ક્રમે-ક્રમે વધતા જવું.

આ સંબંધે એક બીજો મુદ્દો વિચારવા જેવો છે. જે જાતની કેળવણી ઇંગ્લૅન્ડમાં ક્રમેક્રમે દાખલ થઇ તે અહીં એકસામટી સાથે જ દાખલ કરી દેવાનો પ્રયાસ યોજનામાં કરવામાં આવ્યો છે. હિન્દ એ ખેતીપ્રધાન દેશ છે અને અનેક વર્ષો સુધી એ ખેતીપ્રધાન જ રહેવાનો છે. એ ધંધામાં શારીરિક મજૂરીનું કામ ઘણું કરવાનું હોય છે. હવે નવી કેળવણી આઠ વર્ષ સુધી જે બાળકને મળશે તે પોતાનાં પુસ્તકોના અને પ્રયોગશાળાના ઉચ્ચ પ્રકારના અભ્યાસ પછી આ જાતના શારીરિક શ્રમનું કામ કરશે ખરો? અને તેમ ન થાય તો એક પ્રકારની સામાજિક મોટી ક્રાન્તિ થવાનો સંભવ નથી? એટલે દેશની ખેતીવાડી તથા ઉદ્યોગોમાં જે પ્રમાણમાં પ્રગતિ થતી જાય તે જ પ્રમાણમાં કેળવણીના ધોરણમાં પ્રગતિ થાય તો જ દેશને તે લાભકારક નીવડે. હિન્દ જેવા ગામડાંની પ્રજાની મોટી વસ્તીવાળા દેશમાં કેળવણીની યોજનામાં "ધીરે ધીરે, ક્રમેક્રમે" એ સૂત્ર કદી ભુલાવું ન જોઈએ.

પ્રસ્તાવનાના નવમા પરિચ્છેદમાં કેળવણીની રાષ્ટ્રિય યોજનાના અતિ મોટા ખર્ચ વિશે ઉલ્લેખ કરવામાં આવ્યો છે. એનો પણ ભય બતાવવામાં આવ્યો છે કે નાણાં ન પહોંચવાથી આ આખી યોજના તૂટી પડે–તેને સફળતા ન મળે–એવું પણ બને. આ સંબંધમાં મારી સૂચના એવી છે કે પ્રત્યેક મેટ્રિક્યુલેટ અને ગ્રેજ્યુએટને બે વર્ષ સુધી શિક્ષકનું કાર્ય કરવા માટે ફરજિયાત ભરતી કરવાનો કાયદો થવો જોઈએ–અલબત આ શિક્ષકો તાલીમ ન લીધેલા હોવાથી ઉત્તમ કોટિનું કામ નહિ કરી શકે, પરન્તુ શિક્ષણની ઊંચી કક્ષા અને ફરજિયાત શિક્ષણનો વિશાળ વિસ્તાર એ બન્ને આપણે, આપણા દેશની આર્થિક સ્થિતિ વિચારતાં, ન સાધી શકીએ–એટલી ઊંચી કક્ષામાં જરા ઊણપ આવવા દઈને વિસ્તારનો વિચાર

રાખ્યે જ છૂટકો. વળી નવાં વૈજ્ઞાનિક સાધનોનો ઉપયોગ શિક્ષકોની તાલીમી શાળાઓમાં શીખવવામાં આવે તો તાલીમનો સમય પણ ઓછો કરી શકાય અને એ રીતે નાણાં બચાવી શકાય.

બાળમંદિરો સંબંધી મારો મત એવો છે કે, જ્યાંસુધી વસ્તીનો ઘણો મોટો ભાગ એનો લાભ લે નહિ ત્યાંસુધી બાળમંદિરોમાં મફત શિક્ષણ ન અપાવવું જોઇએ. મને લાગે છે કે હજી તો ઘણા દશકા પછી ગામડાંનાં બાળકો પાકપ્રાથમિક શાળાઓનો લાભ લેવાની સ્થિતિમાં આવશે.

યુનિવર્સિટીની શિક્ષણની બાબતમાં મારે જણાવવાનું કે યુનિવર્સિટીની જે ગ્રાન્ટ્સ કમિટીઓ નીમવામાં આવે તે માત્ર માર્ગદર્શન માટે જ હશે, યુનિવર્સિટીઓના વહીવટમાં તે માથું નહિ મારે એવી આશા રાખવામાં આવે છે.

હાલના ઈન્ટરમીજિયેટ અભ્યાસક્રમને યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં સ્થાન ન હોવું જોઈએ એ મત સાથે હું મળતો થતો નથી. જે મુજબ અત્યારે ડૉકટરી અને ઇજનેરી શિક્ષણ માટે ઇન્ટરમીજિયેટ અભ્યાસક્રમ ઉપયોગી થયેલો છે તે જ મુજબ, જો બરાબર યોજનાપૂર્વક તેને ઘડવામાં આવે, તો બીજી ડિગ્રીઓ માટે પણ તે ઉપયોગી થવો જોઇએ. એ અભ્યાસક્રમ કૉલેજમાંથી ખસેડી શાળામાં લઈ જવાથી તેની કક્ષા ઊંચી જવાને બદલે હલકી થશે. વળી જ્યારે શાળાના શિક્ષણમાં બોધભાષા તે પ્રાન્તિક ભાષા થશે, ત્યારે અંગ્રેજીનું ધોરણ ઊતરતા પ્રકારનું થશે; અને તેમ થશે તો, જો કૉલેજોમાં બોધભાષા અંગ્રેજી રાખવામાં આવેલી હશે, તો ઘણી મુશ્કેલીઓ પડશે. આવા સંજોગોમાં યુનિવર્સિટીમાં તૈયારીના વર્ગો તરીકે ઇન્ટરમીજિયેટ અભ્યાસક્રમની ખાસ અગત્ય રહેશે. એ અભ્યાસક્રમમાં અંગ્રેજી ઉપર ખાસ ધ્યાન આપવામાં આવશે, અને ડિગ્રીના અભ્યાસક્રમ માટે જે વિષયોનો અભ્યાસ ખાસ જરૂરનો છે તે ત્યાં શીખવવામાં આવશે.

અત્યારે યુનિવર્સિટીઓનો સરકાર સાથેનો સંબંધ શાળાખાતાના મુખ્ય અધિકારી ડાયરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રકશન મારફત થાય છે. મારી એવી સૂચના છે કે એ સંબંધ ચાન્સેલર મારફત થવો જોઈએ.

ફરજિયાત શિક્ષણ માટેની ઉમરની બાબતમાં ઇન્ટર યુનિવર્સિટી બોર્ડના મતને હું સંમત થાઉં છું, એટલે તે ૫ થી ૧૩ સુધી હોવી જોઇએ.

## પ્રકરણ ૫મું

## ટેક્નિકલ, વેપારી અને હુન્નરકળાનું શિક્ષણ

નિર્ણયોના ૨૦મા મુદ્દામાં એવી સૂચના કરવામાં આવી છે કે ટેક્નિકલ શિક્ષણનો બધો વહીવટ કેળવણીખાતાને હસ્તક હોવો જોઇએ. હાઇસ્કૂલમાં જે ટેક્નિકલ શિક્ષણ આપવામાં આવે ત્યાંસુધીના શિક્ષણનો વહીવટ કેળવણીખાતાને હસ્તક હોય તેમાં વાંધો નથી; પણ યુનિવર્સિટીઓમાં જે ટેક્નિકલ શિક્ષણ આપવામાં આવે તેનો વહીવટ યુનિવર્સિટીને અગર તો તે દરેક જુદા જુદા શિક્ષણના ખાતાને હસ્તક હોવો જોઇએ. જેમકે ડૉકટરી શિક્ષણ ડૉકટરીખાતાને, ખેતીવાડીનું ખેતીવાડીના ખાતાને વગેરે. આમ થવું જરૂરનું છે, કારણ કે એ જાતનું શિક્ષણ અને તેનું સંશોધન એ એકબીજા સાથે જોડાયેલાં છે અને ખાતાની જરૂરિયાતો સાથે સંશોધન વિભાગ સંલગ્ન થયેલો છે.

## પ્રકરણ સાતમું

યુદ્ધના અંત પછી, જે સ્થળોએ અત્યારે લશ્કરી અમલદારો માટેની તાલીમ આપવામાં આવે છે તે સ્થળોનો ઉપયોગ શિક્ષકોને તાલીમ આપવા માટે કરવો જોઇએ, વળી જે લોકો અત્યારે યુદ્ધમાં જોડાયા છે તે પાછા ફરે ત્યારે તેમને શિક્ષક તરીકે કામ કરવાને પ્રેરવા જોઇએ. લશ્કરમાં તેમને જે તાલીમ મળેલી છે, લશ્કરમાં તેમને જે અનુભવ થયેલો છે તેને પરિણામે તેઓ થોડી જ તાલીમ લઈને શિક્ષક તરીકે સારું કામ કરી શકશે.

## કેળવણી વિષયક સંગ્રહસ્થાનો

કેળવણીના સંબંધમાં એક બહુ અગત્યની બાબતનો આ રિપોર્ટમાં બિલકુલ ઉલ્લેખ થયેલો જણાતો નથી. તે બાબત કેળવણીવિષયક સંગ્રહસ્થાનો. નાનાં બાળકોને તેમ જ મોટી ઉમરનાં માણસોને માટે સંગ્રહસ્થાનો એ કેળવણીનું બહુ ઉત્તમ સાધન છે. શિક્ષણના સંગ્રહસ્થાનો–ખાસ કરીને વૈજ્ઞાનિક સંગ્રહસ્થાનો બહુ મોટા પાયા પર વિસ્તારવાં જોઇએ. યુરોપ અને અમેરિકામાં વૈજ્ઞાનિક સંગ્રહસ્થાનો બહુ થોડાં વર્ષથી જ શરૂ કરવામાં આવ્યાં છે, પણ તેની ઉપયોગિતા અને કેળવણી માટે તેમની કાર્યક્ષમતા સારી રીતે સિદ્ધ થયેલી છે. કેળવણીની કોઈ યોજના આ અગત્યની બાબત પ્રત્યે ધ્યાન આપ્યા સિવાય સંપૂર્ણ ગણાય નહિ.

## (૨) મિરઝાં મહમ્મદ ઈસ્માઈલની નોંધ

મારો એવો મત છે, કે યુનિવર્સિટીનો વહીવટ તેને પોતાને જ હસ્તક રહેવો જોઈએ, અને સેન્ટ્રલ ગ્રાન્ટ્સ કમિટી રચવામાં આવે તો તેની સત્તા ઈન્ટર-યુનિવર્સિટી બોર્ડના સને ૧૯૪૩ ના ડિસેમ્બરના ઠરાવ ૭ મા કરતાં વધુ ન હોવી જોઈએ.

## (૩) ધી ઑનરેબલ મિ. ટમીઝુદ્દીનખાન અને ઑનરેબલ ખાનબહાદુર સૈયદુર રહેમાનની નોંધ

હિન્દની યુદ્ધોત્તર પ્રગતિનો મુખ્ય આધાર, યુદ્ધ પછી તેની રાજકીય સ્થિતિ ઉપર રહેલો છે. હિન્દના રાજકીય સ્વરૂપ અને તેના રાજકીય બંધારણનો આધાર હિન્દી પ્રજાની અને બ્રિટિશ પ્રજાની મનોવૃત્તિ ઉપર આધાર રાખે છે. ક્રિપ્સની દરખાસ્ત જોતાં એમ લાગે છે કે હિન્દ દેશના ઘણા સ્વતંત્ર સંસ્થાનો અગર નાનાં નાનાં રાજ્યો થઈ જશે. આ વાત ધ્યાનમાં રાખીએ તો રિપોર્ટમાં કેળવણીની જે શાખાઓના વહીવટની અંતિમ સત્તા મધ્યકેન્દ્રમાં રાખવાની સૂચના કરવામાં આવી છે તે એક જ મધ્યસ્થકેન્દ્ર હોવાને બદલે પોતપોતાના નાના સંસ્થાનના મધ્યકેન્દ્રમાં રહેશે એવો અર્થ થાય. એ ગમે તેમ હોય, પરન્તુ કેળવણીની કોઈ-પણ શાખાના વહીવટની સત્તા કોઇ મધ્યસ્થકેન્દ્રમાં હોય એ મત સાથે અમે સંમત થઈ શકતા નથી. આ દેશની વિશાળતા જે રશિયા બાદ કરતાં આખા યુરોપ જેવડી છે, તેમ જ તેની પ્રજા જે આખી દુનિયાની પ્રજાના પાંચમા ભાગ જેટલી છે તેની ભાષાઓ, અને સંસ્કૃતિની ભિન્નતા ધ્યાનમાં લેવામાં આવે તો, ઈંગ્લૅન્ડ અગર યુરોપના બીજા કોઇ એવા એક દેશના અનુકરણમાં રજૂ કરાયેલો મધ્યસ્થકેન્દ્રના વહીવટનો વિચાર સર્વ રીતે અસ્થાને જણાય છે. આ દેશ અનેક સંસ્થાનોમાં વહેંચાય કે ન વહેંચાય પણ તેનું એક સમવાયતંત્ર જેવું તો જરૂર રચાશે, એટલે સમવાયતંત્રના દરેક પ્રાન્તમાં પોતાનો સ્વતંત્ર અને સ્વશાસનનો વહીવટ જ હોવો જોઈએ એ સ્પષ્ટ છે. આ જાતનો મધ્યસ્થકેન્દ્રના વહીવટનો આખો ખ્યાલ હિન્દના ભવિષ્યના રાજ્યબંધારણના ખોટા અને ભયજનક ખ્યાલ ઉપર બંધાયેલો હોવાથી એ આખી ગૂંચવણ ઊભી થયેલી છે. સ્વાયત્તશાસનના પ્રાન્તોનું આર્થિક બંધારણ હાલના કરતાં જુદું હશે અને પ્રત્યેક પ્રાન્તમાં તેના સર્વ વહીવટ માટે તો નાણાંનો જે ભાગ હાલ મધ્યસ્થકેન્દ્રમાંથી મળે છે તે પણ પ્રત્યેક પ્રાન્તે પોતે મેળવી લેવાનો રહેશે; એટલે તેને ખૂટતું નાણું જે મધ્યસ્થ

સત્તા તરફથી મળશે તે મદદ માટે, નહિ કે વહીવટમાં ભાગ લેવા માટે. અમે એમ નથી કહેવા માગતા કે મધ્યસ્થ સંસ્થાઓ બિલકુલ નકામી છે. એવી સંસ્થાઓ શિક્ષણનું એક સરખું ધોરણ રાખવા માટે, પરસ્પર વિચારો અને પદ્ધતિની આપ લે કરવા માટે અને શ્રમ અને સાધનોનો વ્યર્થ વ્યય અટકાવવા માટે જરૂરની રહેશે. પરન્તુ એ બધી સલાહકારી સંસ્થાઓ હશે.

રિપોર્ટમાંના એક બીજા મુદ્દા વિશે વિચારતાં અમને નિરાશા થાય છે. આ આખી યોજના પૂરેપૂરી અમલમાં આવતાં લગભગ અર્ધી સદી જેટલો સમય વીતવાનો છે એ ખ્યાલ અમને હતાશ કરે છે. દુનિયા તો પ્રગતિ કર્યે જ જશે— આપણે માટે વાટ જોવા થોભવાની નથી; એટલે આપણે પ્રગતિ કરતી દુનિયા સાથે કૂચ નહિ કરી શકીએ તો હંમેશ માટે આપણે પાછળ રહી જઇશું. રિપોર્ટમાં જે સમય આપ્યો છે તે કરતાં ચોથા ભાગનો નહિ તો અર્ધો સમય થાય એવી યોજના તો આપણે કરવી જ જોઈએ, ભલે પછી એમ કરવામાં રશિયામાં ઝારના રાજ્યમાંથી મુક્તિ મેળવવા માટે જે જાતના ઉપાય લેવામાં આવ્યા હતા તેવા લેવા પડે.

## (૪) ધિ ઑનરેબલ પીર ઈલાહીબક્ષ નવાઝઅલીની નોંધ

મારા મિત્ર બંગાળાના પ્રધાનના મત સાથે હું સંમત થાઉં છું કે કેળવણી એ મધ્યસ્થ સરકારના તાબાનો વિષય ન હોવો જોઇએ, અને એ આખી યોજના સંપૂર્ણ થવાનો સમય ટૂંકાવો જોઈએ.

## (૫) શ્રી. રત્નસ્વામીની નોંધ

મારે કેટલીક ચેતવણીનો સૂર રજૂ કરવો જોઇએ:

૧ ઘણાં પ્રકરણોમાં જે ઐતિહાસિક સમાલોચના કરવામાં આવી છે તેમાં અત્યાર સુધી થયેલા કામનો ઉલ્લેખ કરી તેને ન્યાય આપવો જોઈતો હતો. છઠ્ઠા પ્રકરણની શરૂઆતમાં "જે દેશમાં ઉપેક્ષાવૃત્તિ અને બેદરકારી અનેક વર્ષોથી ઘર કરી રહ્યાં છે" એવા શબ્દો વાપરવામાં આવ્યા છે તે ૪૦ વર્ષ ઉપર શ્રી. ગોખલેએ પ્રજા અને રાજ્યાધિકારીઓને મફત અને ફરજિયાત શિક્ષણ માટે જે પ્રયત્નો કર્યાં હતા તેમના માનનીય નામને અન્યાય કરે છે. તેમજ ચાળીસ વર્ષ ઉપર વડોદરા રાજ્યે ફરજિયાત શિક્ષણનો કાયદો કર્યો હતો તેને અને મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારા પછી સ્થપાયેલા પ્રજાકીય રાજ્યવહીવટવાળા કેટલાક પ્રાન્તોએ એ દિશામાં કરેલા પ્રાન્તોને પણ અન્યાય કરે છે. તે ઉપરાંત યુનિવર્સિટીના

પ્રકરણમાં માત્ર દિલ્હી યુનિવર્સિટીના નામનો ઉલ્લેખ કરવામાં આવેલો છે તે પણ, બીજી યુનિવર્સિટીઓને અન્યાય છે.

(૨) ધાર્મિક કેળવણીના પ્રશ્નને જે મહત્ત્વ આપવામાં આવવું જોઈએ તે આપવામાં આવ્યું નથી, જો કે ધાર્મિક કેળવણીની અગત્ય સ્વીકારવામાં આવી છે. દેશની કેળવણીની આખી યોજનામાં ધાર્મિક કેળવણી કેવી રીતે ગોઠવી શકાય તેની પદ્ધતિની ચર્ચા માટે આખું એક પ્રકરણ રોકવું જોઈતું હતું-ખાસ કરીને આ દેશમાં ધાર્મિક શિક્ષણની મુશ્કેલીઓની ચર્ચા થવી જોઇતી હતી. મધ્યસ્થ સલાહકારી બોર્ડની કમિટી આ પ્રશ્ન વિશે વિચાર કરવા માટે નીમવામાં આવી છે એ ખુશી થવા જેવું છે. ધાર્મિક શિક્ષણની સ્કોટિશ પદ્ધતિની હું સલામણ એ કમિટીને કરું છું-રાજ્યની જરૂરિયાતો અને અમુક ખાસ પંથ કે મતની શાળાઓ માટેની સ્વતંત્રતા એ બેનો સમન્વય કરવાનો પ્રયત્ન આ પદ્ધતિમાં કરવામાં આવ્યો છે.

(૩) પ્રાક્પ્રાથમિક શિક્ષણની બાબતમાં મને લાગે છે કે રાજ્ય જો એ શિક્ષણનું કાર્ય માથે લે તો ઘણું વધારે પડતું થઇ જાય. કેળવણીની કાર્યક્ષમતાની દૃષ્ટિએ તેમજ કુટુંબની અને વ્યક્તિની સ્વતંત્રતાની દૃષ્ટિએ બન્ને રીતે એ કાર્ય રાજ્યે માથે લેવું એ વધારે પડતું ગણાય. રશિયાનું અનિષ્ટ દૃષ્ટાન્ત ટાંકવામાં આવે છે. બાળક બે કે ત્રણ વર્ષનું થાય ત્યારથી તેના શિક્ષણ અને ઉછેરનું બધું કામ રાજ્ય માથે લઇ લે છે તેથી માતાની ગૃહકેળવણીનો જરાપણ અવકાશ રહેતો નથી. અલબત એ દેશમાં માતાઓ પોતપોતાને કામે જતી હોવાથી ઘેર રહેતી નથી એ વાત ધ્યાનમાં લેવી જોઈએ. હું આશા રાખું છું-અંતરથી પ્રાર્થના કરું છું-કે પશ્ચિમના દેશોની ઔદ્યોગિક પ્રગતિના અનિષ્ટોમાંનું આ એક-માતાઓને કારખાનાંમાં કામ કરવા જવું પડે તે—આ દેશમાં પ્રવેશ કરવા નહિ પામે. પ્રાક્પ્રાથમિક શાળાઓમાંની ઉત્તમમાં ઉત્તમ શાળા પણ માતાની-નિરક્ષર માતા હોય તોપણ-અસરની અને બાળકના છેક બચપણના સમયમાં માતાના ઉછેરની બરોબરી ન કરી શકે પ્રજાના પરંપરાગત સંસ્કારોના પોષણના કાર્યમાં અને બાળકોની અંતર્ગત લાગણીઓની કેળવણીની બાબતમાં માતાઓની મારફત જ કેળવણી આપી શકાય. આપણે માનવીઓ બનાવવાં છે-રાજ્યના પૂતળાં નહિ. અને રાજ્યે ઉછેરેલાં માનવીઓની ઓલાદનો વિચાર ભયંકર લાગે છે.

(૪) ઉચ્ચ કેળવણી માટે પસંદગીનું અમુક ધોરણ રાખવાની જે હિમાયત

કરવામાં આવી છે, તેને સંબંધે એટલી સંભાળ રાખવી જોઈએ કે એ પદ્ધતિને પરિણામે પછાત કોમોનાં છોકરાછોકરીઓને ઉચ્ચ કેળવણી મળવાનો અવકાશ રહેવા પામે નહિ એમ ન બને. પ્રત્યેક શાળામાં ધંધાઓને દોરવણી આપવાની યોજના રાખવી જોઈએ.

(૫) યુનિવર્સિટીના શિક્ષણની બાબતમાં સામાન્ય બી. એ. ની ડિગ્રી માટે ત્રણ વર્ષના અભ્યાસક્રમની તરફેણમાં હું નથી. અત્યારે સોળ વર્ષની એટલે પ્રમાણમાં નાની ઉંમરે વિદ્યાર્થીઓને યુનિવર્સિટીમાં દાખલ થવા દેવામાં આવે છે તે, શાળામાં અને યુનિવર્સિટીમાં શિક્ષણપદ્ધતિમાં જે મહત્ત્વનો ભેદ જોવામાં આવે છે તે, શાળામાં અને યુનિવર્સિટીના વિદ્યાર્થિ-જીવનમાં જે મહત્ત્વનો ભેદ છે તે બધું લક્ષમાં લેતાં એમ લાગે છે કે હિન્દી વિદ્યાર્થીએ ત્રણ નહિ પણ ચાર વર્ષ યુનિવર્સિટીમાં ગાળવાં જોઇએ. દિલ્હી યુનિવર્સિટીમાં જે પ્રયોગ ચાલે છે તેની ધ્યાનપૂર્વક તપાસ રાખવી જોઈએ. મૈસૂર યુનિવર્સિટીએ ત્રણ વર્ષનો સમય રદ કરી ફરી પાછો ચાર વર્ષનો સમય દાખલ કર્યો છે તે હકીકત, આ રિપોર્ટમાં જણાવ્યા મુજબ ત્રણ વર્ષનો સમય નક્કી કરતાં પહેલાં, ધ્યાનમાં રાખવાની જરૂર છે.

(૬) આ યોજના માટે નાણાંની વ્યવસ્થા અને તેને પરિણામે હિન્દી સરકારના આખા દેશના કેળવણીખાતા ઉપરની હકૂમતની આ રિપોર્ટમાં યોજના કરવામાં આવી છે, તે બાબત, જેઓ દેશની રાજકીય બંધારણની પ્રગતિમાં ઇચ્છા રાખી રહ્યા છે તેમના મનમાં શંકા ઉપસ્થિત કરે તેવી છે. કેળવણીના ક્ષેત્રમાં વિવિધ પ્રયોગો થવા જોઈએ, એટલે જુદા જુદા પ્રાન્તોમાં જુદા જુદા પ્રયોગો થાય તો એકંદરે કેળવણી વિશેષ દૃઢ થશે. જો મધ્યસ્થ સરકારની નાણાંની સ્થિતિ એવી સધ્ધર હોય કે લશ્કર અને સંરક્ષણખાતાં ઉપરાંત કેળવણીના કાર્યમાં પણ તે નાણાંની મદદ આપી શકે તો તે પણ પ્રાન્તીય સ્વશાસનને જરા પણ ક્ષતિ ન પહોંચે એવી રીતે આપવી જોઇએ.

## (૬) સર મેરિવેલ સ્ટેથમની નોંધ

(૧) યુદ્ધમાંથી જે સંખ્યાબંધ સૈનિકો પાછા ફરશે તેમના અને તેમનાં સંતાનો તથા કુટુંબનાં બાળકોના શિક્ષણની બાબતનો વિચાર આ રિપોર્ટમાં કરવામાં નથી આવ્યો એટલા પૂરતો આ રિપોર્ટ :અપૂર્ણ ગણાય. યુદ્ધમાંથી

પાછા ફરેલા સૈનિકો અને તેમનાં સંતાનો તથા કુટુંબનાં બાળકોના શિક્ષણનો પ્રશ્ન હવે પછીનાં કેટલાંક વર્ષોમાં અતિ અગત્યનો થઈ પડવાનો છે.

(૨) રિપોર્ટમાં જણાવેલું છે કે આખી યોજના સંપૂર્ણ રીતે અમલમાં મૂકવા માટે ૪૦ વર્ષના ગાળામાં કુલ ૩૧,૨૦,૦૦,૦૦,૦૦૦ રૂપિયા ખર્ચ થશે અને પહેલા દશ વર્ષ દરમિયાન ૧૦,૦૦,૦૦,૦૦૦ રૂ. ખર્ચ કરવા. આ પદ્ધતિ બરાબર નથી. મને લાગે છે કે યુદ્ધના અંત પછી તરત જ આ યોજનાનો ગંભીર-પણે અમલ કરવાનું સત્વર શરૂ કરી દેવું જોઇએ, યુદ્ધ પછી ઉપર જણાવેલી ગંજાવર રકમ કરતાં ઘણી ઓછી રકમ ઊભી કરી શિક્ષણનું કાર્ય એકદમ શરૂ કરવું જોઈએ. ૪૦ અગર ૫૦ વર્ષે જે યોજના સંપૂર્ણ થવાની હોય તે એટલા લાંબા સમય દરમિયાન ઢીલી થઇ જવાનો ઘણો સંભવ રહે છે. લડાઇ પછી અનેક મુશ્કેલીઓ હોવાને કારણે એટલી મોટી રકમ કરતાં થોડી રકમ સહેલાઇથી ઊભી કરી શકાશે, અને રિપોર્ટનો જે મુખ્ય મુદ્દો છે તે સચવાશે. આ સંબંધે બે દૃષ્ટાંત આપી શકાય. નિરક્ષર પ્રૌઢ ઉમરના માણસોને અક્ષર જ્ઞાન આપવા પાછળ રૂ. ૪૧·૬૩ કરોડ ખર્ચવાનું કામ છે, કારણ કે પ્રત્યેક બાળકને આઠ વર્ષ સુધી શિક્ષણ આપવાની યોજના આપેલી છે. પ્રાક્પ્રાથમિક શિક્ષણ પાછળ ૩.૧૮ કરોડ રૂપિયાનું ખર્ચ, મારા મત મુજબ, કેવળ નકામું છે. અમુક સંખ્યામાં બાળમંદિરો હોવાં જ જોઇએ. પરન્તુ ત્રણ વર્ષની ઉમરનાં કરોડો બાળકોને પોતાની માતાની સંભાળ અને ઉછેરમાંથી લઈ લેવાં અને બાળમંદિરોમાં બેસાડી દેવાં એ મને તો ગેરવાજબી લાગે છે. કામદાર સ્ત્રીઓ માટે ઘોડિયાં ખાતાં પણ હોવાં જોઈએ, પણ પ્રાક્પ્રાથમિક શિક્ષણના પ્રકરણમાંથી એ બાબત ઉપસ્થિત થતી નથી.

(૩) બેઝિક શાળાઓમાંથી માધ્યમિક શાળાઓમાં, અને ત્યાંથી યુનિવર્સિટી-માં અને તે પછી સરકારી ઊંચા દરજ્જાની નોકરીમાં પસંદગી કરીને લેવાની આખી પદ્ધતિ મને ખામીભરેલી લાગે છે, અને તે લઘુમતી કોમોને મોટે ભાગે અન્યાય કરનારી જણાય છે, કારણ કે પછાત ગણાતી કોમોમાં બુદ્ધિની ખામી નથી હોતી, પરન્તુ સંજોગો અને પરિસ્થિતિને કારણે તેમની બુદ્ધિ મોડી ખીલે છે. યુદ્ધોત્તર કેળવણીની કોઈપણ યોજનામાં ગરીબ તેમ જ તવંગર, શહેરી કે ગ્રામજન, આગળ પડતી કોમનો કે પછાત કોમનો સહુને જ્ઞાનપ્રાપ્તિની અને બૌદ્ધિક ઉન્નતિની એક સરખી જ અનુકૂળતા મળવી જોઈએ એવો મારો મત છે.

(૪) કન્યાઓની અને સ્ત્રીઓની કેળવણીનો પ્રશ્ન માત્ર એક પરિચ્છેદમાં પતાવી દેવામાં આવ્યો છે, અને એવું ધારી લેવામાં આવ્યું છે કે ભવિષ્યમાં છોકરા અને છોકરીઓ પ્રત્યે સરખું જ વર્તન રાખવામાં આવશે. મારા મત મુજબ હજી ઘણા દશકા સુધી કન્યાકેળવણીનો પ્રશ્ન અલગ વિચાર અને યોજના માગી લેશે, અને અલગ શાળાઓ તથા અલગ અભ્યાસક્રમની યોજના કરવી પડશે. શિક્ષિકાઓને માટેની વ્યવસ્થા, સહશિક્ષણ અને ધાર્મિક શિક્ષણ એ હજી ઘણા વખત સુધી હિન્દમાં ખાસ ધ્યાન આપવાના વિષયો રહેવાના છે.

(૫) ધાર્મિક શિક્ષણ માટે જે અર્ધો પરિચ્છેદમાં ચર્ચા કરવામાં આવેલી છે તેથી મને સંતોષ થયો નથી. હિન્દમાં લગભગ બધી કોમો એમ માને છે કે ધાર્મિકશિક્ષણ, અને તે પણ શાળાના સમય દરમિયાન, એ કેળવણીનું મુખ્ય અગત્યનું અંગ છે. અને મુસ્લિમ અને રોમન કેથોલિક કોમો ધાર્મિક શિક્ષણ સિવાયનું શિક્ષણ સ્વીકારતા જ નથી. ભવિષ્યની કેળવણીની કોઈપણ યોજના આ બાબત બાજૂ ઉપર મૂકી શકે નહિ અને આ માગણીની ઉપેક્ષા કરી શકે નહિ.

(૬) રિપોર્ટમાં એક અર્ધા પરિચ્છેદમાં હિન્દના કોમી અને જ્ઞાતિ વિભાગો-નો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. મારા મત મુજબ હજી હિન્દમાં એવી કોમો અને પેટાકોમો અસ્તિત્વમાં છે કે જેઓ, ફરજિયાત શિક્ષણ કરવામાં આવે તો પણ, તેમને માટે કોઈ ખાસ પ્રકારની અલગ ગોઠવણ કરવામાં આવે તે સિવાય, શિક્ષણ લેવા તૈયાર થવાની નથી. આ પ્રકારની કોમી અને જ્ઞાતિવિષયક મુશ્કેલી-ઓની ઉપેક્ષા કરવી અને માત્ર કેળવણી–આદર્શ યોજનાઓ રજૂ કરવી તેથી હિન્દની કેળવણીના પ્રશ્નનો ફેંસલ થવાનો નથી. મારા મત મુજબ અમુક ખાસ કોમોના, લઘુમતી કોમોના, પછાત કોમોના પ્રશ્નો રજૂ કરવા જોઇએ અને તેમનો નીડરપણે વિચાર કરવો જોઇએ, આ બાબતની મુશ્કેલી બરાબર સમજવી જોઈએ અને તે દૂર કરવાની યોજનાઓ ઘડવી જોઇએ; એટલે કાળાન્તરે એવી સ્થિતિ આવશે કે કેળવણીની બાબતમાં કોમ કે જ્ઞાતિનો પ્રશ્ન રહેશે નહિ.

(૭) સહુને માટે ફરજિયાત શિક્ષણની તરફેણમાં હું છું, પરન્તુ એવી ફર-જિયાત પદ્ધતિ અસરકારક રીતે કેમ દાખલ કરવી તે આ રિપોર્ટમાં મુદ્દલ જણાવવામાં આવ્યું નથી. હિન્દના કેટલાક ભાગોમાં ઘણાં વર્ષોથી ફરજિયાત શિક્ષણ દાખલ કરવામાં આવ્યું છે, પરન્તુ મોટે ભાગે તે નિષ્ફળ ગયું છે, કારણ કે તે અમલમાં મૂકવાના ચોકસ નિયમો કરવામાં આવ્યા નથી. દાખલા

તરીકે મદ્રાસ પ્રાન્તના કેટલાક ભાગમાં જ્યાં ફરજિયાત શિક્ષણ છે ત્યાંની હાજરી, સંખ્યા અને અભ્યાસની પ્રગતિ, જે વિભાગોમાં ફરજિયાત શિક્ષણ નથી તેના કરતાં ઊતરતી છે. ફરજિયાત કેળવણીની કોઇપણ યોજનામાં સરકારી નિયમન દ્વારા, એ પદ્ધતિ કેવી રીતે અપવાદ સિવાય અમલમાં મૂકવામાં આવે તેના માર્ગ પણ સૂચવવા જોઇએ.

(૮) રિપોર્ટમાં ઘણે ઠેકાણે એવો મતલબનો ઉલ્લેખ છે કે પ્રાન્તિક સ્વાયત્ત શાસનમાં, કેળવણીના કેટલાક તબક્કામાં દખલગીરી થવાની છે. મધ્યસ્થ કેન્દ્રની હકૂમતથી આર્થિક અને બીજી રીતે ગમે તેટલો લાભ થતો હોય, તોપણ, જે પ્રાન્તિક સ્વશાસન અત્યારે હિન્દે પ્રાપ્ત કર્યું છે તેમાં પીછેહઠ થાય અને તે સ્વશાસનમાં દખલગીરી થાય એ હું પસંદ કરતો નથી.

